# મેવાડની જાહોજલાલી.

રચનાર.

વિઠ્ઠલદાસ ધનજીભાઈ સણાવાડીઆ.

હેડમાસ્તર, ફીમેલ ટ્રેનિંગ કૉલેજ.



અમદાવાદ

આર્યોદય પ્રેસ.



કીંમત રૂ. ૨-૦-૦

# અર્પણપત્ર.



શ્રીમંત

મહારાઉલશ્રી માનસિંહજી મહારાજ

દેવગઢ બારીઆ.

આપની સાથે મારો ઘણા વખતથી નીકટનો સંબંધ છે તેની યાદગીરીમાં તથા આપ સૂર્યવંશી રજપુત રાજા છો તેથી હિંદના રત્નરૂપ મેવાડના નિષ્કલંકી સૂર્યવંશી રાજપુત્રોનો આ ટુંક ઇતિહાસ હું આપને પ્રેમપૂર્વક અર્પણ કરૂંછું તે કૃપા કરી સ્વીકારશો.

સેવક

વિઠ્ઠલદાસ ધનજીભાઈ.



# પ્રસ્તાવના.

ઈતિહાસોમાં આર્યાવર્તનો ઇતિહાસ ઘણી રીતે મોટાઇ ધરાવેછે. આર્યપુત્રોની યુદ્ધકળા, શૂર, સંપ, સ્વદેશભક્તિ, અને સ્વદેશાભિમાન આધુનિક ઈતિહાસકારોએ વખાણેલા દેશો કરતાં કોઇ રીતે ઉતરે તેમ નથી, એટલુંજ નહિ પણ કેટલીક બાબતોમાં તે શ્રેષ્ટતા ધરાવે છે. પરદેશી ઈતિહાસકરતા પણ કેટલીકવાર વગર છૂટકે એ સત્યતા કબૂલ કરેછે.

હિંદના ઘણા ભાગોમાં ઘણી જાતના લડવૈયા, દેશ હિતેચ્છુ અને સ્વદેશાભિમાની પુરૂષો થઈ ગયા, તેમાં મેવાડના રજપુતો સર્વોપરી થઈ ગયાછે. ભારત કે રામાયણમાં વખાણેલા જોદ્ધા તો માત્ર તેમના સ્વાર્થને માટેજ પ્રખ્યાત થઈ ગયા, પણ મેવાડના રજપૂતો તો પોતાના ઉત્તમ પ્રકારના સદ્‌ગુણોને માટે પ્રખ્યાત થયા છે. અરજુન, કરણ, ભિશ્મપિતા, દ્રોણ, જરાસંધ, દુર્યોધન, ભીમ આદિ અદભૂત શક્તિવાળા જોદ્ધા ગણાયા છે, પણ તે બધાએ સ્વાર્થ સાધવામાંજ પોતાનું શૂરાતન બનાવ્યું હતું, પરંતુ મેવાડના રજપૂતો કેવળ તેથી ઉલટીજ રીતે વર્તેલા જણાય છે. તેમણે તો માત્ર પોતાના દેશના રક્ષણાર્થેજ જન્મ લીધો હોય એમ તેમના ઈતિહાસ ઉપરથી જણાઈ આવેછે.

રજપુતસ્થાનમાં રજપૂતોનું રાજ થયું,ત્યારથી તે છેક હિંદુસ્તાનમાં ધસી આવેલા પરદેશી મોગલ રાજની પડતીનાં બીજ વાવનાર ઔરંગજેબ દિલ્લીની ગાદીએ બેઠો ત્યાંસુધીમાં રજપૂતોએ એટલાં મોટાં પરાક્રમો કર્યાંછે કે તેમની સાથે સરખાવવાને બીજા દેશોના ઘણા થોડા દાખલા મળેછે. તેમાં મેવાડના રાજાઓએ તો પરાક્રમની હદ વાળી દીધીછે. મેવાડી રજપૂતો તેમની સ્વદેશભક્તિ, સ્વદેશાભિમાન, સ્વામીભક્તિ અને સ્વાત્માર્પણનાં અનુપમ પરાક્રમો કરીને અનંતકાળ સુધી અમર થઇ ગયા છે. એમનાં જેવી પ્રજા બીજા દેશમાં થોડીજ થઈ હશે. યુદ્ધ કરવામાં

કે શત્રુઓથી પોતાના દેશનું રક્ષણ કરવામાંજ માત્ર તેઓ કુશળ હતા એમ નહિ, પણ હુનરકળા, વેપારરોજગાર, અને દેશની બીજા પ્રકારની આબાદીનું રક્ષણ કરવામાં ઇતિહાસોમાં પ્રખ્યાતી પામેલા દેશો કરતાં તેઓ ચઢીઆતા હતા એ નિઃસંશય છે, કેમકે તેમનાં અદ્ભૂત કાર્યો હજુપણ જેમનાં તેમ ઉભાં રહી નિષ્પક્ષપાત ઇનેસાફ્દારને તેમના મહાન ઉત્તમ કાર્યોની નીડરપણે સાક્ષી આપેછે. મેવાડપતિઓ પ્રજાપ્રત્યે પોતાનો ખરો ધર્મ શો છે તે સારી રીતે સમજતા હતા, એવું તેમનો ઈતિહાસ દૃષ્ટાંતપૂર્વક બતાવી આપેછે. તેઓ પ્રજાને પોતાનાં પુત્રપુત્રી તરીકે ગણતા અને તેમના ઉપર અભેદ્ય પ્રેમ રાખતા. તેમના એજ સદ્ગુણને લીધે તેમની રાજભક્ત પ્રજા તેમને માટે ઘણીવાર અડીની વખતે પોતાનો જીવ કુરબાન કરતી. **यथा राजा तथा प्रजा** એ ખરેખર નિર્વિવાદ છે.

મેવાડના રાજાઓ અને રજપૂતોનો હાલના રાજા કે રજપૂતો સાથે મુકાબલો કરવો ઘણો કઠણ પડેછે. જેમણે માત્ર હાલના રજપૂતો જોયાછે અને પાછલા ઈતિહાસો બિલકુલ વાંચ્યાજ નથી, તેમને મેવાડનો ઇતિહાસ ગપ્પાં રૂપ લાગશે એમ મને ભય રહેછે. હાલના રજપૂતોની સ્થીતિમાં જે ફેરફાર જણાય છે તેમાં કેટલીક તેમની પણ ભૂલ છે, અને કેટલોક કાળચક્રનો ચમત્કાર પણ છે. માણસ માત્રમાં જ્યારે કુસંપ અને વ્યસનનું જોર વધે, સાધન કે સત્તા અમુક કારણથી કમી થાય, અને છેક સ્વાર્થ ઉપરજ તેનું લક્ષ રહે, ત્યારે ઉત્તમ ગુણો ધીરે ધીરે રસ્તો પકડે, અને પરિણામે તેની સ્થીતિ દયામણી થાય અથવા તેની પૂર્વ સ્થીતિનું દર્શન નજ બતાવે એ સ્વાભાવિક છે. રજપૂતો માંહોમાંહે કુસંપથી લડી મૂઆ અને છેક નબળા થઇ ગયા. જો તેમણે સંપની સેવા કરી હોત અને બાબર અને ઔરંગજેબ સાથે જેવી સંપયુક્ત બહાદુરી બતાવી હતી, તેવીજ બહાદુરી મરાઠાના હુમલા અટકાવવામાં બતાવી હોત, તો કદાચ તે આર્યાવર્તના ચક્રવર્તી રાજના ભોકતા પણ થયા હોત. પણ દુષ્ટ કુસંપે સઘળું

સત્યાનાશ વાળી તેમની સ્થીતિનું હાલનું દર્શન આપ્યુંછે.

કેટલાક યુરોપી ઇતિહાસકારો કહેછે કે હિંદુસ્તાનમાં ઈતિહાસ લખવાનો રીવાજ નહોતો, અને તેમને ઇતિહાસ લખતાં આવડતો પણ નહોતો. પણ કર્નલ ટાડ હિંદને એ દોષમાંથી મુક્ત કરેછે. કર્નલ ટાડ કહેછે કે "જે દેશમાં વિદ્યા સંપૂર્ણ કેળવાઈ હતી, વિધવિધ પ્રકારના હુનરો, શિલ્પ અને ચિત્રકામ, કવિતા અને ગાયનાદિ પૂર્ણતા પામેલાં હતાં, એટલુંજ નહિ પણ તેના સટીક નિયમો બાંધ્યા હતા, તે દેશને પોતાના રાજાનાં કૃત્યો અને તેના ગુણ દોષ નોંધવા સરખું કામ ન આવડતું હોય એ માનવું અસંભવિત છે. હસ્તિનાપુર, ઇંદ્રપ્રસ્થ, અણહિલવાડ, અને સોમનાથાદિ શહેરો, દિલ્લીને ચિતોડના વિજયસ્તંભો, આબુ અને ગીરનારપરનાં દેવાલયો, એલિફંટા અને ઇલોરાની ગુફાઓ, એ તે વખતની આર્ય કારીગરીના નમુના છે. આ ઉપરથી ખાતરી થાયછે કે, જે વખતે આવાં કાર્યો બન્યાં હોય, તે વખતે ઇતિહાસ લખનારની ખોટ નજ હોય. જો કે મહાભારતના સમયથી તે મહંમદ ગીજનીએ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી, ત્યાંસુધીનો કાંઈ ઈતિહાસ માલમ પડતો નથી, તોપણ પૃથુરાજ ચોહાણના ચંદરાસાપરથી જણાયછે કે મહંમદ ગીજનીથી તે શાહબુદ્દીનના વખત સુધીનો ઇતિહાસ ચંદ કવિના વખતમાં હતો; પણ તે હાલ નાશ પામ્યોછે. વળી એપણ વાત ખરી છે કે જે વખતે ઝનુની અને ધર્માંધ મુસલમાનોએ રજપૂતોની રાજધાનીઓ ઘેરી હતી, રાજાઓ જંગલમાં અને ડુંગરામાં એક જગાથી બીજી જગાએ રખડતા ફરતા અને ઘણીવાર તો રાંધેલી રસોઇ પણ જમવાનો વખત ન મળ્યાથી પડતી મૂકી નાસતા ફરતા, તે વખતે ઈતિહાસ લખવાનું સ્વપ્નું સરખું પણ કયાંથી આવે ?"

કર્નલ ટાડ વળી વધુ લખેછે કે "પહેલાંના વખતમાં રાજસ્થાનિક દરબારો ઘણાં ભભકાદાર અને તવંગર હતાં. સિંધુ અને ગંગા વચેનો દેશ બહુજ ધનાઢ્ય હતો. વળી એ જગાઓ

માં ઐતિહાસિક બનાવોના ભંડાર છે. રાજસ્થાન માંહેનું એકે નાનું સરખું રાજ્યપણુ તેનું થરમાપીલી વગરનું નથી, તેમ એકે શહેર એવું ભાગ્યે હશે કે જ્યાં લીઓનીદાસ થયો નહિ હોય. હિંદનું સોમનાથ તે ગ્રીસના ડેલફ્રાસની બરાબરી કરી શકે તેવું હતું, અને હિંદની લૂટ તે લીબીયન રાજાની દોલત જેટલી હતી. પાંડવોના સૈન્યની સંખ્યા આગળ ઝરક્ષીસનું સૈન્ય તો કશી વિશાતમાં નહોતું. પણ હિંદના હિરોડોટસ અને ઝેનોફોન તે વખત નહિ હોવાથી હિંદની ઉજ્વળ કીર્ત્તિ અંધારામાં રહી ગઇ, અને જે અનુપમ કીર્ત્તિની થોડી ઘણી નોંધ થઇ તે કાળે કરીને ખવાઇ ગઇ.

પોતાની સ્વતંત્રતા સાચવવાને સેંકડો વરસ સુધી લડવું, ધર્મનું રક્ષણ કરવા પોતાની વહાલામાં વહાલી વસ્તુના ભોગ આપવા, રાજના અને પ્રજાના હક્ક તથા સ્વતંત્રતા સાચવવા પાછળ મરતા સુધી મચ્યા રહેવું, અને સ્વાર્થ સાધવાની બીલકુલ લાલચ નજ રાખવી, એવા રજપૂતોનાં અનુપમ સદ્‌ગુણો વાંચનારને અચંબો પમાડ્યા વગર રહે એવું નથી. પાછલા વખતનો જે ઇતિહાસ તે જગાએ બેસીને મેં જે હર્ષિત લાગણીથી સાંભળ્યોછે તે લાગણીનો થોડો ભાગ પણ મારા વાંચનારને હું ઉપજાવી શકીશ તો હિંદના બનાવોથી બેદરકાર રહેવાનું મારા સ્વદેશીઓમાં જે વલણ થતું જાયછે તે ઉપર જીત મેળવવાને હું ફતેહમંદ થઇશ એવી મારી ખાતરીછે.”

કર્નલ ટાડ સાહેબે રાજસ્થાનનો જે ઇતિહાસ લખ્યોછે તેમાં સાધારણ રીતે બધા રજપૂતો તરફ અને મુખ્યત્વે મેવાડીઓ તરફ જે પ્રેમભાવ દર્શાવ્યોછે, રાજપુત્રના ગુણોની જે યોગ્ય પ્રશંસા કરીછે, મેવાડનાં ને મેવાડપુત્રોનાં વખાણ કર્યાંછે, તે ઉપરથી એ ઇતિહાસ વાંચનાર જો એ લખનાર કોણછે તે જાણતો ન હોય તો જરૂર તેને કોઇ રજપૂત ધારે, એમાં લગારે શક નથી. પણ કર્નલ ટાડ રજપૂત નહિ પણ સઘળા રજપૂત ગુણોથી ભરેલો અંગ્રેજ અમલદાર હતો. પરંતુ તેને લગાર પણ અમલનું ઘેન

ચઢ્યું નહોતું. આવા ઉદાર અને વીર પુરૂષના હાથનો લખેલો ઈ-તિહાસ મારા વાંચવામાં આવ્યો કે તેનો કાંઇક સારાંશ મારા આર્ય બંધુઓની સેવામાં મૂકવાની મને ઉત્કંઠા થઇ. તેથી ભાટ-ચારણો પાસેથી કેટલીક મેવાડના રાણાઓની ને એમને લગતી બીજી વાતો ને કાવ્યો સાંભળી, તેમાંથી બની શક્યું તેટલું આ પુસ્તકના આકારમાં વાંચનારની સેવામાં મૂકુંછું. એમાં માત્ર ઈતિ-હાસિક જ્ઞાન આપવાનોજ મેં ઇરાદો રાખ્યો નથી, પણ તે સાથે રાજપુત્રોને યોગ્ય ગુણો જે કાળે કરીને કટાઈ ગયા છે, તે ફરીને સ્ફુરિત થાય અને પોતાની પ્રજાનું પાલન કરી, વિદ્યા, હુનર-કળા ને વેપારને ઉત્તેજન આપી, પ્રતાપી અંગ્રેજ સરકારના ચક્ર-વર્તી રાજ્યમાં સલાહ શાંતિમાં રહી, દેશની આબાદી કરી સુકીર્ત્તિ પ્રાપ્ત કરે, એવો પણ ઈરાદો રાખ્યો છે.

આ પુસ્તકમાં ફકત મેવાડની જાહોજલાલીના વખતનોજ ઇ-તિહાસ આવેછે. એક દેશની ચડતી પુસ્તકમાં લખ્યા પછી તેજ દેશની પડતી પણ તેનીજ સાથે લખવી મને ઠીક નહિ જણા-યાથી મેં તે ભાગ બિલકુલ પડતો મૂક્યો છે.

કર્નલ ટાડની માફક આ ઈતિહાસ લખવાને જાતનો અનુ-ભવ લેવા મેવાડમાં મારાથી જઈ શકાયું નહિ. એ ઉત્તમ ભૂમિ-ના રાજભાટના વંશજો અને બીજા ભાટ ચારણોના મુખની ખુબી ભરેલી વાણી પૂરેપૂરી સાંભળી તેની જોઇએ તેવી નોંધ કરી શ-કાઈ નહિ, તેથી મેવાડપુત્રોનો જેવો ધારીએ તેવો સંતોષકારક ઇતિહાસ હું લખી શક્યો નથી. પણ માત્ર મેં આવતા જતા ભાટ ચારણો, શોધકો અને ઇતિહાસના પ્રેમી ગ્રહસ્થો પાસેથી જે જે સાંભળ્યું તે તથા ઉદાર કર્નલ ટાડના પુસ્તકમાંથી જે મદદ મળી તે વડે આ પુસ્તક પુરૂં કરી મારા સુજ્ઞ વાંચનારની સેવામાં મુકુંછું.

ઇતિહાસ લખતાં ઘણીવાર મેં તુંકારાદર્શક શબ્દો લખેલાછે તેમાં કોઈપણ નાત, જાત, ધર્મ કે પક્ષના માણસોને માઠું લગા-

ડવા કે તેમના તરફ ધિક્કાર બતાવવાનો મારો ઇરાદો કે હેતુ નથી. મેં તો માત્ર મને મળેલી હકીકતોમાં વપરાતી ભાષા કાયમ રાખવાના તથા તે વખતનો ખરો ચિતાર બતાવવાના વિચારથી તેને અનુસરીને લખેલું છે. તોપણ મેં જે છૂટ લીધી છે તેને માટે વાંચનારને જે અયોગ્ય લાગે, તેની હું કૃપાપૂર્વક ક્ષમા ચાહું છું.



# મેવાડની જાહોજલાલી.

## ઉપોદ્ઘાત.

મેવાડની ઉત્તર વાયવ્યે અરવલી પર્વત ને મારવાડનું રણ છે. પશ્ચિમે ને દક્ષિણે સિરોહી ને ગૂજરાતની ઉત્તર હદપરના ડુંગરો આવેલાછે. પૂર્વે ને કાંઈક દક્ષિણે બુંદી કોટા ને માળવાનાં રજપૂત રાજ્યોનો મૂલક છે. એમાં મોટી નદીઓ બનાસ ને બેરીસ છે તે ચંબળને મળેછે, ને બીજી કેટલીક નાની નદીઓ વાયવ્ય કોણપરની લુણી નદીને મળેછે. એ રાજ્યનું ક્ષેત્રફળ ૧૨૬૭૦ ચોરસ મૈલ છે, ને તેમાં ૧૪૯૪૨૧૦ માણસની વસ્તી છે.

મેવાડના રાજાને રાણા કહેછે. ને તેની હાલની રાજધાની ઉદેપુર છે. તે પહેલાં તેની રાજધાની ચિતોડમાં હતી. વચમાં થોડો વખત કોમલમેરના પહાડી કિલ્લામાં પણ એની રાજધાની હતી. એ ત્રણ શહેરો સિવાય સલુંબર, સાદરી, શાહાડ, કાંકરોલી વગેરે બીજાં જાણવા જોગ શહેરો ઘણાં છે.

કોમલમેરથી અજમેર સુધીના પહાડી મૂલકને મેરવાડા કહેછે, ને તેમાં મેર જાતના બહાદુર પહાડી લોકો રહેછે. અરવલીના ને મેવાડની પૂર્વ હદપરના ડુંગરોમાં આ દેશના મૂળ વતની ભીલ લોકો રહેછે. એ ભીલ લોકોમાં ઘણી જાત કે જથા છે. તે દરેક જથાના ઉપરીને રાવત કહેછે. તેમાં ઓગુણાનો રાવત સૌથી મોટો છે.

મેવાડથી મારવાડના રાજ્યમાં જતાં અરવલીના ડુંગરી મૂલકમાં ગોદવાડનો પ્રાંત આવેછે. એ મૂલક પ્રથમ મેવાડને તાબે હતો, પણ હાલમાં જોધપુરને તાબેછે. મેવાડની જાહોજલાલીના વખતમાં તેની હદ ઘણી મોટી હતી. પણ પાછલા પડતીના વખતમાં એ રાજ્ય હાલની સ્થિતિએ પહોંચ્યુંછે.

મેવાડનાં રાજ્યનો ઘણો ભાગ પટાવતોની જાગીરમાં વહેંચાઈ ગયાથી રાણાનો ખાલસા મૂલક તો ભાગ્યે ત્રીજે હિસ્સે પણ રહ્યો

હોય. ઉદેપુરના રાણાના મોટા સોળ પટાવતો છે; તેમાં ચંદાવત ને શક્તાવત એ મુખ્ય છે. એ પટાવતોને મળેલા મૂલકના બદલામાં તેઓ જરૂરને પ્રસંગે રાણાને લશ્કરની મદદ આપવાને બંધાયલાછે. બીજા વર્ગના પટાવતોને તે કરતાં થોડો મૂલક હોયછે, ને ત્રીજા વર્ગનાને તેથી પણ થોડો હોયછે. હલકા વર્ગના પટાવતો તો માત્ર કોઇ ગામનાજ ધણી હોયછે.

રાણાનો ખાલસા મૂલક પટાવતોના મૂલકની વચમાં છે, કેમકે જે પટાવતો આપવામાં આવતી તે ખાલસા મૂલકની આસપાસ અપાતી. તેથી મેવાડના મૂલકની આસપાસ વસનારા જંગલી ભીલ, મેર, મીણા વગેરે જાતોની લૂટફાટથી ખાલસા મૂલકનું રક્ષણ થતું, એટલુંજ નહિ, પણ એ લૂટફાટથી રક્ષણ કરવાને પટાવતોને હમેશાં જાગૃત રહેવું પડતું, તેથી તેમનું પરાક્રમ કટાઈ જતું નહિ.

પહેલાંના વારામાં રાણાની મુખ્ય ઊપજ જમીનના મહેસુલ કરતાં ખનીજ પદાર્થની વધારે હતી. મેવાડના રાણાઓનો મુખ્ય આધાર આણ,[૧] દાણ ને ખાણ ઉપર હતો. પટાવતો ને પ્રજા રાણાની આણ માની જ્યારે બોલાવે ત્યારે આવીને હાજર થતાં, અને પરદેશ જનારા માલ ઉપર દાણ લેતા તે ઉપર અને ખાણની ઊપજ ઉપર રાણાની ઊપજનો મુખ્ય આધાર હતો. એ ખાણોમાં સુરમો, લોઢું, રૂપું, ત્રાંબું, સીસું આરસપહાણ વગેરે નીકળતાં. પરંતુ હાલમાં એ ખાણો બંધ પડી છે.

મેવાડના રાણા સૂર્યવંશી છે, ને તેઓ રામના પુત્ર લવથી ઉતરેલાછે. ઈ. સ. ના બીજા સૈકામાં તેમના કનકસેન નામના રાજાએ અયોધ્યાથી ગૂજરાતમાં આવી વૈરાટની નજીકમાં રાજ્ય સ્થાપ્યું. તેના વંશજોએ કેટલીક મુદત સુધી વલ્લભીપુરમાં પણ રાજ્ય કર્યું હતું. તેમાંના ગ્રહાદિત્ય નામે પુરૂષે ઇડરનું રાજ્ય જીતી

૧ રાણાની હજરી કે લશ્કર વગર આખા રાજ્યમાં રાણાની આણને માન આપવામાં આવતું, તે ઉપરથીજ જણાયછે કે તે વખતે રાણાની સત્તા ને તેમનાપર પ્રજાનો પ્યાર કેટલો હતો.

ત્યાં રાજ્ય કર્યું, તે ઉપરથી તેના વંશજો ગ્રહિલોટી કે ઘેલોટી ક- હેવાયછે. ઇડરથી કેટલીક મુદ્દતે ઘેલોટીઓ ઉદેપુર નજીક આનંદપુર આહરમાં આવી વસ્યા. ત્યારથી તેઓ આહરીઆ કહેવાયા. એ નામ બારમા સૈકા સુધી રહ્યું. શુમારે તેરમી સદીની શરૂઆતમાં રાહપ નામે ભાઇએ પોતાનો ગાદીનો હક્ક પોતાના નાના ભાઇ મા- હુપને આપ્યો, ને પોતે મોરી જાતના પરમારો પાસેથી ડુંગરપુર જીતીને ત્યાં રાજ્ય કર્યું. તેના વંશજો આજ પણ ત્યાં રાજ્ય કરેછે. તેઓ આહરીઆ રજપૂત કહેવાયછે. રાહપે પોત્તાની ગાદી સીસો- દામાં કરી ત્યારથી ઘેલોટીઓ કે આહરીઆ નામ બદલાઇ તેમનું સીસોડીઆ નામ પડ્યું.

હાલમાં એ સઘળા રજપૂતો સીસોડીઆ કહેવાય છે, તો- પણ તેમના કુળનું નામ ઘેલોટી છે. સીસોડીઆની ૨૪ શાખાઓ છે. તેમાંની આહરીઆ ડુંગરપુરમાં, સીસોડીઆ મેવાડમાં, પી- પારા મારવાડમાં ને મંગળીઆ મારવાડના રણમાં મુખ્યત્વે રહે- છે. બાકીની જાતોમાંની કેટલીક વધારે જાણીતી નથી અને કેટ- લીક તો નાશ પણ પામી છે.

ઉદેપુરના રાણાના ખાલસા મૂલકના શુમારે સો સો ગા- મના ભાગ પાડી તે દરેક ભાગની ઊપજ ઊઘરાવનાર વસૂલાત ખાતાનો એક અમલદાર નીમેલો હોયછે, અને લશ્કરી તથા ફો- જદારી કામ કરવાને એક ફોજદાર નીમેલો હોયછે. એ ફોજદાર બીજા વર્ગના પટાવતોમાંથી નીમેછે. એ અમલદારને અને પટા- વતોને રાણા તરફથી ડંકો, નિશાન, ચોપદાર વગેરે આપેલું હોયછે. રાણા સૂર્યવંશી હોવાથી તેમના મોટા વાવટા ઉપર સૂર્યની છાપ હોયછે ને પટાવતોના વાવટા ઉપર કટારી હોયછે.

રાણાના સઘળા પટાવતો માત્ર સીસોડીઆજ છે એમ નથી; રાઠોડ, સોળંકી, પરમાર, ભાટી, ઝાલા, ચોહાણ વગેરે પણ છે. એ પટાવતો જુદી જુદી જાતના હોવાથી તેમને કોઈવાર માં- હોમાંહે દ્વેષ થતો તોપણ તેઓ સઘળા રાજ્ય સામા મળી જઈ

શકતા નહિ. મેવાડ સિવાયનાં ઘણાંખરાં રજપૂત રાજ્યોએ દિલ્હીના પાદશાહને દીકરીઓ દીધી છે, પણ મેવાડે આજ સુધી પોતાની એ પવિત્રતા સાચવી રાખી છે. તેમના પટાવતો ને પ્રજામાંના રજપૂતો મુસલમાનને કન્યા દે નહિ, માટે પટાવતોની કન્યા રાણા પરણતા ને બીજા રજપૂતોની કન્યા પટાવતો પરણતા. તેથી તેઓ માંહોમાંહેના સગપણથી બંધાઈ રાણાને અંતઃકરણ પૂર્વક મદદ કરતા, ને મુસલમાનને કન્યા દેતાં અટકતા.

રાણાના પહેલા વર્ગના પટાવતો માત્ર દરબારમાં હાજર રહી રાણાને જરૂરને પ્રસંગે સલાહ આપતા; ને બીજા વર્ગના પટાવતો ફોજદારનું કામ કરતા. પટાવતોને આપેલી જાગીર વંશપરંપરાની છે. ખાલસા થાય એવી પટાવતો તો થોડાનીજ હોયછે. પરંતુ વંશપરંપરાની પટાવતોવાળા પણ રાજદ્રોહ કરે કે પટાવત નામર્દ કે અપંગ નીકળે ને તેને વારસ ન હોય તોજ તેમની જાગીર ખાલસા થાય. નહિતો પટાવતોને રાણા સાહેબની મંજુરીથી દત્તક લેવાનો પણ હક્ક છે.



# મેવાડની જાહોજલાલી.



## પ્રકરણ ૧લું.

### ચિતોડના રાજ્યની ઉત્પત્તિ.

ભરતખંડનાં દેશી રાજ્યોમાં રજપૂત કુળમણિ મેવાડના રાજ્યના રાણા સૂર્યવંશી રામચંદ્રના પુત્ર લવથી ઉતરેલા કહેવાયછે. જુદાજુદા લખનારા મેવાડના રાણાઓ ગમે તો નોશીરવાનથી, યજદજીરાદથી કે ખ્રીસ્તી સ્ત્રીથી ઉતરેલા કહે પણ મારૂં મતતો એજ છે કે તેઓ શ્રી રામચંદ્રથીજ ઉતરેલા છે. કેમકે રાણાઓની વંશાવળીમાં રામચંદ્રથી કયા કયા પુરૂષો થયા તે દરેકની નામવાર નોંધ આપેલીછે એટલુંજ નહિ, પણ તેમણે એ વાત પોતાનાં પરાક્રમથી ને રામ સમાન નિષ્કલંકી સુકૃત્યો કરીને ખરી પાડી આપીછે. રાણાઓનાં એ સુકૃત્યો સાંભળતાં, વાંચતાં ને વર્ણવતાં માણસને આલ્હાદ ઉત્પન્ન કરે એવાં છે અને તેથીજ મને એમનો આ ઇતિહાસ લખવાની ઉત્કંઠા થઈછે.

રામચંદ્રથી કેટલીક પેઢીએ તેમના વંશજ અયોધ્યેથી પંજાબમાં જઈ લોહકોટ (લાહોર) બાંધી ત્યાં રહ્યા. ત્યાંથી કેટલેક વરસે તેમનો કનકસેન સૌરાષ્ટ્રમાં આવ્યો. કનકસેન કયે રસ્તે આવ્યો તે જણાતું નથી. પણ એણે આવીને પરમાર જાતના રાજાઓનું રાજ્ય જીતી લેઇ ઇ. સ. ૧૪૪માં બીરનગર (વડનગર) વસાવ્યું. એ કનકસેનની ચોથી પેઢીએ વિજયસેન થયો, તેણે વિજયપુર વસાવ્યું. એ વિજયપુર હાલના ધોળકા પાસે હતું એમ કહેવાયછે. એ સિવાય એણે વિદર્ભ અને વલ્લભીપુર પણ વસાવ્યાં. વિદર્ભનું નામ હાલ સીહોર પડ્યું છે. વિજયસેનની રાજધાની વલ્લભીપુરમાં હતી. ઈ. સ. ૫૨૪ માં ત્યાં શિલાદિત્ય નામે રાજા

રાજ્ય કરતો હતો. તેના ઉપર પારથીઅન, હુન કે બીજા કોઇ જંગલી પરદેશીઓએ હુમલો કરી વલ્લભીપુરનો નાશ કર્યો એ લઢાઈમાં શિલાદિત્ય મરાયો ને તેની રાણીઓ તેની પાછળ સતી થઈ. તે વખતે તેની એક રાણી પુષ્પાવતી અંબાભવાનીની જાત્રાએ ગઇ હતી. એ પુષ્પાવતી ચંદ્રાવતીના પરમાર રાજાની કુંવરી હતી. રસ્તામાં આવતાં પુષ્પાવતીને વલ્લભીપુરનો નાશ થયાની અને તેમાં શિલાદિત્ય મરાયાની ખબર થઈ. પરતુ તે વખતે તે સગર્ભા હોવાથી માળીઆના ડુંગરોમાં છૂપાઇ રહી. ત્યાં તેને એક પુત્ર અવતર્યો. એ પુત્ર તેણે વડનગરની એક કમળાવતી નામની બ્રાહ્મણીને સોંપ્યો. તેને તેણે કહ્યું કે મારા પુત્રને તું સંસ્કૃત ભણાવજે પણ રજપૂતાણી સાથે પરણાવજે. તે પછી તે શિલાદિત્ય પાછળ સતી થઈ. કમળાવતી એક પૂજારાની પુત્રી હતી. તેને પણ એક ધાવણું બાળક હતું, તેથી તેણે બંને બાળકોને ઉછેર્યાં. પુષ્પાવતીનો કુંવર ગુફામાં જન્મ્યો માટે કમળાવતીએ તેનું નામ ગુહા પાડ્યું. કુંવર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તે એ ગામના રજપૂતોની સોબતમાં ઉછરવા લાગ્યો અને પક્ષીઓનો તથા જંગલી જનાવરોનો શિકાર કરવા લાગ્યો. એ અગીઆર વરસનો થયો ત્યારે તો તેને કબજે રાખવો પણ મુશ્કેલ થઇ પડ્યું. સૂર્યવંશી રત્ન કાંઈ ઢાંક્યું રહે તેમ નહોતું.

બ્રાહ્મણનાં છોકરાં કરતાં આસપાસના જંગલી ભીલોનાં છોકરાંની સોબતમાં રમવા કૂદવાનું ગોહાને વધારે ગમતું. તેમ ભીલનાં છોકરાંને પણ એની સોબત ગમતી હતી. ત્યાંના જંગલી મૂલકની રાજધાની ઈડરમાં હતી; ને ત્યાં એ વખતે મંડળિક નામે વૃદ્ધ ભીલ રાજ્ય કરતો હતો. એક વખતે જંગલમાં બધાં છોકરાંએ રાજા કોને ઠરાવવો એ વિષે વિચાર કર્યો. સઘળાએ એકમતથી ગોહાને પોતાનો રાજા કરવો એમ ઠરાવ્યું. એટલે એક છોકરે પોતાની આંગળીમાંથી લોહી કહાડીને તેને તિલક કર્યું, ને ગોહાને પોતાનો રાજા નીમ્યો. છોકરાંએ જે વાત મશ્કરીમાં કરી હતી તે વાત વૃદ્ધ મંડળિક

રાજાએ ખરી કરીને પોતાની ગાદીએ ગોહાને બેસાડ્યો. ગોહા મોટો થયા પછી વડનગર છોડયું હતું ને આસપાસના ભીલોની સોબતમાં જંગલોમાં રહેતો હતો; તેથી તેની હોંશિયારી ને લાયકી મંડળિકના પણ જોવામાં ઘણીવાર આવી હતી. મંડળિકને કાંઈ છોકરાં નહોતાં તેથી પોતાની ગાદીનો વારસ ઠરાવવામાં તેની નજર ગોહા ઉપર પડી. કેમકે ગોહા બિલકુલ ગાદીને યોગ્ય હતો. એ ગોહા અથવા ગ્રહાદિત્યના વંશજો ગોહિલોટી, ગ્રહિલોટી કે ઘેલોટી કહેવાયા. ગોહાએ પોતાની પાળક માતા કમળાવતીને અને તેના કુટુંબને ઇડરમાં આણ્યાં ને તેમને રાજગુરૂ કરીને રાખ્યાં.

ગોહાના વંશજોએ આઠ પેઢી સુધી ઈડરમાં રાજ્ય કર્યું. ઇડરની આસપાસના ભીલો ગોહાના વંશજોના પરદેશી રાજ્યથી કંટાળી ગયા તેથી છેલ્લો રાજા નાગાદિત્ય શિકારે ગયો હતો ત્યાંજ દગાથી તેને મારી નાંખ્યો, ને ઇડરનું રાજ્ય પાછું લીધું. ઇ. સ. ૭૧૬. એ વખતે નાગાદિત્યને માત્ર એક ત્રણ વરસનો કુંવર હતો. તેનું નામ બાપા હતું. એ બાપાને કમળાવતીના વંશજોએ ઉગાર્યો. નાગાદિત્ય મરાયાની ખબર મળી કે રાજગોર બાપાને લેઈને છાનામાના ભંડેરના ડુંગરી કિલ્લામાં ગયો. ભંડેરનો કિલ્લો ઝારોળથી આશરે પંદરેક મૈલપર વાયવ્ય ખૂણામાં હતો. ત્યાં તેનું યદુવંશનો ભીલ રક્ષણ કરતો હતો, પણ વધારે સલામતી માટે ત્યાંથી તેને પારાશરના અરણ્યમાં નાગેંદ્ર શહેરમાં લાવ્યા. બાપાનું બચપણ એ શહેરમાં ગયું. એ શહેર ઉદેપુરથી ઉત્તરમાં શુમારે દશ મૈલપર હતું.

બાપાના બાળપણની ઘણી રમુજી દંત કથાઓ ચાલેછે. બાપાએ નાગેંદ્રના સોળંકી રાજાની કુંવરી સાથે ગાંધર્વ વિવાહ કર્યાથી એક વખત એને નાસી જવું પડયું હતું. એ વખતે એના સોબતી ઓગુણા પાનોરાનો ભીલ બાળીઓ અને ઉંદ્રી જાતનો ભીલ દેવો એ બે હતા. એ બંને ભીલ બાપાના સુખ દુઃખમાં છેવટ સુધી સાથે હતા. એટલુંજ નહિ પણ બાપાએ ચિતોડનું રાજ્ય મેળવ્યું

ત્યારે બાળીઆએ પોતાની આંગળીમાંથી લોહી કહાડી બાપાને તિલક કર્યું અને દેવાએ અક્ષત ચહોડ્યા. એ હક્ક તેમના વંશજોને હંજુ પણ છે.

બાપા પોતાના બાળપણમાં નાગેંદ્રના સોળંકી રાજાની ગાયો ચરાવતો હતો, પણ જ્યારે તેને માલમ પડ્યું કે એનું મોસાળ ચિતોડના મોરી રાજાને ત્યાં છે ત્યારે તે ભડવાડનું કામ કરવું પડતું મૂકીને પોતાને મોસાળ આવ્યો. રસ્તામાં જતાં તેને ગોરખનાથ બાવો મળ્યા તેમણે તેના ઉપર ખુશી થઇને તેને દોધારી તરવાર બક્ષી. એ તરવાર એમણે શીખવેલી કુશળતા પ્રમાણે બરાબર વાપરે તો ખડકના પણ કડકા કરી નાંખે એવી હતી. બાપા ચિતોડ ગયો ત્યારે ત્યાં એને સારો આવકાર મળ્યો, તથા ત્યાં એને જાગીર આપી સરદાર બનાવ્યો. બાપાની હોંશિયારી ને લાયકી જોઇને મોરી (પરમાર વંશના) રાજાની તેના ઉપર વધારે પ્રીતિ થઈ, તેથી બીજા સરદારો તેનાંપર અદેખાઈ કરવા લાગ્યા. એક વખતે કાબુલ તરફના પરદેશી દુશ્મનો ચિતોડ ઉપર ચઢી આવ્યા ત્યારે સઘળા સરદારો લઢવા જવાની ના પાડવા લાગ્યા ને બાપાને દુશ્મનો સામે મોકલવાનું કહેવા લાગ્યા. રાજાના કહેવાથી બાપા દુશ્મનો ઉપર જવાને તૈયાર થયો. તે વખતે બાપા નાની ઉમરનો હતો છતાં એકલો જવાને તૈયાર થયો જોઈ બીજા સરદારો શરમાઇ ગયા ને તેઓ પણ તેની સાથે યુદ્ધે ચઢ્યા. બાપાએ દુશ્મનોને હરાવ્યા એટલુંજ નહિ, પણ ગીજની સુધી તેમની પૂઠે પડીને તેમનો ઘણો નાશ કર્યો ને ગીજનીમાં ચાવડા જાતના રાજાને ગાદીએ બેસાડ્યો. બાપા પોતાના દુશ્મનની કન્યા સાથે પરણીને પાછો આવ્યો. બાપાનું નાની ઉમરમાં આવું પરાક્રમ ને હોંશિયારી જોઇ ચિતોડના મોરી રાજા ઉપર નારાજ થએલા સઘળા સરદારો તેના ઉપર ખુશ થયા ને તેઓ ચિતોડનું રાજ્ય લેઈ લેવાને બાપાને સમજાવવા લાગ્યા. મોરી રાજાએ એ રીસાએલા સરદારોનું મનામણું કરવાને ઘણીએ વિષ્ટી મોકલી પણ તેઓ મનાયા નહિ. છેવટે બાપાએ

એ સરદારોની સહાયથી મોરી રાજા પાસેથી ચિતોડનું રાજ્ય લેઈ લીધું ને પોતે ચિતોડની ગાદીએ બેઠો. ઇ. સ. ૭૨૮. એ રીતે ચિતોડમાં ઘેલોટી રાજ્યનો પાયો નંખાયો.

ચિતોડ જીત્યું ત્યારે બાપા રાવળની ઉમર માત્ર ૧૫ વરસની હતી. તે પછી તેણે ૩૬ વરસ રાજ્ય કર્યું. ઇ. સ. ૭૬૪માં બાપા રાવળ ચિતોડનું રાજ્ય પોતાના દીકરાને સોંપી પોતે ઈરાન તરફ જઈને રહ્યા ને ત્યાં બીજી કન્યા પરણ્યા. બાપા રાવળને ઘણાં છોકરાં હતાં, તેમાંનાં કેટલાંક પોતાના મૂળ વતન સૌરાષ્ટ્રમાં જઇ વસ્યાં. આઇન અકબરીમાં કહેછે કે અકબરના વખતમાં પચાસ હજાર ઘેલોટીઓ તો માત્ર સૂરતમાંજ હતા. બાપા રાવળના પાંચ દીકરા મારવાડના મૂલકમાં જઈ વસ્યા ને તેમણે ખેરગઢના મૂળ વતની ગોહિલ રજપૂતોને કહાડી મૂક્યા, તેથી તેઓ ત્યાંથી ગૂજરાતમાં આવી કાઠીઆવાડના હાલના ગોહિલવાડમાં આવી વસ્યા. મારવાડમાં વસેલા ઘેલોટીઓને પીપારા ઘેલોટીઓ કહેછે."

બાપાની પછી ચિતોડની ગાદીએ અપ્રાજીત થયો. તે પછી કાળભોજ ને તેના પછી ખોમાન થયો. ખોમાનના વખતમાં જમુલ્રીસ્તાનના સૂબા અલમામુને ચિતોડ ઉપર હુમલો કર્યો પણ તે ખોમાન રાવળે પાછો હઠાવી મુસલમાનોને નસાડયા. એ વખતે ખોમાન રાવળની મદદે ભરતખંડના જુદા જુદા ભાગના ઘણા રાજાઓ આવ્યા હતા. તેમાંનાં ઘણાં ગામનાં નામનાં તો આજે ઠેકાણાં પણ માલમ પડતાં નથી. તોપણ તેમાં ગીજનીના ઘેલોટી, નાંદોલના ચોહાણ, રાહિરગઢના ચાલુક્ય, માંગરોળના મકવાણા, સેતબંદરના જીરકેરા, મંડોરના ખેરાવી, નિરવરના કછવા, અજમેરના ઘોર, દિલ્લીના તુવાર, પાટણના ચાવડા, ઝાલોરના સોનીગડા, સિરોહીના દેવરા, ગાગરોનના ખીચી, જુનાગઢના જાદવ, પાટડીના ઝાલા, કનોજના રાઠોડ, પીરમગઢના ગોહિલ, જેસલમેરના ભાટી, લાહોરના બુસ, માંડલગઢના નકુંપ, સિક્રરના સિક્રરવાલ, ઓમરગઢના જેઠવો, ને કાશ્મીરના પુરીહાર મુખ્ય છે. આ લૂખાં નામથી

આપણને એટલું અનુમાન કરવાનું સાધન મળેછે કે કયા લોકો તે વખતે કયે ઠેકાણે રાજ્ય કરતા હતા. તેમજ ચિતોડના રાવળો ચિતોડમાં ગાદી કર્યાને સો વરસ થયાં એટલામાં આર્યાવર્ત્તમાં બહુ સત્તાધારી થયા હતા તથા તે વખતે હિંદુસ્તાનનાં સઘળાં રજપૂત રાજ્યોમાં સલાહસંપ હતો ને તેઓ પોતાના ધર્મના શત્રુ મુસલમાનો સામા વેર લેવાને સંપૂર્ણ ઉશ્કેરાયા હતા ને તેથીજ સેતબંદરથી તે કાશ્મીર સુધીના રાજાઓ ચિતોડની મદદે ચઢી આવ્યા હતા. ખોમાન રાવળના વખતનો ઈતિહાસ લખાયલો છે ને તેને ખોમાન રાસો કહેછે. એણે ઈ. સ. ૮૧૨ થી ઈ. સ. ૮૩૬ સુધી રાજ્ય કર્યું.

ખોમાન રાવળને મારીને તેનો પુત્ર મંગળ ગાદીએ બેઠો, પણ તેને તેના સરદારોએ ઊઠાડી મૂક્યો તેથી તે મારવાડના રેતીના રણમાં લોદરવા ગામ છે ત્યાં જઇ રહ્યો. એના વંશજો મંગળીઆ ગેલોટી કહેવાય છે. મંગળ પછીના બે ત્રણ રાવળના વખતમાં આસપાસના નાના નાના રાજાઓ તાબે થયા, નવાગઢ બંધાયા ને રાજ્યનો વિસ્તાર વધ્યો. મંગળ પછી દિલ્લીના પૃથુરાજ ચોહાણનો સમયાનુયાયી સમરસી રાવળ થયો ત્યાંસુધીમાં પંદર રાજા ચિતોડમાં થયા, પણ તેમના વખતમાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યા નથી.

---

## પ્રકરણ ૨ જું.

ઈ. સ. ૧૧૫૦ થી ઈ. સ. ૧૨૭૫ સુધી.

સમરસી સંવત્ ૧૨૦૬ ( ઈ. સ. ૧૧૫૦ ) માં જન્મ્યો હતો. એના વખતમાં અણહિલવાડ પાટણમાં ભોળો ભીમ ચાલુક્ય રાજ્ય કરતો હતો. આબુ ઉપર જેતસી પરમાર, મારવાડના મંડોરમાં નાહરરાવ, દિલ્લીમાં અનંગપાળ તુવાર, અજમેરમાં સોમેશ્વર ચોહાણ ને કનોજમાં જયચંદ્ર રાઠોડ રાજ્ય કરતો હતો. એ બધામાં સૌથી વધારે બળવાન અનંગપાળ હતો. એના તાબામાં ઘણા ખંડીઆ રાજાઓ હતા. તેમાં મંડોર, નાગોર, સિંધ, જલવત ( પં-

જામ હશે ), પેશાવર, લાહોર, કાંગ્રા, કાશી, પ્રયાગ, ગઢદેવગોર, વગેરે મુખ્ય હતા. ભાટી લોકો પ્રથમ જમુલીસ્તાનમાં હતા ત્યાંથી મુસલમાનોએ હાંકી કહાડયા ત્યારે તેઓ સિંધુ ઓળંગી આ તરફ આવ્યા ને પ્રથમ તાનોટમાં ગાદી કરી. ત્યાંથી દેરાવળ, ને છેવટે લોદરવામાં આવ્યા. અને સમરસીના વખતમાં તેઓ જેસલમેરમાં વસવાની તૈયારી કરતા હતા.

દિલ્લીના રાજા અનંગપાળને બે કુંવરીઓ હતી તેમાંની એક કનોજના વિજયપાળને અને બીજી અજમેરના સોમેશ્વરને દીધી હતી. વિજયપાળનો દીકરો જયચંદ્ર ને સોમેશ્વરનો દીકરો પૃથુરાજ હતો. અનંગપાળને પુત્ર ન હોવાથી તેણે પૃથુરાજને દત્તક લેઇ પોતાનો વારસ ઠરાવ્યો, તેથી જયચંદ્રને માઠું લાગ્યું. ગૂજરાતના ભોળાભીમ સાથે પણ પૃથુરાજને અણબનાવ હતો. તેથી તેઓ માંહોમાંહે લઢીને નબળા થયા એટલુંજ નહિ, પણ પોતાનાથી વેર ન વળાયું ત્યારે તેમણે પોતાના ધર્મના ને દેશના શત્રું મુસલમાનોને આ દેશમાં બોલાવ્યા, ને તેમાં બધાનાં રાજ્ય પાયમાલ થયાં. જયચંદ્રને પૃથુરાજ સાથે વેર હતું તે છતાં જયચંદ્રની પુત્રી સંયોગતાએ સ્વયંવરમાં પૃથુરાજને વરવાનું પસંદ કર્યું ને તેને વરી, એવો તે ખૂબસુરત ને વીર પુરૂષ હતો. પૃથુરાજના વખતનો ઇતિહાસ તેના કવિ ચંદે પૃથુરાજ રાસામાં વર્ણવ્યોછે. એ પૃથુરાજ રાસામાં લાખ છંદ છે. એ રાસામાં સંયોગતાના સ્વયંવરનું બહુ સરસ વર્ણન છે.

સંયોગતાને પરણ્યા પછી પૃથુરાજ એટલો મોહિત થઇ ગયો કે તેણે સઘળું કામકાજ છોડી દીધું. ઘર બહાર નીકળવું મુકી દીધું, તેમ તેના સારા સારા સામતોની સલાહ ઉપર પણ લક્ષ આપ્યું નહિ. તેવામાં ભરતખંડની પશ્ચિમમાં ગીજનીમાં શાહબુદ્દીન ઘોરી રાજ્ય કરતો હતો. ભરતખંડના રાજાઓના માંહોમાંહેના કજીઆથી થએલી નબળી સ્થિતિનો લાભ લેવાને તે ભરતખંડ ઉપર આવવાને તૈયારી કરવા લાગ્યો. આ સાંભળી દિલ્લીના સ-

ઘણા સામંતોએ પૃથુરાજને સંયોગતાની મારફત જાગૃત થવાને કહાવ્યું. સંયોગતાની શૂર ભરી શીખામણથી પૃથુરાજ સિંહ ગાજી ઉઠયો. તેણે પોતાના ખંડીઆ રાજાઓને અને સગા સ્નેહીઓને પોતાની મદદે આવવાને પત્રો લખી માણસો મોકલ્યા. ચિતોડનો સમરસી રાવળ પૃથુરાજનો બનેવી થતો હતો તેને ત્યાં પોતાના મુખ્ય પટાવત ચંદપુંડીરને મોકલ્યો. ચંદ કવિ કહે છે કે "ચંદપુંડીર આવ્યો ત્યારે સમરસીના ગળામાં માત્ર કમળની માળા હતી અને તેનું સ્વરૂપ મહા જોગીંદ્ર જેવું દેખાતું હતું." પૃથુરાજના કહેણથી પોતાના સૈન્ય સાથે તેની મદદે દિલ્લી જવાને તે તૈયાર થઇ દિલ્લી આવ્યો ને ત્યાં લડાઇની યોજના રચી. પૃથુરાજને તે વખતે ભોળાભીમ ઉપર લડવા જવુ હતું, ને સમરસી પાટણ પરણેલો હોવાથી તેનાથી ત્યાં જવાય તેમ નહોતું તેથી પાટણ ઉપર પૃથુરાજે જવું ને તે દર્મિયાન મુસલમાનો આવે તો પૃથુરાજ પાછો આવે ત્યાંસુધી મુસલમાનોમે સમરસીએ રોકવા એમ ઠરાવ્યું. પછી પૃથુરાજ પાટણ ઉપર ચઢયો પણ તેના આવતા અગાઉ તો શાહબુદ્દીન ઘોરી હિંદ ઉપર ચઢી આવ્યો. તેની સાથે સમરસીએ બહાદુરીથી યુદ્ધ કર્યું ને પૃથુરાજ પાછો આવ્યો ત્યાંસુધી તેને દિલ્લીના દરવાજા દેખવા દીધા નહિ. છેવટે ગૂજરાત જીતીને પૃથુરાજ સમરસીને આવી મળ્યો ને પાણીપતના મેદાનમાં ઈ. સ. ૧૧૯૧ માં શાહબુદ્દીનને હરાવ્યો, તેમાં શાહબુદ્દીન ઘાયલ થયો ને તેનું લશ્કર નાશી ગયું. ચંદ કવિ કહેછે કે રજપૂતોએ આ લડાઈમાં બહુ બહાદુરી બતાવી. આ વખતે રજપૂતાણીઓએ પણ મુસલમાનો ઉપર વેર લેવાને પોતાના પતિ અને પુત્રને ઉશ્કેરવામાં કાંઇ કસર રાખી નહોતી. રજપૂતાણીઓ પોતાના પુત્રને– અને તે પણ ઘણીવાર તો એકના એક પુત્રને કહેતી કે "બેટા લડાઈના મેદાનમાંથી રખે પાછો ફરી મારી કૂખ વગોવતો. લડાઈમાં ઢાલ ઉપર પડવું કે ઢાલ સાથે પાછા ફરવું–મરવું કે જીતીને આવવું. પણ પૂઠ બતાવીને આવવું નહિ." અને તેથીજ રજપૂતો છાતીના

વાગેલા ઘાથી ખુશી થાયછે પણ પીઠ પર ઘા વાગે તો શરમાયછે. પોતાનો એકનો એક પુત્ર લઢાઇમાં મરી જતો તોપણ તેની માતાના અંતઃકરણમાં લગારે શોક થતો નહિ, પણ એજ લાડકવાયો પીઠ બતાવી જીવતો આવે તો તેનું મોં જોવું તેને ગમતુ નહિ. રજપૂતાણીઓ પોતાના પતિને પણ લડાઈમાં જતાં નાઉમેદીના બોલ કોઈવાર કહેતી નહિ. સઘળી પોતાના પતિને પરાક્રમ કરતો જોવાને અને જો જીતીને આવે તો તેને હર્ષ ભેર ભેટવાને તથા રણમાં પડે તો તેના શબને ખોળામાં લેઇ સતી થવાને હમેશાં તૈયાર રહેતી. કેટલીક વાર તો એ બહાદુર રજપૂતાણીઓ પોતાના સ્વામીની સાથે લઢાઈમાં હથીઆર બાંધીને જતી. પૃથુરાજના સમયની રજપૂતાણીઓ પણ એવીજ બહાદુર ને ધીટ હતી. પણ તે વખતે સઘળા રજપૂત રાજાઓમાં સંપ નહોતો. તેમનામાં દ્વેષ ને વેર એટલાં દૃઢ વસ્યાં હતાં કે તેથી તેઓ સઘળા પોતાનું સામાન્ય હિત વિસરી ગયા ને મુસલમાનોને પોતાની હારમાંથી જાગૃત ને મજબૂત થવા દીધા કે જેથી છેવટે તેમનો સઘળાનો નાશ થયો. જો એ વખતે હિંદના સઘળા રજપૂત રાજાઓએ પોતાનું ને દેશનું સામાન્ય હિત સમજીને પોતાના દેશના ને ધર્મના શત્રુ મુસલમાનોને અટકાવવા ઐક્ય કર્યું હોત તો તે વખતે મુસલમાનો ભરતખંડના ધણી થઇ શકત નહિ. પૃથુરાજ પણ જીતના મદમાં સુસ્ત થઇ બેસી રહ્યો ને મુસલમાનો વધારે બળથી પોતાના દેશપર ચઢી આવ્યા ત્યાંસુધી તેની શુદ્ધિ ઊઘડી નહિ.

શાહબુદ્દીન હાર્યો પણ તેણે હિંમત છોડી નહિ. તેણે વધારે ઉત્સાહથી ને આગ્રહથી બળવાન સૈન્ય જમાવી હિંદ જીતવાની તૈયારી કરી. આ ખબર પૃથુરાજને થઇ પણ તે વળી સંયોગતાની સોબતમાં ને જીતના મદમાં બેદરકાર રહ્યો. શાહબુદ્દીન ચઢીને ઘસારાબંધ પોતાના રાજ્ય ઉપર આવતો સાંભળ્યો ત્યારેજ એની આંખો ઊઘડી. હિંદનાં રજપૂત રાજ્યોની પાયમાલી કરનાર શાહબુદ્દીન છેક નજીક આવ્યો તોપણ બીજા રાજાઓ ચેત્યા નહિ.

વારાફરતી વારો પોતાનો પણ આવશે એવું તેમના સમજવામાં ન આવ્યું તેથી તેઓએ પોતાના દેશશત્રુ સામા લઢવાને ઐક્ય કરી સઘળું રજપૂત બળ જમાવ્યું નહિ, ને દિલ્લીની શી વલે થાયછે તે ત્રાહિતની પેઠે જોઈ રહ્યા. આ અજ્ઞાન દ્વેષથી હિંદનાં આર્ય રાજ્યોની ખરાબીનું બીજ રોપાયું. શાહબુદ્દીનના આવવાના સમાચારથી પૃથુરાજ જોકે મોડો ચેત્યો તોપણ તેના સામા થવાની તાકીદે તૈયારી કરી. તેણે પોતાનું લસ્કર જમાવ્યું ને પોતાના બનેવી સમરસીને તાકીદે આવવાને તેડું મોકલ્યું. સમરસી પોતાના સાળાનું ને આર્ય ધર્મનું રક્ષણ કરવાને તૈયાર થયો, અને પોતાના જેષ્ટ પુત્ર કલ્યાણને સાથે લેઈ સૈન્ય સાથે દિલ્લી આવી પહોંચ્યો. તે વખતે દિલ્લીમાં આનંદોત્સવ થઈ રહ્યો. પૃથુરાજ પણ તેને લેવાને સાત મૈલ સુધી સામો આવ્યો. મુસલમાનો ચઢીને આટલા બધા આગળ વધી આવ્યા, ત્યાંસુધી પૃથુરાજ સુસ્ત થઈ બેસી રહ્યો માટે સમરસીએ તેને બહુ ઠપકો દીધો. પૃથુરાજે સમરસી સાથે મળીને મુસલમાનો સામા લઢવાની યોજના રચી.

મુસલમાનોનું સઘળું સૈન્ય પાણીપતના મેદાનમાં જમાવ થયું. હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય સ્થાપવાને અને હિંદુઓને વટાળી મુસલમાન કરવાને ધર્મની ઝનુનથી ઉશ્કેરાયલા મુસલમાનો લાખો બંધ શાહબુદ્દીનના ઝુંડા નીચે એકઠા થઇ આવ્યા હતા. આ વખતે આખા આર્યાવર્તના આર્યોએ પોતાના દેશનું ને ધર્મનુ રક્ષણ કરવાને આવવું જોઇતું હતું. પણ દ્વેષ ને કુસંપે તેમનામાં સ્વદેશ ને સ્વધર્મ રક્ષણનો જુસ્સો ઉત્પન્ન કર્યો નહિ, તોપણ રજપૂતોનું સંખ્યાબળ પણ કાંઇ ઓછું નહોતું. ત્રણ લાખ રજપૂતો દિલ્લીના દરવાજા બહાર જમાવ થયા. તેઓ સઘળા મુસલમાનો ઉપર એકવાર મેળવેલી જીતના મદમાં છકી ગએલા હતા. મુસલમાનો ઉપર વેર લેવાને, તેમને હરાવી નસાડવાને અને પોતાના રાજાને માટે જીવ આપવાને તૈયાર થઇ તેઓ ઉશ્કેરાઈ આવ્યા

હતા. મુસલમાનો કરતાં તેમનામાં લેશ માત્ર પણ જુસ્સો કમ નહોતો. એવા બહાદુર વીર લશ્કરને લેઇ પૃથુરાજ પણ પાણીપતના મેદાનમાં દુશ્મનો ઉપર તૂટી પડવા ચાલ્યો. પણ સમરસીએ તેને સલાહ આપી કે આ પ્રમાણે તેમના ઉપર તૂટી પડી બાપડાં બોકડાંને કાપી નાંખવાં તે કરતાં તે પહેલાં ઘોરીને સમજાવી વગર લઢાઇએ પાછો જાય તો જવા દેવો એ બેહેતર છે, કેમકે તેથી નકામી હાનિ થતી બચે. તે ઉપરથી શાહબુદ્દીનને પૃથુરાજે કહાવ્યું કે એકવાર માર ખાઈને ગયાને હજુ બે વરસ તો થયાં નથી, તેમાં થએલા જખમો હજુ રૂઝાયા પણ નહિ હશે અને વળી પાછા વગર મોતે ક્યાં મોત માગી લેવાને આવ્યાછો? માટે હજુ સમજીને પાછા જવું હોય તો જાઓ, અમે તમને બીન હરકતે જવા દેવાને ખુશી છીએ. તેટલું છતાં જો તમારૂં આયુષ્ય આવીજ રહ્યું હોય ને મરવુંજ હોય તો તમારી સાથે તમારા નિરપરાધી સૈન્ય રૂપી બોકડાંને શામાટે કપાવી નાંખોછો? તમે ને હું બેજ જણા આવો આપણે દ્વંદ્વ યુદ્ધ કરીએ. શાહબુદ્દીનને આ સમાચાર મળ્યા એટલે તેણે કહાવ્યું કે હું તો મારા ભાઈનો સરદાર છું, રાજા તો મારો ભાઈ છે, તેના હુકમ પ્રમાણે હું અહીં આવ્યોછું, પણ આપની સલાહ મને વાજબી લાગેછે, તેથી આજે હું મારા ભાઈને પૂછાવુંછું ને તેનો જવાબ આવતા સુધી આપણે લઢાઇ મુલતવી રાખવી. તેનો જવાબ આવ્યા પછી તેના હુકમ પ્રમાણે કરવાને હું તૈયાર છું. આ સમાચાર મોકલવાથી લૂચ્ચા શાહબુદ્દીનની ધારણા સફળ થઈ. તે ધારતો હતો કે રજપૂતો પ્રમાણિક ને વિશ્વાસુ છે, જે રજપૂતો દિવસે લઢે ને રાત્રે ભેળા થઇ એક થાળીમાં જમે એવા વિશ્વાસુ છે, તે રજપૂતો મારા આવા સંદેસા ઉપર જરૂર ભરોંસો રાખશે.

શાહબુદ્દીનના ઉપલા સંદેસાથી રજપૂતો સમજ્યા કે ઘોરી આપણાથી ડરેછે. તેની પંડની લઢવાની હિમ્મત નથી અને તેથી તેની ભાઈને સંમજાવી તે પાછોજ જવાનો. આપણા અજીત

સૈન્ય સાથે એ ટકી પણ કેમ શકે? આવી ધારણાથી તેઓ ઠ-ગાયા. તેઓ પંડે પ્રમાણિક ને વિશ્વાસુ હોવાથી તેમણે પોતાના શત્રુને પણ તેવાજ ધાર્યા. પરંતુ મુસલમાન પાદશાહ એવો વિશ્વાસ પાત્ર નહોતો. તેણે તો ભોળા રજપૂતોને ભોળવવાને આ કપટ જા-ળ પાથરી હતી, તેમાં તેઓ ફસાયા. રજપૂતો મુસલમાનોથી ગા-ફલ રહ્યા, તેઓ મોજશોખમાં ને ગાનતાનમાં પડ્યા, ને છૂટા છવાયા શિકારે પણ વખત બે વખત નીકળી પડવા લાગ્યા. રજ-પૂતોની એ ગાફેલીનો મુસલમાન સુલતાને લાભ લીધો. તેણે છૂ-પી રીતે છાપો મારવાની યોજના કરી. રજપૂતોને ખરેખરા ગા-ફલ પડેલા જોઇ એક દીવસે મુસલમાનોની ટૂકડીઓ ઉપરા ઉ-પરી ધસારાબંધ હુમલો લેઈ આવી, અને રજપૂતો શુદ્ધિમાં આવી હથીઆર સજે તે પહેલાં તો તેમણે ઘણાખરાને કાપી નાંખ્યા. તો-પણ રજપૂતો લગારે ગભરાયા કે નાઠા નહિ. તેઓ હથીઆર સ-જી લઢવાને ઊભા થયા ને મુસલમાનોને કાપતાં કાપતાં પોતાની જગાએ અડગ ઊભા રહ્યા. તોપણ તેમની ગાફેલીમાં તેમનાં ઘણાં-ખરાં માણસો કપાઇ ગયાથી મુસલમાનોનું સંખ્યાબળ વધ્યું. મુ-સલમાનોની અખૂટ ટોળીઓ નવી નવી તાજા જુસ્સાવાળી આ-વવા લાગી. ત્યાં ધીટ રજપૂતોનું પણ શું ચાલે ? તોપણ તેઓ પી-ઠ બતાવ્યા વગર પોતાની જગાએજ કપાઈ મૂઆ. શૂરો પૃથુરા-જ પણ લઢાઈમાં પડ્યો. તેના સામતો ને સરદારો મરાયા. આ વખતે એક બાજુએ રજપૂતોની એક ટોળી ધૈર્યતાથી ને જુસ્સા-થી કોણ મરાયું ને કોણ બાકી છે તેની દરકાર રાખ્યા વગર ને લગાર પણ નમ્યું આપ્યા વગર પોતાના બહાદુર સરદારની સ-રદારી નીચે તેની જુસ્સાબંધ ઉશ્કેરણીથી મુસલમાનોની કાપાકા-પી કરી રહી હતી. રજપૂતોની તરવારો આગળ મુસલમાનો ન-મ્યા, ને ઢગલે ઢગલા કપાઈ પડ્યા. તેમના ઉપર મુસલમાનોના થતા સબળા હુમલા તેમણે પાછા વાળ્યા. મુસલમાનો પણ આ મૂઠીભર બહાદુરોના પરાક્રમથી ત્રાસ પામી ગયા. એ વીર પુરૂષો

આપણા સીસોડીઆ હતા, ને તેમનો સરદાર આપણો મહાન્ રાણો સમરસી હતો. સમરસીનો દીકરો કલ્યાણ મુસલમાનોનો ઘાણ કહાડતાં કપાઇ મૂઓ. તેને વીર પુરૂષની માફક મરતો જોઇ સમરસીને લગાર પણ દિલગીરી નહિ થતાં તે બમણો જુસ્સામાં આવ્યો. તેણે દગાખોર મુસલમાનોપર પૂર્ણ વેર લેવાનો ઠરાવ કર્યો હતો. તેનું સૈન્ય પણ પોતાના રાજાનું પરાક્રમ જોઇ બમણું ઉશ્કેરાયું. તેમણે જેમ થોરીઆનાં ઠીંગલાં ઉરાડે તેમ તરવારોથી મુસલમાનોનાં માથાં ઉરાડવા માંડયાં. મુસલમાનોમાં હાહાકાર વરતાઈ ગયો. તેઓ પીઠ બતાવી ભાગવા લાગ્યા, પણ એવામાં રજપૂતોનું છત્ર પૃથુરાજ પડયાના સમાચાર સમરસીને મળ્યા. સઘળી બાજુએ રજપૂતોનાં મુડદાંના ઢગલા વળ્યા હતા, પણ ત્રણ લાખમાંથી કોઇએ પણ પોતાની માની કૂખ વગોવવાને પીઠ બતાવી નહિ. સમરસીએ મરતાં મરતાં પણ નામના કરવી એમ ધાર્યું. હવે હારીને પાછા જઇ કુળને કલંક લગાડવું તે કરતાં 'કપાઈ મરવું એજ બેહેતર છે એમ તેને જણાયું. સઘળા ચિતોડીઓએ કેસરીઆં કર્યાં ને મુસલમાનોપર તૂટી પડયા. એના તેર હજાર સીસોડી સૈન્યમાંથી આ વખતે માત્ર પાંચસેંજ બાકી હતું, તેમણે પાંચ હજાર કરતાં વધારે મુસલમાનોનો ઘાણ કહાડી રણક્ષેત્રમાં પોતાનો દેહ છાંડયો. સમરસીની ને તેના સીસોડી સૈન્યની બહાદુરીનાં વખાણ મુસલમાનો પણ કરવા લાગ્યા. ધન્ય છે શૂરવીરો ધન્ય છે તમને. બહાદુરતો તેજ કે જેના ઘા દુશ્મનો પણ વખાણે.

એ રીતે ત્રણ દિવસ સુધી લઢીને સમરસી પોતાના બહાદુર પુત્ર, સગાવહાલા ને સુભટો સાથે પાણીપતના રણમાં પડયો. એટલે મુસલમાનોએ વગર અટકાવે દિલ્લી લીધી. ઇ. સ. ૧૧૯૩. દિલ્લીના રજપૂત રાજ્યનો નાશ થયાને આજે શુમારે ૭૦૦ વરસ થયાં.

ચંદ કવિ કહેછે કે "સમરસી રાવળ બહાદુર, થંડા મિજાજનો, ને લઢાઈમાં ચપળ હતો. તેમજ સલાહ આપવામાં શાણો ને સારો વક્તા હતો. તે હમેશાં ધર્મિષ્ટ હતો ને તેના ઉપર સ-

ધળા સરદારોનો બહુ પ્રેમ હતો. ચોહાણ સરદારો પણ એના ઉપર પૂજ્ય ભાવથી જોતા. શુકન જોવામાં, ઘોડો ચલાવવામાં, ભાલા તાકવામાં ને વ્યૂહ રચના કરવામાં સમરસી એક્કો હતો. લશ્કરે મુકામ કર્યો હોય ત્યારે, કે લડાઇના વખતમાં સરદારોને સલાહ લેવાનું ઠેકાણું સમરસીનો તંબુ હતો. રાજ્યનીતિ વિષે મેં જે કાંઈ મારા પુસ્તકમાં લખ્યુંછે તે સમરસીનું આપેલું જ્ઞાન છે. તેમજ રાજ્યનીતિના નિયમો, એલચીઓને શીખામણ, પ્રધાનની પસંદગી કરવાના ધારા, ધાર્મિક ને વ્યવહારિક ધર્મ વગેરે મુખ્યત્વે સમરસીનું આપેલુંછે." એ ઉપરથી જણાયછે કે સમરસી રાવળ રાજા તરીકેજ માત્ર વખાણવા લાયક હતો એમ નથી, પણ તે સાધારણ મનુષ્ય તરીકે પણ પૂજવા યોગ્ય હતો. સમરસી મરાયાથી તેની પાછળ તેની સ્ત્રી પ્રિથા સતી થઈ.

દિલ્લી પડ્યા પછી કનોજ ને બીજાં રજપૂત રાજ્યો મુસલમાનોએ સહેલાઇથી જીતી લીધાં. દેશદ્રોહી જયચંદ્રને પણ તેનાં કરેલાં કર્મનું ફળ મળ્યું. પૃથુરાજ ઉપર વેર લેવાને એણે મુસલમાનોને બોલાવ્યા, તેજ મુસલમાનોએ દિલ્લી લીધા પછી તેનું રાજ્ય લેઇ લીધું ને તેમાં એ પોતે પણ મરાયો. દેશદ્રોહીનું કલ્યાણ પ્રભુ કરેજ નહિ એ નક્કી છે.

દિલ્લીમાં રાજ્ય થયા પછી ધર્માંધ મુસલમાનોએ હિંદનો આર્ય ધર્મ તોડવાને અને હિંદની નામના કરનારી કારીગરીનો નાશ કરવાને પ્રયત્ન કરવામાં કાંઈ બાકી રાખી નહિ. રજપૂતોએ પણ પોતાનો ધર્મ, પોતાની લાજ અને રજપૂત વટ રાખવાને જેટલું થાય તેટલું કર્યું. તેઓ દૃઢતાથી, આગ્રહથી ને બહાદુરીથી લઢ્યા ને રાજ્યસ્થાનની ભૂમિ રજપૂતોના ને મુસલમાનોના લોહીથી રક્તવર્ણી કરી મૂકી. પણ મુસલમાનોની ભરતી પશ્ચિમ ભણીના દેશોમાંથી ઉપરાઉપરી થતી ગઇ, તેથી રજપૂતો આર્યભૂમિને મુસલમાનોના હાથથી છોડવી શક્યા નહિ; ને ઊલટી તેમની કેટલીક જાતો એ લાંબી મુદતની લઢાઇમાં બિલકુલ નાબુદ થઈ ગઈ.

જે ઝનુની મુસલમાનો પરધર્મ તોડવાને, પરધર્મીને વટાળ-વાને, ધર્મસ્થાનો નાબુદ કરવાને, અને તેવું કરવાને ગમે તેવું પાપ કરવાને પણ તૈયાર હતા; જે મુસલમાનો સામા પારસીઓ પણ નહિ ટકી શકવાથી પોતાનો ધર્મ સાચવવાને આર્યાવર્ત્તમાં નાસી આવ્યા, તે મુસલમાનોના સેંકડો વરસ સુધીના જૂલમ સામા, અને દિલ્હીના જગપ્રસિદ્ધ મહાન્ મુસલમાની રાજ્ય સામા, રજપૂતો જેવા એકનસીયા લોકો સિવાય બીજા કોણ પોતાની રૂઢીઓ, સ્વભાવ, સુધારો ને સ્વધર્મ સાચવી શકે? રજપૂતો ઉતાવળીઆ, ભોળા, વિશ્વાસુ, અવિચારી ને આતુર છે, તોપણ જ્યારે જરૂર પડે ત્યારે લાગ આવતા સુધી શાંતિ પકડી રહે એવા છે, ને તેથીજ તેઓ મુસલમાનોના સેંકડો વરસ સુધીના જૂલમ છતાં પણ પોતાનું સર્વસ્વ સાચવી શક્યાછે. જુઓ રોમનોના જૂલમ નીચે બ્રિટનો કેવા અછતા થઇ ગયા? તેમણે પોતાના ધર્મગુરૂઓ ને ધર્મસ્થાનો સાચવવા યત્ન કર્યા તે બધા વ્યર્થ ગયા. તેમજ પાછળથી તેઓ ડેન ને નાર્મનોના તાબેદાર થઈ રહ્યા. તે વખતમાં તેમનું એકજ લઢાઈમાં રાજ્ય જતું ને મળતું, તથા જીતાયલી પ્રજાના ધારા ને ધર્મ, જીતનારી પ્રજાના ધારા ને ધર્મ સાથે મળી જતાં. એ બ્રિટનો સાથે હિંદના રાજ્યપુત્રોનો મુકાબલો કરો. તેમણે ઘણો મૂલક ખોયો, પણ પોતાના ધર્મનો કે રૂઢીઓનો એક અંશ પણ ખોયો નથી. કેટલાંક રજપૂત રાજ્યો નાબુદ થઇ ગયાં; અને દેશદ્રોહીને શિક્ષા તરીકે રાઠોડનું અભિમાન દર્શક મહાન્ કનોજ અને ચાલુક્યોની મહત્તા દર્શક પાટણ આજે પોતાનું માન ખોઈ માત્ર નામનાંજ રહ્યાં છે; પણ ધર્માશ્રય મેવાડ, જેણે સલામતીને માટે પોતાની આબરૂ કોઇવાર વેચી નથી તે મેવાડ એકલુંજ પોતાની અસલ હદ આજસુધી સાચવી રહ્યુંછે. સમરસીએ પોતાના ધર્મના ને દેશના રક્ષણાર્થે પોતાનો દેહ અર્પણ કર્યો ત્યારથી તે આજસુધીમાં મેવાડે પોતાની કીર્ત્તિ, ધર્મ ને સ્વતંત્રતા સાચવવાને ઘણીવાર પોતાના રાજાઓનાં લોહીની નદીઓ વહેવડાવીછે.

સમરસી શાહબુદ્દીન સામો લઢવાને ગયો ત્યારે તેણે ચિતો-ડનું રાજ્ય તેના નાના દીકરા કર્ણરાજને સોંપ્યું હતું. એ કર્ણની મા અણહિલવાડ પાટણના ચાલુક્ય રાજાની કુંવરી કર્મદેવી હતી. કર્ણ નાનો હોવાથી એ કર્મદેવી રાજ્ય ચલાવતી હતી. પણ એ વાત કર્ણના બીજા ભાઈઓને ન ગમ્યાથી કુમકર્ણ દક્ષિણમાં બેદર ગયો ને ત્યાંના હબસી રાજાને ત્યાં રહ્યો. બીજો છોકરો નેપાળ-માં ગયો ને ત્યાં ઘેલાટીઓની એક શાખા કરી. નેપાળના ગુરખા રાજા એના વંશજો છે.

કર્મદેવીના વખતમાં શાહબુદ્દીનના દિલ્લીના સૂબા કુતુબુદ્દીને મેવાડ ઉપર હુમલો કર્યો. પણ આ બહાદુર રજપૂતાણી પણ સ-મરસીની રાણી હતી. તે સમરસી જેવીજ શૂરી ને બહાદુર હતી. સમરસીની પત્નિના પત્નિપણાને લજવે તેવી તે નહોતી. તેણે કુતુબુ-દ્દીનને આવતો સાંભળ્યો કે પોતાનું લશ્કર જમાવી તેની સરદારી પોતે લેઈ મુસલમાનો સામી ચાલી. મેવાડમાં ઘણી શૂરી રાણી-થઈ ગઇછે, તેમાં આ પહેલી હતી. એ શૂરી ક્ષત્રાણીએ અંબર આગળ મુસલમાનો સામી બહાદુરીથી લઢાઇ કરી. કર્મદેવીના પરાક્રમથી લજવાઇને રજપૂતો પણ બમણા જુસ્સાથી છંછેડચા સિંહની મા-ફક મુસલમાનો ઉપર તૂટી પડચા. આવા જુસ્સાભેર હુમલા સા-મા કુતુબુદ્દીને ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનાથી ટકી શકાયું નહિ. તે પંડે ઘાયલ થયો ને એનું લશ્કર વિખેરાઈ ગયું. ઈ. સ. ૧૧૯૫. એ રીતે વિજય મેળવી કર્મદેવી પોતાના રાજ્યનું રક્ષણ કરીને પા-છી ચિતોડ આવી.

કર્ણરાજને સિર્વાન કરીને એક કુંવર હતો, પણ તે વેપારમાં પડચો. એના વંશજો સિર્વાનીઆ કહેવાયછે. તેથી ચિતોડની ગાદી બીજી શાખામાં ગઇ. કર્ણનો બીજો છોકરો માહપ કરીને હતો, તે તેના મોસાળમાંજ રહેતો હતો. તેથી સમરસીના ભાઈ સૂરજ-મલના વંશમાં ચિતોડની ગાદી ગઇ. સૂરજમલને ભરત નામે દી-કરો હતો તે ચિતોડમાં દગાફટકા ચાલ્યાથી નાસી ગયો. તેણે સિં-

ધના મુસલમાન રાજા પાસેથી અરોર જીતી લીધું ને પુગલન ભાટી રાજાની કુંવરી વેરે પરણ્યો એ ભરતનો છોકરો રાહપ હતો.

ઝાલોરનો સોનીગડા રાજા કર્ણની કુંવરી વેરે પરણ્યો હતો. તેને રણધવલ નામે કુંવર હતો, તેને સોનીગડા રાજાએ ચિતોડના મુખ્ય ઘેલોટીઓને મારીને ગાદીએ બેસાડયો. કર્ણના કુંવર માહપનામાં પોતાના બાપની ગાદી સંભાળી લેવાની શક્તિ નહોતી, તેમ તેવી મહેનત કરવાની તેની ઇચ્છા પણ નહોતી. તેથી ચિતોડની ગાદી ચોહાણોના હાથમાં ગઈ હોત. પણ ચિતોડના એક વૃદ્ધ રાજબારોટને એ વાત ગમી નહિ, તેથી તે છાનોમાનો નાસીને વૃદ્ધ ભરત પાસે અરોર આવ્યો ને ભરતને ચિતોડ લેવા માટે સમજાવ્યો. ભરત સિંધી લશ્કર લેઈ ચિતોડ જીતવા આવ્યો ને પાલી આગળ સોનીગડા રાજાને હરાવ્યો. એ સાંભળી ચિતોડના ઘેલોટીઓ એની મદદે આવ્યા, તેથી સોનીગડા રાજાનું કાંઈ ચાલ્યું નહિ ને તે નાસી ગયો. તેથી ભરતનો કુંવર રાહપ ચિતોડની ગાદીએ બેઠો. ભરતનો બીજો ભાઇ મુસલમાન થઈ ગયો તે અરોરમાં રાજ્ય કરવા લાગ્યો. રાહપ ઈ. સ. ૧૨૦૧માં ગાદીએ બેઠો. થોડા વખતમાં મુસલમાન સૂબા સમસુદ્દીને કુતુબુદ્દીનની હારનું વેર લેવાને અને ચિતોડાઓની માંહોમાંહેની ખટપટ ને લઢાઈટંટાનો લાભ લેવાને મેવાડ ઉપર સ્વારી કરી. પણ રાહપે ચપળતાથી પોતાનું લશ્કર જમાવી મુસલમાનો સામા જઈ નાગોર આગળ બહાદુરીથી લઢીને તેમને હરાવ્યા. રાહપના સમયમાં મેવાડના ઈતિહાસમાં બે જાણવાજોગ બનાવ બન્યા.

૧લો, આજદિન સુધી મેવાડી રજપૂતો ઘેલોટીઆ કહેવાતા તે સીસોડીઆ કહેવાયા. તેનું કારણ પાછળ આવી ગયુંછે.

૨જો, ચિતોડના રાજા આજ સુધી રાવળ કહેવાતા તે એના વખતમાં રાણા*કહેવાવા લાગ્યા. રાહપના દુશ્મનોમાં મંડોરનો પુરીહાર રાજા મુખ્ય હતો. તેથી રાહપે તેને હરાવીને સીસોડામાં આ-

ણ્યો. મંડોરના રાજા રાણા કહેવાતા હતા તે ઈલકાબ પોતે ધારણ કર્યો, તથા તેનો ગોદવાડનો ફળદ્રૂપ મૂલક લેઈ લીધો, ત્યારથી તે આજસુધી ચિતોડના રાવળ રાણા કહેવાયછે.

રાહપે ૩૮ વરસ સુધી રાજ્ય કર્યું. તેટલા વખતમાં તેણે પોતાના પરાક્રમ વડે મેવાડની પડતી થતી અટકાવી. રાહપ પછી લગભગ ચાળીસ વરસમાં નવ રાજા થયા. પણ તે બધા મુસલમાનોના જૂલમમાંથી ગયાજીનો બચાવ કરતાં મરાયા. એ સિવાય તેમના વખતમાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યા નથી.

## પ્રકરણ ૩ જું.

### રાણા લાખમસીથી રાણા ખેતસી સુધી.

ઇ. સ. ૧૨૭૫થી ઇ. સ. ૧૩૭૩સુધી.

રાણો લાખમસી પોતાના બાપની ગાદીએ ઇ. સ. ૧૨૭૫માં બેઠો. રાણો નાનો હોવાથી તેનો કાકો ભીમસિંગ રાજ્યનો કારભાર કરતો હતો. ભીમસિંગ સિલોનના ચોહાણ હમીરસિંહની કુંવરી વેરે પરણ્યો હતો. એ કુંવરી બહુ ખૂબસુરત હતી, તેથી તેને પદમણી કહેતા. એ પદમણીનું સ્વરૂપ મેવાડની ખરાબીનું મૂળ થયું. એના રૂપની દંતકથા તે વખતે આખા દેશમાં પસરી ગઇ. એ સમયે દિલ્લીની ગાદીએ અલાઉદ્દીનખૂની રાજ્ય કરતો હતો, તેણે એ વાત સાંભળ્યાથી તેને પદમણી લેવાની ઈચ્છા થઈ. તેથી તેણે મેવાડ ઉપર સ્વારી કરીને ચિતોડને ઘેરો ઘાલ્યો. ઘણી મુદ્દત સુધી ઘેરો ઘાલ્યો પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહિ, ત્યારે પદમણી લેવાની શરતે તેણે ઘેરો ઊઠાવી જવાનું કબૂલ કર્યું. પણ જે રજપૂતો પોતાની આબરૂ સાચવવાને કેસરીઆં કરતા ત્યારે પોતાની સ્ત્રીઓની આબરૂ સચવાય માટે તેમનો પ્રથમ નાશ કરતા, તે રજપૂતો પોતાની વહાલી અને ખૂબસુરત રાણીને આપી દે એ કેમ બને? છેવટે માત્ર આરસીમાં પદમણીનું મોં જોઇ

પાછા જવાનું અલાઉદ્દીને કબૂલ કર્યું. ભીમસિંગે પોતાના બહાદુર અને વફાદાર લોકોનો પ્રાણ ઉગારવાને તે વાત સ્વીકારી. અલાઉદ્દીનને રજપૂતોના વચન ઉપર ભરોંસો હોવાથી તે થોડા માણસોસહિત ચિતોડમાં પેઠો, ને ઠરાવ પ્રમાણે પદમણીનું મોં જોઇ પાછો વળ્યો. પદમણીનું મોં બતાવવાને લીધેલા શ્રમ માટે તેણે રજપૂતોનો ઉપકાર માન્યો. પણ અલાઉદ્દીન મોંઢે બોલતો હતો કાંઇ, ને મનમાં ઘાટ ઘડતો હતો કાંઈ. પદમણીનું મોં જોયું ત્યારથીજ તેને તાલાવેલી લાગી હતી. રજપૂતો અલાઉદ્દીન સાથે વાતો કરતા ગઢની નીચે ઉતર્યાં ત્યારે લાગ જોઇ તેણે ભીમસિંગને કેદ કરી લીધો ને છાવણીમાં લેઈ ગયો. ત્યાંથી તેણે કહાવ્યું કે પદમણીને આપ્યાવગર ભીમસિંગને છોડવાનો નથી. રજપૂતોના ભોળા ને વિશ્વાસુ સ્વભાવથી ને સામા લૂચ્ચા દુશ્મનોને પોતાનાજ જેવા જાણવાથી આ બીજીવાર માઠો બનાવ બન્યો.

આ માઠા સમાચારથી ચિતોડમાં દિલગીરી ફેલાઈ. હવે શું કરવું તે કોઇને કાંઈ સૂઝે નહિ. પોતાનું રક્ષણ કરનારને છોડાવવાને પદમણી આપી આબરૂ ગુમાવવી કે કેમ કરવું તે કાંઈ સૂઝે નહિ. છેવટે સઘળાએ એ વાત પદમણીને જણાવી. ત્યારે તેણીએ પોતાના કાકા ગોરાહને અને ગોરાહના ભત્રીજા બાદુલને બોલાવ્યા. તેમણે પદમણીનો જીવ અને આબરૂ સચવાય એવી યુક્તિ રચી. અલાઉદ્દીનને તેમણે કહાવ્યું કે અમારા રાજ્યનો રક્ષણહાર બચાવવાને અમે પદમણી આપી દેવાને ખુશી છીએ. પદમણી પણ દિલ્લીના પાદશાહના મહેલમાં આવવાને રાજી છે. પરંતુ તેમાં પદમણીની આબરૂ અને અમારા રજપૂતોના રિવાજો સાચવવાને કેટલીક શરતો પાળવી પડશે. પ્રથમ તો તમે છાવણી ઊઠાવો ત્યારેજ અમે પદમણીને મોકલીએ. વળી પદમણીની સાથે કેટલીક દાસીઓ છાવણી સુધી વળાવવાને આવશે અને કેટલીક તેની ખાસ દાસીઓ છે તેતો દિલ્લી પણ તેની સાથેજ આવવાને ચાહેછે, માટે તેમને સાથે આવવા દેવાની પરવાનગી મળવી જો-

ઇએ; તેમજ તેમનો માનમરતબો સાચવવો જોઇએ. અમારા ર-જપૂતોનો ધારો છે કે સ્ત્રીઓ કોઇને મોં બતાવે નહિ, તે પ્રમાણે અમારે ત્યાં પણ થવું જોઇએ. પદમણી જેવી ખૂબસુરત સ્ત્રીનું મોં જોવાને તમારા સરદારો વગેરે ઘણા આતુર હશે, તેથી તેઓ તેનું મોં જોવાને આવશે; પરંતુ તેનુંતો નહિ પણ તેની દાસીઓનું મોં જોવાની પણ કોઇને પરવાનગી આપવી જોઇએ નહિ. આ બધી શરતો કબૂલ હોય તો તમે મુકામ ઊઠાવવાનો હુકમ આપી અમને જણાવજો એટલે અમે પદમણીને તેની દાસીઓ સાથે તમારા તરફ રવાના કરીશું. પદમણીમાંજ મોહી રહેલો અલાઉદ્દી-ન આવી સરલ શરતો કાં કબૂલ ન કરે ? ગમે તે શરતે પણ એનેતો માત્ર પદમણીજ લેવી હતી. અલાઉદ્દીન જેવા લૂચ્ચા પણ લંપટને પૂરા પડે તેવા ગોરાહ ને બાદલ હતા. અલાઉદ્દીને એ શ-રતો કબૂલ કરી ને છાવણી ઊઠાવવાનો હુકમ કર્યો, એટલે ચિતો-ડમાંથી એક પછી એક એમ સાતસેં કરતાં વધારે મ્યાના ની-કળ્યા. તે દરેકમાં એક એક બહાદુર લઢવાઇઓ ચિતોડી બેસા-ડ્યો હતો; ને તે મ્યાના ઊચકનારા પણ બહાદુર ચિતોડીઓ હ-થીઆરબંધ મજુરના વેશમાં હતા. તેઓ સઘળા પાદશાહી તંબુ પાસે આવ્યા. તંબુને કનાતથી બંધ કરેલો હતો. અલાઉદ્દીને ભી-મસિંગને અરધો કલાક પદમણીને મળી લેવાની રજા આપી. ભી-મસિંગ તંબુમાં આવ્યો એટલે તેને એક મ્યાનામાં બેસાડ્યો ને તેની સાથે થોડાક મ્યાના પાછા વળ્યા; ને રસ્તામાં એક પાણી-દાર ઘોડો તૈયાર રાખ્યો હતો તે ઉપર સવાર થઈ ભીમસિંગ ચિતોડના કિલ્લામાં સહીસલામત જઈ પહોંચ્યો. આ તરફ ભીમ-સિંગને ચિતોડ પાછા જવા દેવાનો અલાઉદ્દીનનો ઈરાદોજ નહો-તો. તેમ લાંબા વખત સુધી ભીમસિંગ પદમણી સાથે વાતો કરે એ પણ તેને ગમ્યું નહિ, તેથી તે તંબુમાં આવ્યો. પણ ત્યાં પદમ-ણી કે ભીમસિંગ કોઈએ ન મળે. મ્યાનામાંથી એક પછી એક બહાદુર ચિતોડીઓ નીકળી પડયા. અલાઉદ્દીન પણ કાંઈ કાચો

નહોતો. તેના માણસો તૈયારજ હતા. રજપૂતોએ દગો કરેલો જોઈ તેણે તરતજ ભીમસિંગની પાછળ માણસો દોડાવ્યાં. પણ પાદશાહી છાવણીમાં આવેલા મ્યાનાના ચિતોડીઓએ તેમને અટકાવ્યા. એકેએક માણસ મરતા સુધી તેઓ લઢયા, તોપણ ઘણાની આગળ થોડાનો શો આશરો ! મુસલમાનોએ ચિતોડના પહેલા દરવાજા આગળ રજપૂતોને પકડી પાડયા. પણ ભીમસિંગ તો તે પહેલાં કયારનોએ સલામત થઈ ગયો હતો. દરવાજા આગળ જે રજપૂતો હતા તેમના સરદાર ગોરાહને બાદુલ હતા. તેમણે મુસલમાનોમાં એટલો તો ત્રાસ વરતાવ્યો કે અલ્લાઉદ્દીનને પોતાની ઈચ્છા શી રીતે પૂરી કરવી તે વિષે શંકા થઈ, ને થોડો વખત તેને પોતાના ધ્યાનમાંથી પદમણી દૂર કરવી પડી. તોપણ તેમાં ઘણા શૂરા સીસોડીઆ મરાયા. આ વખતે બાદુલ ઘાયલ થયો ને ગોરાહ મરાયો.

બાદુલ ઘેર ગયો ત્યારે ગોરાહની સ્ત્રી (બાદુલની કાકી) એ પુછ્યું કે "બાદુલ તારા કાકાએ કેવી રીતે લડાઇ કરી તે કહે કે મરતા પહેલાં મારૂં મન શાંતિ પામે." બાદુલે કહ્યું કે "કાકી, મારા કાકા રણક્ષેત્ર રૂપી ખેતરની ખૂબ કાપણી કરીને આબરૂની શય્યામાં મડદાંનો ગાલીચો બીછાવી એક તૂર્ક રાજકુંવરનું ઉશીકું કરી દુશ્મનોની વચ્ચે શાંતિમાં સૂતા છે." કાકીએ ફરીને પૂછ્યું કે "બાદુલ તારા કાકાએ લડાઇમાં કેવી બહાદુરી કરી તે કહે." બાદુલે કહ્યું કે "કાકી, મારા કાકાની બહાદુરીનું વર્ણન મારાથી થઈ શકવાનું નથી. એમણે એમનાથી બીહીવાને, એમની બહાદુરીનું વર્ણન કરવાને અને એમના ઘા વખાણવાને એક પણ દુશ્મન જીવતો રહેવા દીધો નથી." આ સાંભળી તે ખુશી ખુશી થઈ ગઈ ને બોલી કે "બસ, મારે એટલુંજ સાંભળવું હતું. હવે મારો વહાલો સ્વામી મને જતાં વાર થશે તો ચીડાશે." એટલું બોલી પોતાના પતિની બળતી ચિતામાં બળી મૂઈ. પોતાના સ્વામીના મરણની કાંઈ પણ દિલગીરી કર્યા સિવાય માત્ર તે બહાદુરી બતાવી

રણુમાં પડ્યોછે એવીજ વાણી સાંભળવાની અને તે સાંભળી સતી થવાની આતુરતાવાળી શૂરી સતીઓ, તમારાં જેટલાં વખાણુ કરીએ તેટલાં થોડાં છે. આવાં દૃષ્ટાંતો ઉપરથી તે વખતની બહાદુર રજપૂતાણીઓની કેટલી તીક્ષ્ણ લાગણી હશે તે જણાયછે. ગ્રીસની સ્પાર્ટન ને કાર્થેજની ફિનિશિયન સ્ત્રીઓ એમની આગળ કાંઈ ગણુતીમાં નહોતી એમ કહીએ તો તે અતિશયોક્તિ નહિ ગણાય.

ચિતોડના દરવાજા આગળથી અલાઉદ્દીન હારીને પાછો હઠ્યો પણ તેના અંતઃકરણમાંથી પદમણી ગઈ નહિ. પોતાનું લશ્કર જમાવીને વળી તે ચિતોડ ઉપર ચઢી આવ્યો. ઈ. સ. ૧૨૯૬. રજપૂતોનો જખમ હજુ રૂઝાયો નહોતો. તેમના બહાદુર શુભટો મરણ પામ્યા હતા તેનું વળતર વળવા જેટલો વખત તેમને અલાઉદ્દીને આપ્યો નહિ; તોપણ રજપૂતો જેટલું થઇ શક્યું તેટલું બળ જમાવી મુસલમાનોને ભેટવાને તૈયાર થયા. પરંતુ તે વખતે ભીમસિંગના અંતઃકરણમાં જુદીજ ગડભાંગ થતી હતી. તેને ખાતરી હતી કે હવે ચિતોડની સાથે સઘળા સીસોડીઆનો પણ નાશ થવાનો છે. પણ એના બાર દીકરામાંથી એક પણ બચે તો ઠીક કે તે તૂર્કડાઓનું વેર વાળે. તેનો વિચાર કરવામાં ભીમસિંગનું ધ્યાન રોકાયું હતું. છેવટે તેણે પોતાના વહાલા દીકરા અજેસિંગને કેલવાડે મોકલી દીધો ને બાકીના અગીઆર દીકરા ને ભીમસિંગ પંડે મરવાને તૈયાર થયા. તે દીકરાઓ એક પછી એક રજપૂતોને દોરીને મુસલમાનો પર તૂટી પડવા લાગ્યા. તેમાં તેઓ બધા કામ આવ્યા. મુસલમાનો ઘણા મરાયા, પણ તેની સાથે ઘેરાયલા રજપૂતોની સંખ્યા એટલી ઘટી ગઈ, કે છેવટે તેમને પોતાની આબરૂ સાચવવાને કેશરીઆં કર્યાં વગર બીજો ઉપાય રહ્યો નહિ. પણ તે પહેલાં રજપૂતાણીઓનું શું કરવું તે પ્રથમ વિચાર કરવાનો રહ્યો. જેને માટે ચિતોડીઓએ પોતાને માથે આ આફત વહોરી લીધી હતી, તે પદમણીની અને બીજી રજપૂત સ્ત્રીઓની આબરૂ સચવાય, તે ઉપાય પ્રથમ કરવો જોઇએ, એવો તેમનો વિચાર થયો.

રજપૂતોએ કેશરીઆં કરવાનો પોતાનો વિચાર પોતાની સ્ત્રીઓને જણાવ્યો, કે તે સિંહણો પણ પોતાના પતિની સાથે મરવાને તૈયાર થઈ. પતિ પાછળ સતી થવાનો તો તેમનો દૃઢ નિશ્ચયજ હતો, એટલે તેઓ મરવા ભાગી પાછી હઠેજ કેમ? તેમણે કહ્યું કે અમે પણ તમારી સાથે કેશરીઆં કરી હથીઆર બાંધી લઢીએ, અને દુશ્મનનો નાશ કરવામાં તમારી ભાગીયણ થઇએ. તમારી પાછળ મરવું તે કરતાં દુશ્મનને મારતાં મારતાં મરવું એજ અમને સારો રસ્તો જણાયછે. મુસલમાનોને અમારા હાથનો સ્વાદ ચાખવા દો કે તેઓ જાણે કે આવી સ્ત્રીઓની કૂખમાં પાકતા વીર પુરૂષો તેમને કોઇ વાર નમ્યું આપવાના નથી. અને તેથી તેઓ ફરીને ચિતોડ ઉપર ચઢી આવતા અટકશે. પણ તે વાત રજપૂતોના મનમાં ઉતરી નહિ. રજપૂતાણીઓ લડવા આવે તેમાં ભોગ જોગે જો એક પણ જીવતી સ્ત્રી મુસલમાનના હાથમાં પકડાઇ જાય, તો કરેલી બધી મહેનત મિથ્યા જાય; અને તેમાં પણ કદાપિ પદમણીજ પકડાઇ તો તો તેમની ઇચ્છા તૃપ્ત થાય અને આપણે વહોરેલી આપદા વ્યર્થ જાય. માટે તેમ તો નહિજ કરવું એમ નક્કી થયું. એટલે બીજો રસ્તો તેમને મારીને કેશરીઆં કરવાં એવો જણાયો. પણ જે તરવારોએ દુશ્મનનાં કોળાં કાપવાનાં, તે તરવાર પોતાની પ્રાણ પ્રિયાઓ ઉપર કેમ ઉગામાય? છેવટે સઘળી સ્ત્રીઓ એક મકાનમાં પેસી તે મકાન સળગાવી બળી મરવાને તૈયાર થઇ. રજપૂતોને તે વિચાર ગમ્યો. એક મોટા મકાનમાં સઘળી રજપૂતાણીઓ પૂરાઇ અને તેને આગ લગાડવામાં આવી. વાયુ દેવતાએ તેમને સહાય કરી. આગ લાગી કે તેનો ધુમાડો આકાશમાં પહોંચ્યો ને તેનો પ્રકાશ અલાઉદ્દીનની છાવણીમાં જણાયો. હવે રજપૂતોએ કેશરીઆં કર્યાં. તેઓ કેશરીઆં વસ્ત્ર ધરી, હાથમાં નાગી તરવારો લેઈ, સિંહ ગર્જના કરી, દરવાજા ખુલ્લા મૂકી, હરહર મહાદેવ કરતા મુસલમાનો ઉપર તૂડી પડ્યા. અને તેમણે પોતાની તરવાર દેવીને પુષ્કળ ભોગ આપ્યો; ને તેમનામાંનો એકએક મરાયો

ત્યાં સુધી જંપ્યા નહિ. ભીમસિંગ પણ મુસલમાનોના ઢગલા વચ્ચે પડયો.

હવે ચિતોડમાં પેસવાને મુસલમાનને અંતરાય નડયો નહિ. તેઓ સુખરૂપે કિલ્લામાં પેઠા. પણ જેને માટે અલાઉદ્દીને પોતાનાં હજારો માણસોનો જીવ આપ્યો ને હજારો બહાદુર રજપૂતોના વિના અપરાધે જીવ લીધા, તે પદમણી તો ક્યારનીએ બળીને ખાખ થઇ ગઈ હતી. તેથી અલાઉદ્દીનની નિરાશાની સીમા રહી નહિ. પણ જ્યારે તે પદમણી મેળવી શકયો નહિ, ને પોતાની થએલી ખરાબીનું વેર લેવાને ચિતોડમાં સજીવ પ્રાણી દીઠું નહિ, ત્યારે તે વેર તેણે નિર્જીવ વસ્તુ ઉપર લેવાનો વિચાર કર્યો. તેણે ચિતોડમાં રહી હિંદુ દેવળો તોડ્યાં ને હિંદુઓની અસલી કારીગરીના નમૂનાનો નાશ કર્યો. અંતે ચિતોડમાં વેર લેવાની નિર્જીવ વસ્તુ પણ એને ન મળી, ત્યારે એ પાપી જીવ ચિતોડનાં ખંડીયરોમાં રાજ્ય કરવાનું માલદેવને સોંપી પોતે દિલ્હી ગયો. એ માલદેવ ઝાલોરનો રાવ હતો, ને તેને એણે પોતાનો ખંડીઓ રાજા બનાવ્યો હતો, તેથી તેને ચિતોડનો સૂબો ઠરાવ્યો.

ભીમસિંગ પાછળ મુસલમાનો ઉપર વેર લેનારો હવે માત્ર તેનો દીકરો અજેસિંગ હતો. તે કેલવાડામાં રહેતો હતો. કેલવાડા અરવલી પર્વતના ઉંચ પ્રદેશમાં આવેલુંછે. ત્યાં તેનું રક્ષણ કરનારા ત્યાંના વિસ્વાસુ ભીલ હતા. અજેસિંગના મોટા ભાઈ ઉરસીના કુંવર હમીરસિંગને પોતાની પછી ગાદીએ બેસાડવો એવું ભીમસિંગે અજેસિંગ પાસેથી વચન લીધું હતું, તેથી અને અજેસિંગના કુંવરમાં હમીરસિંગ જેવા રામ પણ નહોતા, તેથી અજેસિંગ પછી ગાદીનો વારસ હમીરસિંગ હતો. એ હમીરસિંગના જન્મવિષે નીચેની દંત કથા ચાલેછે.

એક દિવસે ઉરસી શિકારે ગયો હતો, ત્યાં એક ડુકર મકાઈના ખેતરમાં ભરાઈ ગયું. ખેતરમાંથી ડુકર કેમ કહાડવું તેની કોઇને ગમ પડે નહિ. છેવટે ખેતરનું રખવાળું કરનાર એક બાઇ

એ એ કામ માથે લીધું. મકાઈના છોડ ઊપાડી ડુકર ઉપર બે ચાર સપાટા લગાવી તે માળા ઉપર ચઢી ગઈ; ને ડુકરને શિકારીઓ તરફ હાંકી કહાડયું. તે સ્ત્રીની હિમ્મત જોઈ, શિકારીઓ પણ તાજુબ થયા. પછી તેઓ નદી કાંઠે રસોઇ કરી જમેછે, એટલામાં હમમમમ કરતો એક ગલોલો આવ્યો, તે એક ઘોડાને વાગ્યો, તેથી ઘોડો ઘાયલ થયો. માટીના ગલોલાથી ઘોડો ઘાયલ થએલો જોઇ તપાસ કરી, તો તે ગલોલો મારનાર પણ પેલીજ રખાવાલેણુ હતી. તેણે જનાવરો ઉરાડવાને ગલોલો ફેંકેલો તે ઘોડાને વાગ્યો હતો. એ વાતની પેલી રખવાલેણને ખબર થયાથી તેણીએ અજાણતાં થએલા પોતાના વાંક માટે માફ માગી. વળી બીજીવાર એક વખત એજ કુંવર જતો હશે, ત્યારે એજ બાઈ માથે દૂધનું માટલું મૂકીને અને બંને હાથમાં બે પાડાં લેઈને જતી હશે. તે વખતે ઉરસીના સોબતીઓએ એ બાઇની મશ્કરી કરી તેનું દૂધનું માટલું પડાવી નાંખવાનો વિચાર કરી, તેમાંનો એક જણ ઘોડો દોડાવતો સામો આવ્યો. તેથી એ બાઇ લગારે ન ગભરાતાં પોતાના હાથમાંનું એક પાડું ઘોડાના પગ સામું એવું તો માર્યું, કે તેથી ઘોડો ગભરાયો ને તેના સવારને નીચે પટક્યો. તેનેતો હસવું કરતાં હાણ થઈ. ઉરસીએ ઘેર જઈ એ બાઇ વિષે તજવીજ કરાવી તો માલમ પડયુ કે એ બાઈ એક ગરીબ ચોહાણ રજપૂતની દીકરી છે. ઉરસીએ તેના બાપને બોલાવી તેની દીકરીનું માગું કર્યું. પણ તે બાબત તે રજપૂતે ના પાડી. ઘેર જઇ એ વાત તેણે એની સ્ત્રીને કહી. તે ઉપરથી સ્ત્રીએ તેને ઠપકો આપ્યો ને લગ્ન કબૂલ કરવાનું કહી પાછો મોકલ્યો. ઉરસી એ બહાદુર સ્ત્રી સાથે પરણ્યો તેનો કુંવર હમીરસિંગ હતો. સિંહણની કૂખે તો સિંહજ પાકે. હમીરસિંગ નાનપણમાં મોસાળમાં રહી ઉછરીને મોટો થયો હતો.

હમીરના કાકા અજેસિંગને મુસલમાનો સિવાય પહાડી સરદારો સાથે પણ કજીઆ લડવાનું હતું. એ પહાડી સરદારોમાં

મુંજો બલેચો મુખ્ય હતો. તેણે એક વાર તો અજેસિંગના રહેઠાણ ઉપર હુમલો કરી તેને ઘાયલ પણ કર્યો હતો. એ વખતે અજેસિંગના બે દીકરા સજનસી ને અજીમસી ચૌદ ને પંદર વરસની ઉમરના હતા, પણ તેઓ તેના બાપને કાંઇ મદદમાં આવતા નહિ. તેથી તેણે પોતાના ભત્રીજા હમીરને પોતાની પાસે બોલાવી લીધો. હમીર પોતાના બંને ભાઈ કરતાં મોટો નહોતો; તોપણ તેણે બલેચાને મારીને તેનું માથું આણી આપવાનું કબૂલ કરવાની હિમ્મત ધરી. મરવું કે બલેચાને મારીને માથું લાવવાનો નિશ્ચય કરી તે નીકળ્યો. અને થોડા દિવસમાં તે બલેચાનું માથું ભરવીને લાવી કાકાને ભેટ કર્યું. અજેસિંગ તેના ઉપર બહુ પ્રસન્ન થયો, ને બલેચાનાજ લોહીવડે તેને તિલક કરી રાજ્યનો વારસ ઠરાવ્યો. અજેસિંગ મૂઓ ત્યારે અજીમસી તો મરી ગયો હતો, ને સજનસી રાજ્ય માટે હમીર સાથે ટંટો કરત, પણ તેને અગાઉથીજ દેશપાર કર્યો હતો, તેથી તે દક્ષિણમાં ગયો. એના વંશજો હિંદુ ધર્મને તારનારા ને મુસલમાની રાજ્યને ડૂબાવનારા થયા. કેમકે સજનસીથી બારમી પેઢીએ સીસોડીઆના નામને શોભાવે એવો મરાઠી રાજ્યનો મૂળ પુરૂષ મહાન્ શિવાજી થયો.[1]

અજેસિંગના પછી હમીરસિંગ ઈ. સ. ૧૩૦૧માં મેવાડની ગાદીએ બેઠો. તે વખતે મેવાડના રાણાઓની પડતી થયાથી આસપાસના રાજાઓ તેમને પોતાના ઉપરી તરીકે માન આપતા બંધ પડયા હતા. હમીરસિંગે પોતાના પહાડી સોબતીઓનો જમાવ કર્યો અને તેમને પોતાની સાથે લીધા. જે જે રાજાઓએ હમીરને માન આપવું બંધ કર્યું હતું, તે સર્વેને હરાવીને તેણે તાબે કર્યા. એવી રીતે થોડી મુદ્દતમાં તેણે પોતાની આસપાસના રાજાઓ ઉપર પોતાનું ઉપરીપણું બેસાડયું. હવે ચિતોડ પાછું કેમ લેવું એ બાબતના વિચારમાં હમીર રોકાયો.

---

૧ સજનસી, દ્લીપજી, સીઓજી, ભોરાજી, દેવરાજ, ઉગરસેન, માહુલજી, ખેલુજી, જનકોજી, સતોજી, શાહાજી ને શિવાજી.

હમીરે ચિતોડની આસપાસનો સઘળો મૂલક લૂટીને ઉજ્જડ કર્યો. ચિતોડ એકલું માત્ર મુસલમાનોના કબજામાં રહ્યું. તોપણ તે લેવું એવો હમીરનો નિશ્ચય હતો. હમીરે પોતાનાં સઘળાં માણસોને બોલાવીને કહ્યું કે "ભાઈઓ જેને જીવવાની ઈચ્છા હોય, સંસારના આ ક્ષણિક સુખના લા'વા સારુ હમેશના સ્વર્ગ સુખનો લા'વો છોડી દેવો હોય, જેને પોતાની પ્રતિષ્ઠા કરતાં પ્રાણ વહાલા હોય, જેને આપણા હડહડતા દુશ્મન મુસલ્લાઓનો ડર હોય, જેને આપણી જીતી લાવેલી ભૂમાતાને તૂર્કડાઓના હાથમાંથી છોડાવવાની હોંસ ન હોય, અને જેઓને આ અરવલીના પહાડોમાં ને જંગલોમાંજ હમેશા પડી રહેવાની ઇચ્છા હોય, તેઓ ભલે સુખેથી આ વિકટ અરવલીની ગુહ્ય ગુફાઓમાં ભરાઈ જાઓ. મારી રજા છે. મારા બાહુમાં બળ હશે તો, તમે જશો તોપણ હું કુળદેવતાની સહાયતાથી ચિતોડ લેઈશ. તમે સુખેથી જાઓ. અને જો ઇશ્વરેચ્છાથી હું ચિતોડ લેઇ શક્યો, તો તમને પાછા તેડાવી લેઈશ, તે વખતે આવજો." હમીરના માણસોમાં કેટલાક રજપૂતો હતા. પણ ઘણાતો આસપાસના ભીલ લોકો હતા. હમીરના નાનપણથીજ તેમણે તેનાં પરાક્રમ દીઠેલાં હતાં; અને તેની સાથે આજ સુધી રહીને તેઓ પણ રજપૂત જેવા સાહસિક અને પરાક્રમી થયા હતા. હમીરની ચાલચલણ એવી તો સરસ હતી કે તે લોકો, તે કહે તો જીવ આપવાને તૈયાર થાય, એટલો તેમનો તેનાપર પ્રેમ હતો. હમીરના ઉપલા બોલોથી તેઓ કાંઇ ગભરાયા કે જવાબ સારૂ એક બીજાના સામું જોવા લાગ્યા એમ નથી. જવાબ શું આપવો તે કાંઇ તેમને વિચારવાનું નહોતું. તેઓ તરતજ એકે સાદે બોલી ઊઠ્યા. "અમે મરશું કાં દુશ્મનને મારશું, પણ અમારા રાજાને છોડીને એક તસુ પણ અમે ખસનાર નથી; અમે અમારી જાત ને કુળ લજવીશું નહિ; અમે અમારી ભૂમાતાને દુશ્મનના હાથમાંથી છોડાવવાને અમારો પ્રાણ આપીશું; અને આ જગતનું ક્ષણિક સુખ તજી સ્વર્ગનું હમેશનું સુખ ભોગવીશું."

આ બોલ બોલી ઊઠયા કે કડાક દેઈ મેઘની ગર્જના થઇ આ શૂરા રજપૂતો ઉપર ફૂલોની વૃષ્ટિ થઈ. "શાબાશ મારા વહાલાઓ, શાબાશ મારા વહાલાઓ, શાબાશ મારા ક્ષત્રી પુત્રો શાબાશ, આવાજ જવાબની હું આશા રાખતો હતો અને છેવટે તેમજ થયુંછે. તમારી નેક નિષ્ઠાથી આપણે આપણી ભૂમાતાને છોડાવી શકીશું. તમારી રાજભક્તિ ને તમારો એક સંપ જોઇ, તમારી હિમ્મત અને તમારૂં પરાક્રમ જોઈ, આપણા કુલદેવતા આપણને સહાય થશે. અને મારી ખાતરી છે કે આપણે આપણું કામ પાર પાડીશું. માટે વહાલાઓ આપણે તૈયાર થાઓ. આપણાં બૈરાં છોકરાંને આ પહાડની અંદરની ખીણોમાં સલામત જગોએ મૂકી આવો, અને તેમને ખોરાકી પોશાકી આણી આપવા અને પ્રસંગોપાત રક્ષણ કરવા આપણા પાંચ હજાર શૂરા ભીલોને રાખો." હમીરનાં આ વાક્યો સાંભળી સઘળે જય જયકાર થઈ રહ્યો. હમીરના કહેવા પ્રમાણે બંદોબસ્ત થઈ રહ્યા પછી સઘળા ચિતોડના મૂલક ભણી ઉતરી પડ્યા.

હમીરની પાસે આ વખતે પાંચ હજાર કરતાં વધારે માણસો ભાગ્યેજ હોય, તોપણ "એક [1]મરણીઓ સોને મારે" આ કહેવત પ્રમાણે તેઓ પાંચ લાખની બરાબર હતા. તેમણે ચિતોડની આસપાસનો સઘળો મૂલક લૂટીને ઉજ્જડ કર્યો. ગામડાં બાળ્યાં, લોકોને લૂટ્યા ને મુસલમાનોનાં [2]બાન પકડયાં. રસ્તે ભય એટલું વધી ગયું કે વેપારીઓ વેપાર કરતા ને ખેડૂતો ખેતી કરતા બંધ પડ્યા. મુસલમાનો પોતાની રૈયતનું રક્ષણ નહિ કરી શકયાથી જથાબંધ લોકો હમીરના તાબામાં આવી વસવા લાગ્યા.

---

૧ સન ૧૮૭૬ની રૂશીઆ અને તૂરકી વચ્ચેની લડાઈમાં પણ એમજ થયુંછે. રૂશીઆના જોરાવર લશ્કર સામે તૂરકી સન ૧૮૨૮માં ટકી શકયું નહોતું, તેમ સન ૧૮૫૪માં અંગ્રેજ ને ફ્રેન્ચોની મદદથીજ માત્ર તૂરકીને જીત મળી હતી. પણ આ વખતે કોઈની મદદ વગર મુસલમાનો મરણીઆ થઈને લઢયા ને રૂશીઆ જેવી જોરાવર સરકારને પણ કેવી હંફાવી?

૨ બહારવટીઆ કે એવા લોકો જેના ઉપર બહારવટે નીકળ્યા હોય, તેમની રૈયતને પકડીને લેઇ જઇ પોતાની પાસે રાખે તેને બાન પકડવું કહેછે.

હમીરનું રહેઠાણ અરવલીના ડુંગરની અંદર કેલવાડામાં હતું. તેની આસપાસ ડુંગરો આવેલા હતા, તથા ત્યાં જવાના રસ્તા ડુંગરમાંની આડી અવળી ખીણોમાંથી હતા. તેથી તે જગા દુશ્મનોને જીતવાને મુશ્કેલ હતી. વળી કેલવાડેથી એક રસ્તો અરવલીના ભીતરનાં છૂપાં ઠેકાણાંઓમાં નાસી જવાનો હતો. એ છૂપી જગા પહાડોની ઘાડી ઝાડીમાં હોવાથી વધારે વિકટ હતી. એ ઝાડીઓમાં વરસોના વરસો સુધી હજારો માણસોનું ગુજરાન ચાલે એટલાં ફળ ફળાદિ થતાં હતાં. પશ્ચિમ તરફનો કેલવાડાનો રસ્તો ખુલ્લો હતો. એ રસ્તેથી ગુજરાત ને મારવાડથી માલ આવતો હતો. તેમજ આસપાસના પોતાના દોસ્તદાર ભીલો પાસેથી ખોરાકી પણ એજ રસ્તેથી મળતી હતી. બૈરાં છોકરાંના રક્ષણાર્થે જે પાંચ હજાર ભીલો રાખ્યા હતા, તેજ ભીલો જરૂર વખતે ખોરાકી પણ લાવી આપતા. આવી અગમચેતી વાપરી, ચતુરાઈથી હમીરે પોતાને વાસ્તે મજબૂત જગા પસંદ કરી હતી. પણ હમીરની આ ચઢતી તેના વૈરી અલાઉદ્દીનથી ખમી શકાઇ નહિ. તે પંડે લશ્કર લેઈને આવ્યો અને અરવલીની પૂર્વનો ભાગ જીતી લીધો. પણ તેથી આપણા શૂરા હમીર ઉપર કંઇ અસર થઈ નહિ. તેણે પોતાને લાભકારી એક પણ તક જવા દીધી નહિ. અલાઉદ્દીન અરવલીની પૂર્વમાં મૂલક જીતી લેતો હતો, ત્યારે હમીર અરવલીની દક્ષિણમાં ધૂમ મચાવતો હતો. છેવટે અલાઉદ્દીન થાકયો અને હમીરને તાબે કરવાનું કામ ચિતોડના સૂબા માલદેવને સોંપી પોતે પાછો દિલ્લી ગયો.

માલદેવ પોતાના બળથી હમીરને તાબે કરી શકયો નહિ, ત્યારે છળથી તેને તાબે કરવાનો અને અપમાન આપવાનો તેણે નિશ્ચય કરીને પોતાની દીકરીનો વિવાહ કરવાને હમીર ઉપર શ્રીફળ મોકલ્યું. હમીરે પોતાના દોસ્તદારોને અને લોકોને બોલાવી સલાહ પૂછી. તે સઘળાએ એ માગું કબૂલ કરવાને ના પાડી. હમીરે કહ્યું “ભાઇઓ, હું ધારૂં છઊં કે તમે બધા ભૂલોછો. તમે

જે ભય બતાવોછો તેથી હું કાંઇ અજાણ્યો નથી. પણ રજપૂત થઇને કોઇના ડરથી પોતાનું ધારેલું કામ પડતું મૂકવું, એ હીચકારાપણું છે. એ રાજપુત્રનું નહિ, પણ દાસીપુત્રનું કામ છે. રજપૂતોએ તો હમેશા દુઃખના સમયને માટે તૈયાર રહેવું જોઇએ. રજપૂતોને તો એકવાર ઘાયલ થઈ રહેઠાણ તજવાનું પણ હોય, અને એકવાર ગાજતે વાજતે ગાદીએ ચઢવાનું પણ હોય. મોકલેલું માગું નાકબૂલ કરૂં તો મારી માની કૂખ વગોવાય. મારા શૂરા ભાઇઓ, હું જાણુંછું કે તમે તમારા જાનની ધાસ્તી કરતાં મારા જાનની ધાસ્તીથી વધારે ડરોછો, પણ તેમાં તમારી ભૂલ છે. ઘરમાં બેઠાં બેઠાં, સવામણ રૂની તળાઇમાં સૂતાં સૂતાં, ને વાત કરતાં કરતાંમાં, કાંઇપણ કારણ જણાયા વિના, હજારો માણસો મરી જાયછે, તે આપણે જાણીએ છઇએ. તમે શું એમ જાણોછોકે જે આ દુનિયાના પ્રાણીઓને મારનાર ને જીવાડનાર છે, તે જો આપણે ડરીને ઘરમાં રહીશું તો નહિ મારે ? અને જો તેને જીવાડવો હશે તો આપણું નામ કોણ દેઇ શકનાર છે ? માટે નકામા ઘરમાં ભરાઈને મરવા કરતાં દુશ્મનને મારતાંજ મરવું તો મરવું, નહિતો જીવવું પણ શા કામનું ? ભલા એ બહાને જે મકાનોમાં મારા બાપદાદા રહેતા હતા, જે કિલ્લા ઉપર મારા બાપદાદાઓના વાવટા ઊડતા હતા, જે જમીન ઉપર મારા બાપદાદાના તનનાં લોહી રેડાયાંછે, તે જમીન, તે કિલ્લો, ને તે મકાનો જોવાતો પામીશ. ભલા મારા બાપદાદા મૂઆ તે જગાએ હું પણ મરીશ, તો તેમની સાથે હું પણ મોક્ષ પામીશ. માટે લક્ષ્મી ચાંલ્લો કરવા આવીછે તો મોં શું કરવા ધોવા જવું કદાપિ આપણા કુળ દેવતાએજ, કદાપિ આપણી ભૂમાતાએજ, એને ભૂલવીને મારે ત્યાં મોકલ્યો હશે. કદાપિ તેમની ઈચ્છાજ હશે કે મારે ત્યાં જવું. માટે ત્યાં જવાથી તેઓ પણ આપણને સહાય કરશે. ભાઇઓ, મારીતો ઈચ્છાછે કે "શ્રીફળ સ્વીકારવું." આ સાંભળી સઘળા લોકોને જુસ્સો ભરાઈ આવ્યો, ને શ્રીફળ સ્વીકારવાનું નક્કી કર્યું, ત-

થા હમીરે પાંચસો સવાર લઈ ચિતોડ જવું એમ ઠરાવ્યું.

હમીર પોતાના પસંદ કરેલા પાંચસેં સવારો લેઈ ચિતોડ આગળ આવ્યો, ત્યારે માલદેવના પાંચ છોકરા તેને સામો લેવાને આવ્યા. હમીર દરવાજા આગળ આવ્યો ત્યારે દરવાજે તોરણ બાંધેલાં દીઠાં નહિ, ગામમાં કાંઈ ગાજવીજ ને લગ્નની ક્રિયા જોઈ નહિ; તેથી તેણે માલદેવના છોકરાને પૂછ્યું, કેમ કાંઇ લગ્નની ધામધૂમ જણાતી નથી ? પેલાઓ કાંઇ ઉત્તર આપી શક્યા નહિ. તેથી હમીર રાતો ને પીળો થતો ચિતોડના દરબારમાં પહેલીજવાર પેઠો. હમીરનો ગુસ્સો ને તેના માણસોના લાલચોળ ચહેરા જોઇ, માલદેવનાતો ગાળાજ નરમ પડી ગયા. તેને કાંઈ પકડી લેવાની તો તેનામાં તાકાદ નહોતી. હાં કહેતાં માલદેવને તેના છોકરા તો તરતજ સ્વર્ગમાં પહોંચે તેમ હતું. પાંચસેં સિંહ ઉઘાડી તરવારે ટાંપી રહ્યા હતા, ત્યાં કોના ભાર કે હમીરનું નામ દેઇ શકે ? હમીર એકલોજ માલદેવ ને તેના પાંચ છોકરાને માટે બસ હતો. તેથી માલદેવે પોતાની એક વિધવા દીકરીને કાંઈ પણ લગ્ન ક્રિયા કરાવ્યા વિના હાથ મેળાવો કરાવી આપ્યો. રાત્રે એ સ્ત્રીથી હમીરને ખબર પડી કે એતો વિધવા છે. તોપણ તેનો પ્રેમ અને સ્વામ્ય ધર્મ એવાં દીઠાં કે હમીર તેથી ખુશી થયો. પણ માલદેવ ઉપર આ અપમાનનું વેર કેમ લેવું તે શોધવા લાગ્યો. તેમાં તેની સ્ત્રીએ તેને મદદ કરી. તેણીએ આ યુક્તિ હમીરને બતાવીઃ જ્યારે માલદેવે જમાઇને પેરામણી માગવાની કહી ત્યારે તેની સ્ત્રીના કહેવા પ્રમાણે માલદેવનો એક વિશ્વાસુ અને બક્ષીનું કામ કરનાર મહેતો હતો તેને માગ્યો. માલદેવે તે મહેતાને આપ્યો. એ રીતે હમીર પરણીને પોતાની સ્ત્રી અને પેલા મહેતાને લેઈને પાછો પોતાને ગામ આવ્યો. તેની ગેરહાજરીમાં તેના લોકો કેલવાડામાં એકપગા થઇ રહ્યા હતા. હમીરને સલામત આવતો જોઇ તેમનો જીવ હેઠો બેઠો. તેઓ સઘળા ખુશી થયા, અને સઘળે આનંદ આનંદ વરતાઇ રહ્યો.

આ સ્ત્રીથી હમીરને ખેતસિંહ નામે દીકરો થયો. ખેતસિંહ વરસ દહાડાનો થયો, ત્યારે તેની માએ પોતાના બાપને લખ્યું કે મારે છોકરાને ખેતરપાળને પગે લગાડવો છે, માટે મને બોલાવી લો. તેનો બાપ માલદેવ તે વખતે મદારીઆના મેર લોકો સામો લડવા ગયો હતો, તેથી તેના ભાઈઓએ તેને બોલાવી લીધી. એ પ્રમાણે હમીરની સ્ત્રી, તેનો છોકરો અને તેને વળાવા સારૂ આવેલાં પોતાનાં માણસો ચિતોડમાં પેઠાં. પેલા બક્ષી મહેતાની શીખવણીથી ચિતોડનું રજપૂત લસ્કર ફરી ગયું, અને ગાદીએ બેસવાને માટે હમીરને આવવા સારૂ ખબર મોકલી. હમીર અગાઉથી ચેતેલો હતો, માટે આસપાસ ફરતો હતો. તેને આ ખબર મળવાથી આવવા નીકળ્યો. પણ તેવામાં દુશ્મનનાં માણસો તેની સામાં લડવાને આવ્યાં. આ વખતે હમીરની પાસે થોડાં ને દુશ્મનનાં ઘણાં માણસો હતાં, પણ લગારે હિમ્મત નહિ હારતાં, તે સઘળાને પોતાની તરવારનો સ્વાદ ચખાડી, કોઇને ભોંય સુંઘતા કર્યાથી અને કોઇને લોહીમાં રગદોળ્યાથી, બાકીના ઊભી પૂછડીએ નાઠા. આ પ્રમાણે વિજય કરતો હમીર ચિતોડમાં આવી ગાદીએ બેઠો.

આ વખતે અલાઉદ્દીન મરી ગયો હતો, અને તેની જગાએ મહમદ રાજ્ય કરતો હતો. માલદેવે જોયું કે હમીરસિંગે ચિતોડની ગાદી લઇ લીધી, અને તે પાદશાહની મદદ વિના લેઈ શકાય તેમ નથી, માટે તે દિલ્લી ગયો.

ચિતોડના કિલ્લા ઉપર રાણાના વાવટા ઊડતા જોઇને પહાડોમાંથી, આસપાસનાં ગામોમાંથી, ને છૂપાઈ રહેવાની જગાએથી, લોકો બહાર નીકળી કીડીઓની મિસાલે ચિતોડમાં ભરાવા લાગ્યા. જ્યાં આગળ હમીર રહેતો હતો ત્યાંથી અને અરવલીના પશ્ચિમ ભાગમાંથી થોકેથોક લોકો આવવા લાગ્યા. ચિતોડમાં મુસલમાનોનું રાજ્ય જઇને રજપૂતોનું થયું તે જોઇને, સઘળાં માણસ આનંદમાં આવી ગયાં. ગરીબ ને તવંગર, રાંક ને ઉમરાવ, વેપારી ને

ખેડૂત; નાના ને મોટા સર્વે મુસલમાનો સામું વેર લેવાને ઉલટમાં આવી ગયા. આ વખતે મુસલમાનોનું લશ્કર ચિતોડ લેવાને આવે તો કચરી નાખીએ, એવા બોલ સર્વને મુખેથી નીકળવા લાગ્યા. હમીરને લશ્કરની કાંઈ ખોટ રહી નહિ. કીડીઓની પેઠે ચિતોડમાં માણસોનાં ટોળે ટોળાં ઊભરાતાં હતાં; અને તેપણ મુસલમાનો સામે ઉશ્કેરાએલાં અને આનંદમાં ફરતાં હતાં. આ વખતમાં મુસલમાનોનું લશ્કર લડવા આવે તો તેના કેવા હાલ થાય એ સૌ કોઈ વિચારી શકે. અને ખરે તેમજ થયું. મહંમદ પોતાનું ગયેલું રાજ્ય પાછું લેવાને આવ્યો. પણ રજપૂતો તે વખતે એટલા ઉશ્કેરાઈ ગયેલા હતા કે મહંમદ ચિતોડ સુધી આવે, એ તેમનાથી દેખી શકાયું નહિ. વગર કહે સંખ્યાબંધ માણસો મુસલમાનોના પ્રાણ લેવાને તૈયાર, એવા હમીરની સરદારી નીચે આવ્યા. આ તકનો હમીરે સારો લાભ લીધો. જે જુસ્સામાં લોકો આવેલા હતા, તેજ જુસ્સામાં તેમને મહંમદ સામા લડવા સારૂ લેઈને ચિતોડ બહાર ચાલ્યો. હમીરે સીંગોળી આગળ તેની સાથે લડાઈ કરી. રજપૂતો એવા તો જુસ્સાથી લડયા કે મુસલમાન લશ્કરમાંનો એકે માણસ દિલ્લી પાછો જવા પામ્યો નહિ. મહંમદ પંડે કેદ પકડાયો. માલદેવનો છોકરો હરિસિંહ હમીર સાથે દ્વંદ્વ યુદ્ધ કરતાં મરાયો. હમીરે મહંમદને ત્રણ માસ સુધી કેદ રાખ્યો. પછી મહંમદે અજમેર, રણથંભોર, નાગોર વગેરે પરગણાં, સો હાથી ને પચાસ લાખ રૂપિઆ રોકડા એટલું આપ્યું ત્યારે તેને છોડયો.

હમીરનો મોટો સાળો વનવીર તેને ત્યાં નોકરી શોધવા આવ્યો. હમીરે તેને આદરમાન આપી રાખ્યો, ને તેના ગુજરાન સારૂ નીમચ, જીરણ, રતનપૂર ને કીરાર એ પરગણાં તેને જાગીરમાં આપ્યાં. હમીરે તેને કહ્યું કે આ જાગીર ભોગવો ને પ્રમાણિકપણાથી નોકરી બજાવો. તમે એકવાર તૂર્કના નોકર હતા પણ હાલમાં તમારીજ જાતના, તમારા ધર્મના, અને તમારા સગાના નોકર છો. જે જમીનને માટે મારા બાપદાદાઓએ અને મારાં હ-

જારો ખેરખાહ માણસોએ પોતાનાં લોહી રેડ્યાં હતાં, તે જમીન પાછી લેવાનો મને હક્ક હતો. જે મારૂં હતું તે મારા કુળદેવતાઓની મદદથી મેં પાછું લીધું છે, અને તેમની સહાયથી હું તેનું રક્ષણ કરીશ. તમે હવેથી તૂર્કના મટીને રજપૂતના નોકર થયાછો તો તે ઈમાનદારીથી બજાવો. વનવીર પણ તેવોજ ઇમાનદાર નીકળ્યો. તેણે નેક દાનતથી મરતા સુધી ચાકરી બજાવી ચંબલ નદી ઉપરનું ભીનસ્રોર ગામ જીતીને મેવાડના રાજ્યમાં વધાર્યું.

ચિતોડ મુસલમાનોએ લીધું ત્યારથી ત્યાંના રાણાઓની આબરૂ ઘટી હતી. હિંદુસ્તાનનાં સઘળાં દેશી રાજ્યોમાં મેવાડના રાણા શિરોમણિ ગણાતા હતા તે ચિતોડ મુસલમાનોના હાથમાં જવાથી બંધ પડ્યું હતું. સઘળા ખંડીઆ રાજાઓ ખંડણી આપતા હતા, ગાદીએ બેસે ત્યારે નજરાણાં મૂકતા હતા, અને રાજાને જરૂર પડે લશ્કર લેઈ મદદે આવતા હતા, તે સઘળું ચિતોડ મુસલમાનોએ લીધું ત્યારથી બંધ પડયું હતું. તે વખતનાં સઘળાં રજપૂત રાજ્યો નબળાં હતાં, તેમને કોઈના પણ આશરાની જરૂર હતી. ચિતોડમાં રાણા હતા ત્યાંસુધી તેઓ ત્યાંના રાણાને આશરે હતા, પણ ચિતોડ ગયું ત્યારથી એ સઘળા દિલ્લીના બાદશાહને તાબે થયા હતા. પણ હમીરે તે બધો વખત ફેરવી નાંખ્યો. તેણે ચિતોડ જીતી લીધું; અને ચિતોડ મુસલમાનોના હાથમાં ગયાથી જે ફેરફાર થયા હતા તે બધા હમીરે તે જીતીને ફેરવી નાંખ્યા. હિંદુસ્તાનના સર્વ રજપૂત રાજાઓ મુસલમાનને તાબે જવાના કરતાં ચિતોડના રાણાના તાબામાં આવવાને ખુશી થયા. હમીરે ચિતોડ લીધું ને મહંમદને હરાવ્યો કે સઘળા હિંદુ રાજાઓ એક પછી એક એમ નજરાણાં લેઇ આવ્યા, ખંડણી આપવા લાગ્યા, અને જરૂરને વખતે લશ્કરની મદદ લેઇ લડવા આવવા લાગ્યા. એ પ્રમાણે મારવાડ, જેપુર, બુંદી, ગ્વાલીયેર, ચંદેરી, રાયસેંન, સિકરી, કાલ્પી, ને આબુ વગેરે ઠેકાણાના રાજાઓ હમીરને તાબે થયા. હમીર આખા હિંદુસ્તાનનાં રજપૂત રાજ્યોમાં

મહારાજાધિરાજ થયો. મુસલમાનો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં મેવાડના રાજાઓની સત્તા ઘણીજ હતી, પણ મુસલમાનો આવ્યાથી તેમની સત્તા દીનપરદીન તૂટતી ચાલી હતી. હમીરે આ પડતીને અટકાવી એટલુંજ નહિ, પણ મુસલમાનો આવતા પહેલાં મેવાડની જે સત્તા હતી તે સઘળી હમીરે મેવાડને મેળવી આપી. હમીરના પરાક્રમથી ડરીને મહંમદ પછીના કોઈપણ પાદશાહે તેની સામા જઈને ચિતોડ લેવાની હિમ્મત કરી નહિ. તેથી હમીરના અંતકાળ પર્યંતના પચાસ વર્ષમાં મેવાડમાં શાંતિ રહી, ને એ લાંબી મુદ્દતની શાંતિથી મેવાડ વેપાર રોજગારે, પૈસે ટકે, વિદ્યા હુનરે, ને લડવૈયા માણસે તર થયું.

હમીર જેવો બળવાન હતો તેવોજ રાજ્ય ચલાવવામાં, ઈનસાફ આપવામાં, અને હુનરોને ઉત્તેજન આપવામાં ચાલાક હતો. તેના રાજ્યમાં કહેવત પ્રમાણે વાઘ અને બકરી એક આરે પાણી પીવા લાગ્યાં. સલાહ શાંતિ વધવાથી સઘળા વેપારીઓ, ખેડૂતો, ને કારીગરો પોત પોતાને ધંધે વળગ્યા. તેથી દેશમાં આબાદાની થઇ ને ઊપજમાં વધારો થયો. તેણે સારાં સારાં મકાનો બંધાવી કારીગરોને ઉત્તેજન આપ્યું, ને રૈયતને વાજબી ઈનસાફ આપી છોકરાની પેઠે પાળી. એ રીતે તે તેના લોકોનો આશીર્વાદ લેતો ચોસઠ વરસ સુધી રાજ્ય કરી ઘણો વૃદ્ધ થઇ ઇ૦ સ૦ ૧૩૬૫માં મરણ પામ્યો. તે ઘણો ડાહ્યો ને પરાક્રમી પુરૂષ હતો. તે તેના દીકરા ખેતસીને માટે સલાહશાંતિવાળું, આબાદ ને વિસ્તીર્ણ રાજ્ય મૂકી ગયો. મેવાડમાં હમીર પોતાનું નામ અમર કરી મરી ગયો છે. ત્યાંના લોકો આજે પણ તેને સંભારેછે. હમીરસિંહ પછી તેનો દીકરો ખેતસી રાજા થયો.

હમીરસિંહના મૂઆ પછી તેનો કુંવર ખેતસી ગાદીએ બેઠો. ખેતસીમાં રાજ્ય સાચવવાના, રાજ્ય ચલાવવાના, રાજ્યની આબાદી વધારવાના, ને લડાઈઓ કરી નવાં રાજ્ય ઉમેરી રાજ્ય વિસ્તારવાના સઘળા ગુણ હમીરના જેવા હતા. હમીરનું મૂકેલું

આબાદ ને વિસ્તીર્ણ રાજ્ય એણે સાચવ્યું એટલુંજ નહિ, પણ તેમાં તેણે વધારો કર્યો. એણે પઠાણો પાસેથી જહાજપુર ને અજમેર જીતી લીધાં, તથા માંડલગઢ ને ચપણનો આખો મૂલક જીતીને મેવાડના રાજ્ય સાથે પહેલ વહેલો જોડી દીધો. હમીરના મૂઆથી દિલ્લીના પાદશાહોના મનમાંનો ડર કમી થયો હતો, તેથી તેઓ મેવાડીઓની તરવારોનો સ્વાદ ચાખવાને ફીરોજુદ્દીનની સરદારી નીચે રાણા ખેતસીના વખતમાં ચિતોડ ઉપર ચઢી આવ્યા. પણ મુસલ્લાનોને માલમ નહોતું કે સિંહનાં બચ્ચાં તે સિંહજ હોય. મુસલમાનોને મેવાડપર આવતા સાંભળ્યા કે તાબડતોબ ખેતસીએ શૂરા સીસોડીઆનું સૈન્ય જમાવી મુસલમાનો ઉપર બાકરોલ આગળ હલ્લો કર્યો. હમીરના જેવોજ ખેતસીને લડાઈને મોખરે લસ્કરમાં ઘૂમતો જોઇ મુસલ્લમાનોના હાંજા નરમ પડી ગયા. હમીરના મૂઆથી જેવી સહેલાઇથી તેઓ મેવાડ જીતવાની આશામાં આવ્યા હતા, તેમાં તેઓ નિષ્ફળ થયા. મુસલમાનોની મંદ ગતિથી અને ખેતસીના પરાક્રમથી રજપૂતો વધારે આવેશમાં આવ્યા. રજપૂતોના જુસ્સાભેર હુમલા સામે મુસલમાનો ટકી શક્યા નહિ અને ઊભી પૂછડીએ નાઠા. રજપૂતોએ દિલ્લી સુધી તેમની પૂઠ પકડી, અને તેમનાં બચેલાં માણસોને દિલ્લીના દરવાજામાં પાછાં ઘાલ્યાં ત્યારે જંપ્યા. બાકરોલ આગળ વિજય મેળવી ખેતસી ચિતોડ આવ્યો. પણ મુસલમાનોના અંતઃકરણને ડર પમાડી મેવાડમાં શાંતિ ફેલાવવાને ખેતસી લાંબી મુદત જીવ્યો નહિ. બમોડાના હાડા સરદાર સાથેના માંહોમાંહેના કજીઆમાં તે ઈ. સ. ૧૩૭૩માં મરણ પામ્યો. તેથી તેનામાં હમીરના સઘળા ગુણ છતાં તે હમીર જેવી નામના કરી શક્યો નહિ. એવી નામના કરવાનું તેના કુંવરના નસીબમાં હતું.



# પ્રકરણ ૪ થું.

## લાખો રાણો.

ઇ. સ. ૧૩૭૩ થી ઇ. સ. ૧૩૯૮ સુધી.

ખેતસી પછી તેનો દીકરો લાખોરાણો ઇ. સ. ૧૩૭૩ માં મેવાડની ગાદીએ બેઠો. હુનર કળાને ઉત્તેજન આપવામાં ને રૈયતનું કલ્યાણ કરવામાં લાખોરાણો પહેલી પદવી ધરાવેછે. એના વખતમાં મેવાડની આબાદી વધી, વેપાર રોજગાર વધ્યો, અને નવાં શહેર, નવા કિલ્લા, નવાં મકાનો, જળાશયો, અને ખેતીના કામમાં ઉપયોગી થાય એવા બંધ બંધાયા. તેમજ મેવાડના રાજ્યનો પણ ફેલાવો થયો અને સીસોડીઆની પ્રખ્યાત જાતો એના વંશજોથી થઇ: જેમણે આગળ જતાં મેવાડના ઇતિહાસમાં પોતાનાં નામો અમર કરેલાં છે.

ખેતસી રાણાના ખૂનથી મેવાડીઓના દુશ્મનો જાગૃત થયા. સીસોડીઆમાં સળો પેઠો છે અને તે સુધારવાને કોઇ લાયક નથી એમ તેઓ ધારવા લાગ્યા. તેથી મેવાડના પહાડી લોકો વેપારીઓને લૂટવા લાગ્યા, વાટપાડુનો ધંધો કરવા લાગ્યા, ને પહાડમાંથી મેદાનના મૂલક ઉપર ઉતરી પડી ગામડાં લૂટવા ને બાળવા લાગ્યા. હમીરસિંહના પરાક્રમથી હરભડી ગએલા આ પહાડી લોકો તેજીપર આવ્યા. પણ તેમાં તેમની ભૂલ હતી. હમીરનો પૌત્ર લાખોરાણો પણ હમીરસિંહના જેવોજ બહાદુર હતો. તેમ સીસોડીઆમાં પણ કાંઇ સળો પેઠો નહિ હતો. લાખોરાણો ગાદીએ બેઠો કે માંહોમાંહેના કજીઆનું સમાધાન આવી ગયું. ઘેલોટીઓ એવા મૂર્ખ નહિ હતા કે તેઓ માંહોમાંહે લડીને નબળા થઇ પોતાની કીર્ત્તિ ગુમાવે. હમીરસિંહ મૂઆને આઠ વરસ થયાં એટલામાંજ તેના હાથ નીચે કરેલાં પરાક્રમી કામો ને તેનાં બહાદુરી ભરેલાં વચનો ભૂલી જાય એવા નહોતા. હમીરનાં સ્વદેશ ભક્તિનાં ચિત્તભેદક વચનો હજુ તેઓના અંતઃકરણમાં કોરાયલાં

હતાં. હજુ તેઓને પરાક્રમી સરદારની નીચે દોર્યા હોય તો ગમે તેવા દુશ્મનને આજેજ કરવાને તેઓ તૈયાર હતા. તેમનો નવો રાણો પણ તેમને તેવોજ મળ્યો હતો. લાખોરાણો દુશ્મનોથી ડરીને ખૂણે ભરાય તેવો નહિ હતો. તે પોતાની પ્રજાને પીડાવા દે અને વેપારીઓને લૂટાવા દે તેવો નહિ હતો. પોતાની પ્રજા અને વેપાર તેના મનને તેના પ્રાણથી જાદે હતાં. પોતાની પ્રજા ને વેપારી લૂટાય તે પોતાની આબરૂ લૂટાવા બરાબર તે માનતો હતો. ગાદીએ બેઠા પછી થોડો વખત રાજ્યમાં શાંતિ ચાલ્યાથી તે શાંત થઈ બેઠો હતો, પણ તેથી તેનો લડાયક જુસ્સો કાંઇ નરમ પડી ગયો નહોતો. તે માત્ર લડાઇનું મેદાન ખોળતો હતો. વગર કારણે કોઈના ઉપર લડાઇ લઇ જવી અને પોતાના શૂરા સરદારોનું લોહી રેડવું, તે એને પસંદ નહિ હતું. લડાઈ કરવામાં પૈસાની ને માણસની કેટલી બધી ખુવારી થાય છે, રૈયત કેટલી બધી હેરાન થાય છે, વેપારને કેટલી હાનિ પહોંચે છે, એ બધું તે સમજતો હતો; ને તેથીજ તે કોઇના ઉપર વગર કારણે લડવા જવાને રાજી નહિ હતો. દેશમાં સલાહ શાંતિ રાખી પ્રજાની આબાદી વધારવા ઉપર જો કે એનું લક્ષ વિશેષ હતું, તોપણ જો સલાહ શાંતિનો કે પ્રજાની આબાદીનો ભંગ કરવા કોઈ આવે તો તેનો નાશ કરવાને તે કાંઇ વિલંબ લગાડે તેમ નહોતું. અને તેથીજ જ્યારે પહાડી લોકો પોતાના મૂલકમાં લૂટફાટ કરી પ્રજાને રંજાડવા લાગ્યા એવા સમાચાર સાંભળ્યા કે, તેણે એ લોકો ફરીને આવે તો તેમનો સમૂળો નાશ કરવાનો ઠરાવ કર્યો. પોતાનો ઠરાવ પોતાના સામતોને જણાવી દીધો. કેમકે તેમની સલાહ લેવી પડે કે તેમની મંજુરી લેવી પડે તેવું તો કાંઈ હતુંજ નહિ. લાખારાણાના શાંત સ્વભાવથીજ માત્ર મેવાડના સીસોડીઆ સિંહો શાંત થયા હતા. પણ તેમને જો કોઇ છંછેડે તો તેમના દુશ્મનોનો ઘાણ કહાડવાને વાર લગાડે એમ નહોતું. મેરવાડાના પહાડીઓનો નાશ કરવાનો ઠરાવ લાખારાણાએ તેમને જણાવ્યો

કે આ મેવાડી સિંહો ગર્જના કરી ઊઠયા.

મેરવાડાના પહાડીઓ લાખારાણાના આ ઠરાવથી અજાણ્યા હતા. તેઓ લાગ જોઇ મેવાડના મૂલક ઉપર ઉતરી પડયા; ગામો બાળવા ને લૂટવા લાગ્યા; મોટા શાહુકારોને બાન પકડી લેઈ જવા લાગ્યા; અને તેમનાં સગાંવહાલાં પાસેથી તેમના છૂટકારા માટે હજારો રૂપિઆની માગણી કરવા લાગ્યા. મેવાડનાં ફળદ્રુપ ખેતરો ને વેપારીઓની વણજારો લૂટવા માંડી; તેથી બાપડા ખેડૂતો ને વેપારીઓ, નિર્બળ સ્ત્રીઓ ને નિરાધાર બાળકો, રોગી ને વૃદ્ધ માણસો, ચિતોડમાં ભરાવા લાગ્યા. લાખારાણાને આ વાતની ખબર પડતાંજ પોતાના સરદારોને અને પટાવતોને પોતપોતાના લસ્કર સહિત તૈયાર થવાને અને બીજે દિવસે તે પહાડીઓના ઉપર જવાને ચિતોડના દરવાજા બહાર હથીઆરબંધ આવી હાજર થવાનો હુકમ કર્યો. તેઓ પણ લાખારાણાના હુકમનીજ રાહ જોતા હતા. સવારના પહોરમાં ૮૦ હજાર કરતાં વધારે સીસોડીઆનો ચિતોડના કિલ્લા બહાર મેદાનમાં જમાવ થયો. ૮૦ હજાર ચિતોડીઓ આખા મેરવાડાનો નાશ કરવાને તો શું, પણ અરવલીના ડુંગરને મૂળમાંથી ઊખેડી નાખવાને બસ હતા. ખોંખારા કરતા અસ્વ ઉપર ભાલો, બરછી, તરવાર, જમૈયો, કટાર, અને તીરકામઠાથી સજ થઈ સઘળા ચિતોડના મેદાનમાં ઊભરાવા લાગ્યા. સઘળા રાણા સાહેબની રાહ જોતા ઊભા રહ્યાછે, એવામાં લાખોરાણો ઘોડો કૂદાવતો સર્વે હથીઆરો સજી મેદાનમાં આવી પહોંચ્યો. રાણાસાહેબ આવ્યા કે સઘળાઓએ જેજેકારનો પોકાર કરી મૂક્યો. સઘળી જાતનાં વાજીત્ર વાગવા લાગ્યાં. ભુંગળ, ભેરાઈ ને શરણાઈના નાદ થઈ રહ્યા. ભાટચારણો શૂરી કવિતાથી આ શૂરાઓના શૂરમાં ઉમેરો કરવા લાગ્યા. બાયલા માણસને પણ આ શૂરી કવિતાથી શૂર ચડે, તો આતો શૂરા સીસોડીઆ હતા. તેઓ એથી બમણા ઉન્મત્ત થયા. રાણા સાહેબ શી આજ્ઞા આપેછે, તેઓ શું કહેછે તે સાંભળવાને એ શૂરાઓના

શૂરા અશ્વો પણ સઘળા એકપગા થઈ રહ્યા.

નકી પોકારનારના અવાજથી સઘળા શાંત થયા. ૮૦ હજાર સ્વારો ઊભા હતા, પણ લગાર ગોંધાટ ને ગરબડાટ હતાં નહિ. એવે ટાણે રાણા સાહેબે નીચે પ્રમાણે તેમને આજ્ઞા આપીઃ–મારા શૂરા સામંતો ને સીસોડીઆઓ, લઢાઈની અંદર કેવી બહાદુરી કરવી ને કેમ વર્ત્તવું, રજપૂતોના ધર્મ શા છે, પોતાના સરદારને તાબે કેમ રહેવું, એ સઘળું તમને કાંઇ શીખવવું પડે તેમ નથી. મેવાડપુત્રો, તમે આજસુધી પરાક્રમો કરેલાંછે, તમારા દુશ્મનોનાં શિર નીચાં નમાવ્યાંછે અને કીર્ત્તિ મેળવીછે, તેવીજ કીર્ત્તિ આજે તમારા પરાક્રમથી તમારા દુશ્મનો ઉપર મેળવવાને તમને બોલાવ્યા છે. જેના રક્ષણાર્થે જગત્કર્ત્તાએ આપણને જન્મ આપેલો છે, તેને આપણા જંગલી દુશ્મનો પીડેછે, તેમની માલમત્તા લૂટેછે અને હેરાન કરેછે. તેમના ત્રાસથી અબળાઓ, નિર્બળ, બાળક અને વૃદ્ધ, ખેડૂત ને વેપારીઓ, બૂમો મારતા ચિતોડમાં ફરિયાદે આવ્યા છે; તેમની વહારે જવું એ આપણો ધર્મ છે. તેમને દુઃખ દેનારાને મારીને આપણી પ્રજાને એ દુગ્ધામાંથી મૂકત કરવી એ આપણી મુખ્ય ફરજ છે; અને એ ફરજ બજાવવા માટે આજે મેં તમને બોલાવ્યા છે. દુશ્મનોને ચોતરફથી ઘેરીને એવા નરમ કરવા જોઇએ કે ફરીને તે કોઈવાર માથું ઊંચું કરી શકે નહિ. માટે મારા બહાદુર ભાઇઓ, મારી સાથે ચાલો, અને આપણી શાંતિ ને આબાદીનો ભંગ કરનારને તેમની ઉન્મત્તાઇનો સ્વાદ ચખાડો. આ શબ્દ સાંભળતાંજ સઘળા સિંહો ગાજી ઊઠયા. સઘળે જયજયકારનો અવાજ થઈ રહ્યો. ઠરાવ કરી લશ્કરના ચાર ભાગ પાડી ચારે દિશાએ વહેં ચાઇ ગયા. મુખ્ય ભાગ રાણા સાહેબની સાથે દુશ્મનોની સામે ચાલ્યો. બાકીના ત્રણ ભાગ ત્રણે દિશા તરફથી તેમને ઘેરી લેવા ચાલ્યા. આ સૈકામાં જેમ લાર્ડ હેસ્તિંગ્સના વખતમાં પિંઢારાનો નાશ કરવાને જેવી ગોઠવણી કરી હતી, તેવી ગોઠવણી રાણા-

એ કરીને પિંઢારાની પેઠે આ પહાડીઓને ઘેરી લીધા. કોઇ ઠેકાણે આ પહાડીઓ સિસોડીઆના શૂરનો સ્વાદ ચાખવાને સામા થયા નહિ. તેઓ પાછા હઠતા હઠતા છેવટે તેમના મુખ્ય શહેર વૈરાટગઢમાં ભરાયા. ચારે બાજુથી મેર લોકોને દબાવતું આ શૂરૂં સૈન્ય વૈરાટગઢની આસપાસ એકઠું થયું. સુરંગો ફોડીને કિલ્લો તોડી સીસોડી સૈન્ય શહેરમાં દાખલ થયું, ને મેર લોકોની કતલ ચલાવવા માંડી ત્યારે તેઓ તાબે થયા, તેમણે રાણાજીની આગળ હથીઆર મૂક્યાં ને શિર નીચાં નમાવી પોતાનાપર રાણાજીની દયા ચાહી. તાબે થએલા અને હથીઆર વગરના દુશ્મનને મારવો એ આ શૂરાઓ બાયલાપણું સમજતા હતા, તેથી તાબે થયા પછી તેમણે મેરોને મારવાનો મનાઈ હુકમ કહાડ્યો. પણ વૈરાટગઢનું તો નામજ નાબુદ કરવાનું રાણાજીએ નક્કી કર્યું હતું, માટે એ ગઢનો નાશ કરી ત્યાં આગળ એદનૂર નામે નવું ગામ વસાવ્યું; તથા મેરોને એ નવા ગામમાં વસવાની આજ્ઞા આપી. રાણાજીના દયાળુ સ્વભાવે અને દુશ્મનો ઉપર બતાવેલી અસાધારણ મહેરબાનીએ આ પહાડી મેર લોકોના મનમાં એટલી તો અસર કરી હતી કે તેઓ રાણાજીના રાજ્યમાં રહેવાને બહુ ખુશી થયા; અને આગળ જતાં મેવાડપતિઓને સંકટને સમયે મદદ કરી તેમણે આ વખતની મહેરબાનીનો બદલો વાળી આપ્યો. આ વખતે જે મેર લોકો નાસી ગયા હતા તે કાઠીઆવાડમાંના બર્ડા ડુંગરની તળેટીમાં પોરબંદરના રાણાને આશરે આવી વસ્યા હોય એમ અનુમાન થાયછે.

મેરવાડામાં શાંતિ કરી રાણાજી ચિતોડ જવાનો વિચાર કરેછે, તેવામાં સમાચાર મળ્યા કે મહંમદશાહ લોદીની સરદારી નીચે દિલ્લીનું પાદશાહી લશ્કર મેવાડ જીતવાને આવેછે. લોદીને માલમ નહોતું કે મેવાડના સીસોડીઆ કેવા શૂરા છે, તેમ બહાદુર મેરો પર મેળવેલી જીતથી કેટલા ઉન્મત્ત થએલા છે. તે તો માત્ર ખેતસીના અકાળ મોતથી અને મેરોએ ચલાવેલી લૂટથી થએલી

ભરખડનો લાભ લેવાને લાખા રાણાના પરાક્રમના અજાણપણામાં આવ્યો હતો. આવા વખતમાં તે મેવાડ જીતીને દિલ્લીની પાદશાહત ભેગું જોડી દેવાની પૂર હોંસમાં આવ્યો હતો. પણ ઘેલોટીઓના પરાક્રમથી ને સ્વભાવથી તેના સરદારો ને લશ્કર વાકેફગાર હતા. તેઓ જાણતા હતા કે મેવાડીઓ દુશ્મનના હુમલા વખતે માંહોમાંહેનું વેર ભૂલી જઈ સ્વદેશ રક્ષણ માટે એક થઇ જાય એવા છે. તેથી લોદીના મોટા મોટા સરદારોએ તેને સલાહ આપી કે મેવાડના સૂતા સિંહોને જગાડી માણસોનો ઘાણ કહડાવી આબરૂ ખોઈ નાસી આવવું, તે કરતાં બીજે કોઇ ઠેકાણે જઈને બીજો મૂલક જીતવો એ સારૂં છે, પણ આ ધર્માંધ લોદી આ નેક સરદારોની નેક સલાહ માને એવો નહોતો. તે ઘણો હઠીલો હતો. તેણે કોઇનું કાંઈ નહિ ગણકારતાં લશ્કરને આગળ કુચ કરવાનો હુકમ કર્યો. એમ કરતાં પાદશાહી લશ્કર રાણાજીના નવા વસાવેલા શહેર બેદનૂર આગળ આવી પહોંચ્યું.

મુસલમાની લશ્કર આવ્યું કે રાણાજીએ પોતાનું સૈન્ય જમાવી હુકમ કર્યો ને કહ્યું કે ભાઇઓ, તમોએ હમણાં મેર લોકો ઉપર જેવી જીત મેળવી છે તેવીજ જીત આ વખતે તમારા ધૈર્યથી ને બહાદુરીથી મેળવવાની છે. આ પહાડી ને હાડી લોકો કરતાં મુસલમાનો જીતવા કાંઇ વધારે મુશ્કેલ નથી. વિખરાયલા પહાડીઓને જીતવામાં જેટલો વખત ને જેટલી મહેનત પડી, તેટલો વખત અને તેટલી મહેનત આ એકઠા થઈ આવેલા મુસલમાનોને જીતવામાં પડવાની નથી. તમારા અડગ અને અચળ ધૈર્યથી થએલા અતૂટ હુમલાના પ્રચંડ માર આગળ તેઓ ટકી શકવાના નથી. શૂરા સિંહો, તમારા આગળ એ મેંઢાંઓ ટકી શક્યાં નથી ને ટકવાનાં પણ નથીજ. મારા વડીલો હમીરે અને પિતા ખેતસીએ તેમને તમારાજ પરાક્રમની સહાયથી મારી કહાડ્યાછે. તે છતાં તે ભૂલી જઇ આ ધર્માંધ લોદીએ ફરીને એકવાર આ ગરીબ મેંઢાંને તમારી આગળ આણ્યાંછે. લાખો મેંઢાંના

ટોળાથી કાંઇ સીસોડીઆ સિંહો બીહીવાના નથી, એ આ અજ્ઞાન લોદીને માલમ નથી. માટે મારા શૂરવીર ભાઇઓ, મારી સાથે એકજ સપાટે સિંહ ગર્જના કરી તેમના ઉપર તૂટી પડો કે આપણે આપણા ધર્મ શત્રુઓને આપણી ભૂમાતાને અપવિત્ર કરતા અટકાવી મારી કહાડીએ. ભાઇઓ, બીક કે ભય તે શું છે એતો આપણને માલમજ નથી. દુશ્મનોએ આપણી પીઠ જોઈજ નથી અને જોવાના પણ નથી. મરવું કે મારવું એજ આપણો ક્ષત્રીનો ધર્મ છે. ક્ષત્રાણીઓની કૂખ વગોવવાને કોઈ ક્ષત્રીજાયો રણભૂમિમાં દુશ્મનને મારવામાં આજ સુધી કાયર નીવડ્યો નથી ને નીવડવાનો પણ નથી, એ મારી ખાતરીજ છે. માટે ચાલો આપણા ભાલા ને તરવારો સંભાળો અને દુશ્મનને તેનો સ્વાદ ચખાડી ફરીને મેવાડનું નામ ભૂલી જાય તેમ કરો. એમ બોલતાંમાં હરહર મહાદેવ કરતા ને એકલિંગજીની જે, મેવાડપતિ રાણાજીની જે, એમ બોલતા સઘળા મેવાડીઓ મુસલમાનોપરં ધસારાબંધ તૂટી પડ્યા.

મુસલમાન લશ્કરમાં પણ એ વખતે સજો પેઠેલો નહોતો. તેઓ આળસુ કે સુસ્ત બની ગયા નહોતા, તેમ મોજશોખી કે આનંદી પણ થયા નહોતા. તેઓ લડાઇમાં કસાયલા ને બીજે ઠેકાણે મેળવેલી જીતોથી ઉન્મત્ત થઈ ગએલા, ધર્મ જુસ્સાથી ભરેલા હતા. દીનનો ઝુંડો તેમનું ચાલે તો મેવાડમાં પણ રોપવાને અને એવાં કામમાં જીવ આપવાને તૈયાર થઇ આવેલા હતા. તેઓ આજના વખતના જેવા વાઘમારખાં મિયાં નહિ હતા. તેઓ ખરાજ બહાદુર અને દૃઢતાથી લડે એવા હતા. પણ આ ઠેકાણે તેમની દૃઢતા ટકી નહિ. તેમની હોંસ પાર પડી નહિ. લાખા રાણાએ પંડે મહંમદશાહ ઉપર ધસારો કર્યો ને તેના હાથીના માવતને એક ભાલાથી ઠાર માર્યો. પરંતુ તેથી મહંમદશાહ બચ્યો. માવત વિનાનો ઉન્મત્ત હાથી સામો રહી શક્યો નહિ, ને પાછો ફરી મહંમદશાહને લેઈ ચાલ્યો. લાખારાણાનો દાખલો લેઇ

સઘળા સીસોડીઓ હરહર મહાદેવ કરતા મુસલમાનો પર એટ-લા તો જુસ્સાભેર કૂદી પડ્યા અને ભાલા ને તરવારો એટલી તો ચપળતાથી ચલાવી કે મુસલમાનો હેબક ખાઈ પાછા હઠ્યા. તેમાં મહંમદશાહ નાઠાથી વધારો થયો, ને પાદશાહી લશ્કરમાં ભંગાણ પડ્યું. જેમ જેને ફાવ્યું તેમ તેઓ નાઠા. મહંમદશાહ પકડાઇ ગયો હોત, પણ તે એક તેજી ઘોડાપર સ્વાર થઈ નાસી ગયો. કેટલાક સરદારો ને થોડુંક લશ્કર પણ તેની સાથે નાસી જ-ઇને બચ્યું. ઘણું તો કપાઇ ગયું ને બાકીનું તાબે થયું. રાણાએ તે-મનાં હથીઆર લેઇ તેમને દિલ્લી પાછા જવાની રજા આપી. જે મુસલમાનો મહંમદશાહની સાથે નાઠા હતા તેમને પકડવાને તેમ-ની પાછળ કેટલુંક મેવાડી લશ્કર ગયું હતું, તેઓ અંબર સુધી તેમની પાછળ પડ્યા. તેમાંના કેટલાકને પકડીને તેમનાં હથીઆર લેઈ લીધાં. પણ કેટલાક સલામત દિલ્લી જઇ પહોંચ્યા, ને પાદ-શાહને આ હારની ખબર આપી. દિલ્લીનો પાદશાહ ફીરોજુદ્દીન એવો શાંત પ્રકૃતિનો હતો કે તેને બીજીવાર મેવાડપર હુમલો ક-રવાને આવી, ખરાબીમાં પડવાનું ઠીક લાગ્યું નહિ.

આ પ્રમાણે લાખો રાણો મુસલમાનોના હુમલાથી મૂક્ત થયો. પણ તેને પરાક્રમ બતાવવાનો વખત હજુ પૂરો થયો ન હોતો. અંબર આવેલા સીસોડીઆના સૈન્યને પાછા વળતાં ખબર મળી કે નગરચાળના સંકળ જાતના રજપૂતો મેવાડ ઉપર હુમલો કરવાની તૈયારીમાં પડેલાછે. આ ખબર રાણાજીને જલદી આપ-વા સારૂ તેમણે પોતાના અશ્વોને દોડાવી મૂક્યા. એક સાસે રા-ણાજી પાસે આવીને તેમણે સર્વ વાત નિવેદન કરી. એ વાર જીત મેળવેલા લશ્કરને જીતનાજ જુસ્સામાં દોરીને આ લોકોને હરાવ-વા એ ડહાપણનું કામ છે. વળી દુશ્મનો આપણા મૂલક ઉપર આ-વે અને આપણા મૂલકમાં લડાઇ ચલાવે તે ઠીક નહિ. આપણે જીતીશું એતો નક્કીજ છે, પણ તે સાથે આપણા મૂલકની ઘણી ખરાબી થવાની. જેટલો વખત લડાઈ ચાલે તેટલો વખત લોકો

ભયભીત રહે, વેપાર રોજગાર બંધ પડે અને ખેતી થાય નહિ, તો તેથી આપણુને તે મેળવેલી જીત્ત પણુ મોંધી પડે. માટે બેહેતર છે કે દુશ્મનો આપણા મૂલક ઉપર આવે તે પહેલાં તેમના સામા આપણા મૂલકની બહાર તેમની સાથે લડાઇ કરવી. આ વિચાર સઘળા સરદારોને પણુ પસંદ પડયો અને સઘળા એક મતથી લડવાને હા કહી ઊઠયા. પણુ ઉપરની બંને લડાઇઓમાં જે ઘાયલ થયા હતા તેમને ચિતોડ મોકલી દેવાનો હુકમ કર્યો. આ હુકમ સાંભળી સઘળા ઘાયલો નારાજ થયા. તેમણે કહ્યું કે મહારાજ અમને લડાઇમાં સાથે લો. અમને લડાઈ થતા સુધીમાં આરામ થઇ જશે અને કદાચ લડાઇમાં મરી જઈશું તોપણુ સ્વર્ગમાં જઈશું. અમને લડાઇમાં આવવાની બહુ હોંસ છે. અમને ચિતોડ મોકલીને નિરાશ કરશો નહિ. અમારા દેશના રક્ષણુ અર્થે ને આબરૂના રક્ષણુ અર્થે અમે મરવાને, અમારો દેહ અર્પણુ કરવાને તૈયાર છીએ. લડાઈમાં અમારા જખમો રૂઝાઈ જશે. અમારા ઘા અમને જણાશે નહિ. માટે મહારાજ અમને સાથે લો. અમારાથી નહિ લડાય તો અમે જોઈશું તો ખરા કે અમારી ભૂમાતા—અમારી જનેતાના રક્ષણાર્થે અમારા શૂરા બાંધવો કેવા લડે છે ! મહારાજ અમને ચિતોડ મોકલ્યાથી અમે નિરાશ થઈશું. ચિંતામાં ને નિરાશામાં અમારા જખમો રૂઝાશે નહિ ને અમે રીબાઇને મરણુ પામીશું. એમ થવાથી અમારો આત્મા પણુ સદ્ગતિ નહિ પામે. માટે અમને લડાઇમાં આપની સાથે રહેવા દેવાની પરવાનગી આપો. અમે મુસાફરીનું ને લડાઇનું જોખમ માથે લેવાને તૈયાર છીએ. આ પ્રમાણે લડાઈના રસીઆ ઘાયલોનું બોલવું તથા તેમના જેવા બીજા સેનકોએ તેમને ટેકો આપ્યાથી છેક અશક્ત ને જીવવાની આશા વગરના ઘાયલોને ચિતોડ મોકલી બાકીનાને રાણા સાહેબે પોતાની સાથે લીધા.

અંબરની લગભગ રાણાજીનું લશ્કર વાજતે ગાજતે આવી પહોંચ્યું; ત્યારે તેમની આગલી હરોલને દુશ્મનો નજરે પડયા.

તારનાં દોરડાં તો હમણાં નાંખ્યાંછે. પ્લેવનામાંથી[1] ઓસ્માન પાદશાહે વીડીન તરફ રૂશિયન લશ્કરને ભેદીને જવા સારૂ હુમલો કર્યાની ખબર આવી કે આખું રૂશિયન લશ્કર ઓસ્માન પાદશાહના તૂર્કી લશ્કર ઉપર તૂટી પડ્યું. એ તારનાં દોરડાં નાંખ્યાથી બન્યું હતું. પણ એથીએ વધારે ઝડપથી દુશ્મનો આવ્યાની ખબર આ આ મેવાડીઓના લશ્કરમાં ફેલાઇ ગઈ. સઘળા સાવધ થયા ને દુશ્મનો ઉપર હુમલો કરવાનો રાણાજીનો હુકમ સાંભળવાને ટાંપી રહ્યા. સંકળ રજપૂતોને પણ મેવાડીઓ આવ્યાની ખબર પડી. તેઓ પણ ત્વરાથી લડવાને માટે ગોઠવાઇ ગયા. બંને લશ્કર રજપૂતોનાં હતાં. બંને લશ્કર પરાક્રમી ને શૂરાં હતાં. બને લશ્કરના રાજા ને સરદારો બહાદુર ને લશ્કરને પ્રિય હતા. ચિતોડીઓને આ ઠેકાણે મુસલમાનોપર ને જંગલી મેરોપર જીત મેળવવાની નહોતી. આ જીત તો તેમના જેવાજ બહાદુર રજપૂતોપર મેળવવાની હતી. સરખે સરખા અને પોતાના જાત ભાઇઓ સાથે લડવાનું હતું. પણ શૂરા સીસોડીઆને મન તો આ બહાદુર સંકળોની બહાદુરી પણ કાંઇ વિસાતમાં નહોતી. બે વાર જીત મેળવી શૂરમાં ઉન્મત્ત થઈ ગએલા અને સ્વદેશાભિમાનના આવેશથી પોતાના દેશના રક્ષણાર્થે જીવપર આવેલા સીસોડીઆ દુશ્મનો પર એટલા તો જુસ્સાથી તૂટી પડ્યા, કે આ બહાદુર સંકળોની બહાદુરી તેમના સામી ટકવાને અશક્ત થઈ પડી. રજપૂતો સ્થિર થઈ ઊભા, પણ મેવાડીઓના માર આગળ તેઓ નીચે પડ્યા. ઘણાતો પોતાની જગા આગળજ કપાઈ ગયા. જાતે રજપૂતો એટલે મુસલમાનોની પેઠે ભાગી જવું અને દુશ્મનને પીઠ બતાવવી, એ તેમને નીચું લાગ્યું. એમ કરવાથી તો પોતાની જનેતાની કૂખ વગોવાય, એમ તેઓ માનતા હતા; માટે જ્યાં જે ઊભા હતા ત્યાંજ તેઓ કપાઈ મૂઆ. સંકળોનો રાજા પંડે તાબે થવું કે ભાગી જવું

[1] એ લઢાઈ ઈ. સ. ૧૮૭૬માં યુરોપમાં તૂરક ને રૂશિયન વચ્ચે થઇ હતી. તેમાં તૂરક સેનાપતિ ઓસ્માન પાદશાહને રૂશિયન લશ્કરે પ્લેવના નામે ગામમાં ઘેરી લીધા હતા.

પોતાને પસંદ નહિ પડવાથી લડાઈમાં લડતો લડતોજ મરાયો. રાજા પડ્યા પછી થોડા બચ્યા હતા તે, રાણાજીની આગળ હથીઆર મૂકી શરણ થયા. રાણાજીએ તેમની બરદાસ કરી પાછા તેમને વતન મોકલી દીધા. આ પ્રમાણે ત્રણ મોટી જીત મેળવી પોતાના દુશ્મનોને તારાજ કરી, ગાજતે વાજતે લાખો રાણો પાછો ચિતોડમાં દાખલ થયો.

હવે લાખા રાણાના સઘળા રાજ્યમાં સલાહ શાંતિ પસરી. જે લોકો પહાડી મેર લોકોના ડરથી ચિતોડમાં આવી ભરાયા હતા, તેઓ સર્વે પોત પોતાને ઠેકાણે વેરાવા લાગ્યા. ખેડૂતો ને વેપારીઓ પોત પોતાને ધંધે વળગ્યા. વણઝારાની વણઝારો ચાલવા લાગી. નિર્ભયપણે સર્વે પોતપોતાનું કામ કરવા લાગ્યા. ચોર ને લૂટારાનો ડર મટયો. લાખારાણાના નામથી હરામખોરો પોતાની હરામખોરી છોડી દેઈ ખેતીએ વળગ્યા. રસ્તે સોનું ઊછાળતા જઇએ તોપણ કોઇ નામ લે નહિ, એવી શાંતિ થઇ. વાઘ ને બકરી એક આરે પાણી પીવા લાગ્યાં. આવા શાંત વખતને લાખો રાણો ચહાનારો હતો. છેલ્લાં ચાર પાંચ વરસમાં દેશની થયેલી ખુવારી એક વરસમાં વળી ગઇ. ખજાનો તર થવા લાગ્યો. લાખારાણાના બાપ ખેતસિંહે ચપણના ભીલ લોકો પાસેથી કેટલોક મૂલક જીતી લીધો હતો, તે ભાગમાં જાવડાનો કસ્બો હતો. આ કસ્બો લાખારાણાના વખતમાં ઘણો ઉપયોગી જણાયો. તેમાંથી કલાઇની ને રૂપાની અમૂલ્ય ખાણો મળી આવી. એમાંથી કલાઇ ને રૂપું જથાબંધ નીકળવા લાગ્યું. એતો સ્વાભાવિકજ છે કે એક લોભ પૂરો થયો કે બીજો જાગે. આ ખાણોની શોધથી રાણો બીજી ખાણોની શોધ કરવા લાગ્યો. મેવાડની જમીનનું ઉપર દળ જેવું ફળદ્રુપ હતું તેવુંજ નીચલું પડ ખનિજ પદાર્થને માટે ઉપયોગી થઈ પડ્યું. રાણાની શોધ નિષ્ફળ ગઈ નહિ. ત્રાંબાની, સીસાની ને સુરમાની મોટી મોટી ખાણોની મેવાડના મૂલકમાં શોધ લાગી, એ પ્રમાણે લાખારાણાના વખતમાં કલાઇ, રૂપું, ત્રાં-

ખું, સીસું, ને સુરમો જથાબંધ નીકળવા લાગ્યાં. દેશમાં સલાહ શાંતિ, મૂલક ફળદ્રુપ, અને ખનિજ પદાર્થોની આટલી શોધ, એટલે મેવાડનો મૂલક આબાદ થવામાં શી કમી રહે? દેશમાં ધંધાદારીઓ, વેપારીઓ, ખેડૂતો, સઘળા પૈસે ટકે તર થયા. વેપાર પણ ધમધોકાર ચાલવા લાગ્યો. ખજાનામાં નાણું ઊભરાવા લાગ્યું. લડાઈ લડવાનું તો હતું નહિ, એટલે ખજાનાનો ઉપયોગ કરવા તરફ લાખેરાણે લક્ષ દોડાવ્યું.

પોતાની પ્રજા સુખી થાય, કારીગરોને ઉત્તેજન મળે, જરૂરને વખતે કામ લાગે, અને પોતાનું નામ અમર રહી જાય, એવાં લોકોપયોગી કામો કરવાનો રાણે આરંભ કર્યો. પહેલું તો પરદેશીઓના હુમલાથી રક્ષણ થાય માટે મોટા મોટા ને મજબૂત કિલ્લા બંધાવ્યા. કિલ્લાઓ બંધાવવામાં એણે દુશ્મનો નજીક આવી શકે નહિ, એકદમ લઈ શકે કે તોડી શકે નહિ, ખોરાકી પોશાકી પુશ્કળ રાખી શકાય, એવા બંધાવવામાં પોતાની સઘળી અક્કલ વાપરી. વળી કિલ્લા એવે ઠેકાણે બંધાવ્યા હતા કે જ્યારે જોઇએ ત્યારે, જેટલી જોઈએ તેટલી ખોરાકી મળી શકે. તેમજ કિલ્લાની અંદર પાણીનો ખૂટકો પડે નહિ માટે મોટાં મોટાં સરોવરો ને કુંડો બંધાવ્યા. દેશના બંદોબસ્ત માટે પાકું કામ કર્યા પછી એણે દેવળો બંધાવવા પાછળ લક્ષ લગાડયું. અલ્લાઉદ્દીન ખૂનીએ ઘણાં દેવળો તોડી નાંખ્યાં હતાં તે સઘળાં તેણે નવાં બંધાવ્યાં. તોડી નાંખેલાં ને ભાગી તૂટી હાલતમાં આવી પડેલાં દેવળો સમરાવ્યાં. દેવળોની નકશી અને બાંધણીની મજબૂતી વખાણવા લાયક હતી. પછી એણે લોકોપયોગી કામ આરંભ્યાં. જ્યાં જ્યાં પાણીની તંગી હતી ત્યાં ત્યાં તેણે મોટાં મોટાં તળાવો ને કુંડો કરાવ્યા કે દુકાળના વખતમાં પણ પાણીની તાણ પડે નહિ. સરોવરનું પાણી વહી જાય નહિ, માટે તેમને ફરતી મોટી મોટી પાળો કરાવી; તથા ખેતીના કામમાં ઉપયોગી થાય એવા બંધ બંધાવ્યા. મુસાફરોને માટે ધર્મશાળાઓ અને સદાવતો ચાલુ કર્યા. આ સઘળાં કા-

મ કરાવવામાં રાણો પંડે દેખરેખ રાખતો. મજૂરોને બરાબર મ-જૂરી મળે માટે તપાસ રાખતો, અને સારા કારીગરો પોતાની કારીગરીના સારા નમૂના બનાવે, તેમને મજૂરી ઉપરાંત ઇનામ આપતો. નવીનવી કારીગરી અને નવીનવી હુનરકળાની શોધો એ કારણથી એના વખતમાં ઘણી થઇ.

લાખા રાણાને ઘણાં છોકરાં હતાં, તેમાં ચંદ્રસિંહ સૌથી મોટો હતો. એના વંશના ચંદાવત કે સલુમ્બ્રા કહેવાયા. એજ પ્ર-માણે લુણાના વંશના લુણાવત ને દુલાના વંશના દુલાવત કહેવા-વા લાગ્યા. રાણો એટલો ઘરડો થયો કે તેના છોકરાને ઘેર પણ છોકરા થયા. એ સઘળા પોતપોતાની જાગીર લઈ જુદા રહેવા લાગ્યા.

એક દિવસે રાણો દરબાર ભરી ગાદીએ બેઠેલો છે, મેવા-ડનું છત્ર માથે ધરેલું છે, બંદીજનો રાણાના ગુણ ગાયછે, દરબા-રીઓ પોતપોતાના પરાક્રમની માંહોમાંહે વાતો કરેછે, કેટલાક રા-ણાની સાથે વાતે વળગેલા છે, ચંદ્રસિંહ પાટવી કુંવર બહાર ગ-એલો છે, એવામાં નકી પોકારનારે નકી પોકારી. મંડોરના રાવ રણમલ રાઠોડે પોતાની દીકરીનો પાટવી કુંવર સાથે વિવાહ કર-વા સારૂ શ્રીફળ આપી ગોરને મોકલ્યો. એ ગોરે દરબારમાં આ-વી રાજાને આશીર્વાદ દીધો, ત્યારે નકી વાળે નકી પોકારી. સ-ઘળા દરબારીઓ ચૂપ થઈ ગયા. ગોર ક્યાંથી આવ્યોછે, શા મા-ટે આવ્યોછે, એ બધાની પૂછપાછ ચાલી. ગોરે મંડોરના રાવની કન્યાનો વિવાહ કરવા શ્રીફળ લઈ આવ્યોછું એમ કહ્યું. રાણાજી-એ મૂછપર હાથ નાંખી કહ્યું કે "આવી ધોળી દાઢીવાળા વૃદ્ધને માટે કાંઇ એ નાળિએર ન હોય. અમારો ચંદ્રસિંહ બહાર ગયોછે, તે હમણાં આવશે. તમે બેસો." એમ કહી ગોરને બેસાડ્યો. ને ચંદ્રસિંહને તેડું મોકલ્યું. તેડવા જનારે રાજાએ મશ્કરીમાં ગોરની સાથે કરેલી વાત ચંદ્રસિંહને કહી, તેથી દરબારમાં આવી ચંદ્રસિં-હે કહ્યું કે "પિતાજી મશ્કરીમાં પણ જે કન્યાને પરણવા તરફ

આપનું મન ગયું તે મને ખપે નહિ. મારાથી તેની સાથે પરણાય નહિ, માટે આ શ્રીફળ આપ સ્વીકારો." રાજાએ અને દરબારીઓએ ઘણું સમજાવ્યો, પણ ચંદ્રસિંહ એકનો બે થયો નહિ. છેવટે રાણાએ પરણવાનો ઠરાવ કર્યો. રાણાએ ચંદ્રસિંહને કહ્યું કે "હું પરણું ખરો, પણ મંડોરના રાવ પોતાની દીકરીનો દીકરો મેવાડપતિ થાય એવી આશાથી કન્યા દેછે, માટે એને જે દીકરો થાય, તે મેવાડપતિ થાય. તારે ગાદીનો દાવો છોડવો પડશે, અને પહેલા દરજ્જાનો ઉમરાવ થઈ રહેવું પડશે." ચંદ્રસિંહની દ્રઢતા હવે જોવાની હતી. ચંદ્રસિંહ શું કહેછે તે સાંભળવાને સઘળાઓ આતુર થઈ રહ્યા, પણ તેમની આતુરતા લાંબી વાર ટકી નહિ. રાણાના મોંમાંથી બોલ નીકળતાંજ ચંદ્રસિંહે મેવાડની ગાદીનો દાવો નહિ કરવાને અને એક નિષ્ઠાથી મરતા સુધી પહેલા દરજ્જાના ઉમરાવ તરીકે રહેવાને એકલિંગજીના સોગન ખાધા. અસલના રજપૂતો કેવી લાગણીના, કેવા સ્વભાવના, કેવા દ્રઢ મનના હતા, તે એકલા ચંદ્રસિંહના આટલાજ દાખલાથી સમજાયછે. વળી તેઓ વચન પાળનાર કેવા હતા તે, ચંદ્રસિંહની આગળ ઉપરની વર્તણુકપરથી જણાયછે. ચંદ્રસિહની દ્રઢતા જોઇ ભાટ ચારણો ને ઉમરાવો પણ તેની નેકીનાં વખાણ કરવા લાગ્યા.

લાખા રાણા પરણ્યા, નવી રાઠોડાણી ઘેર આવી, અને કેટલીક મુદતે એક પુત્ર થયો, તેનું નામ મોકળજી. આજ કાલ કરતાં મોકળજી પાંચ વરસનો થયો. રાણાજીએ ઘણી વૃદ્ધાવસ્થાને લીધે ગયાજીના પવિત્ર ધામમાં જઇ પોતાનો દેહ પાડવાનો ઠરાવ કર્યો. પણ રાણાના મનમાં ગડભાંગ થયા કરતી હતી. ચંદ્રસિંહે ખાધેલા સોગન પોતાના ગયા પછી પાળશે કે નહિ તેની રાણાને ખાતરી થતી નહોતી. ચંદ્રસિંહ ગાદીએ બેસે ને માંહોમાંહે લડી મરી મેવાડનો આબાદ મૂલક ખરાબ થાય, એ રાણાને ગમતું નહોતું. વળી રાઠોડાણીનો છોકરો ગાદીપતિ થાય, એવી રાણાજીની ઈચ્છા હતી. રાણાજીએ મોકળના જન્મ પછી તેને ગા-

દી આપવા માટે કોઈવાર ચંદ્રસિંહ આગળ વાત ચલાવવાની હિંમ્મત ધરી નહોતી. માટે પોતેજ મોકળને ગાદીએ બેસાડીને ગયાજી જવાનું નક્કી કર્યું, પણ તે ચંદ્રસિંહની મંજુરી વિના કાંઇ કરી શકાય તેમ નહોતું. રાણાજી વૃદ્ધ થયાથી સઘળો કારભાર ચંદ્રસિંહ ચલાવતો હતો. એના કામથી, હોંશિયારીથી, બહાદુરીથી, સદ્‌ગુણોથી, અને માયાળુ સ્વભાવથી સઘળા લોકોની પ્રીતિ ચંદ્રસિંહ ઉપર ઘણી હતી. આવા સારા અને ખરા હક્કદારને ગાદી નહિ આપતાં, મોકળ જે માત્ર પાંચ વરસનોજ હતો તેને ગાદી આપવી એ રાણાજી એકલાથી નહિ બને એવું હતું, માટે તેણે ચંદ્રસિંહને બોલાવીને ગયાજી જવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો, અને કહ્યું કે "મારી એવી ઈચ્છા છે કે મારા જતા પહેલાં મેવાડની ગાદીએ તને બેસાડવો અને મોકળને જાગીર આપવી. માટે તું કહે કે મોકળને શી જાગીર આપીશું"? ચંદ્રસિંહે કહ્યું કે "ચિતોડની. મારી પણ ઇચ્છા છે કે આપના જતા પહેલાં મોકળને રાજ્યાભિષેક કરવો અને સલુંબરની જાગીર મને આપે તો હું ત્યાં જઇને રહું." રાણો આ જવાબની રાહ જોતો હતો. આ નેક ઉત્તરથી રાણો ઘણો ખુશી થયો. મોકળને રાજ્યાભિષેક થયો, અને પહેલવહેલો ચંદ્રસિંહ તેને નમ્યો. ચંદ્રસિંહને સલુંબરની જાગીર આપી ને તેથીજ તેના વંશના સલુમ્બ્રા કહેવાય છે. ત્યારથી ચંદ્રસિંહ પહેલા દરજ્જાનો ઉમરાવ થયો, અને તે સાથે એટલો ઠરાવ થયો કે કોઈપણ લેખમાં રાણાની સહી થતા પહેલાં ચંદ્રસિંહની અને તેના વંશજોની ભાલાની નિશાની થવી જોઇએ. એ નિશાની વિના રાણાજી કોઈ લેખમાં સહી કરે નહિ. મોકળ મોટો થતા સુધી રાજ્યનો સઘળો વહીવટ ચંદ્રસિંહને કરવાને સોંપી રાણાજી ગયાજી પધાર્યા.

ગયાજી ગયા પછી રાણાજીનું શાંત થએલું લોહી ઊકળે એવો એક બનાવ બન્યો. રાણાજી શરીરે વૃદ્ધ થયા હતા, પણ તેમનો જુસ્સો નરમ પડયો નહોતો. ગયાજીના પવિત્ર ધામમાં તે-

મુરલેન હિંદુસ્તાનમાં આવ્યો, એ ગડબડમાં મુસલમાનોએ આ-વીને વટાળ કરવા માંડ્યો. દેવસ્થાનો ને બ્રાહ્મણોને વટાળવા લાગ્યા. ઉદેપુરનો રાણો, ઘરડો ને એકલો, પણ આવો જૂલમ કેમ સાંખી શકે? ઘરડપણને લીધે જો કે શરીર ધ્રૂજતું હતું તો-પણ જુસ્સો આવ્યાથી પાછું ટટાર થયું, હથીઆરો ભીડ્યાં, અને પોતાનાં માણસો લઇ હરામી મુસલમાનોની પૂઠે પડ્યા. તેમને મારતાં મારતાં રાણે બહાર કાઢી મૂક્યા. સઘળા ખુશી ખુશી થઇ ગયા. દેવસ્થાનો ને બ્રાહ્મણો મૂક્ત થવાથી બ્રાહ્મણો આશીર્વાદ દેવા લાગ્યા; પણ એવા આશીર્વાદો લેવાને રાણો ઝાઝું જીવ્યો નહિ. ઘરડે શરીરે મુસલમાનો સાથેના કજીઆમાં થએલા જખમ કારી થઇ પડ્યા. મુસલમાનોને મારતાં જુસ્સામાં એ જખમ ઝાઝા જણાયા નહિ. પણ પાછા વળ્યા પછી જુસ્સો નરમ પડ્યો, ને જખમોનું દરદ વધી ગયું. ચઢતે લોહીએ રૂઝાતા જખમો ઉતરતે લોહીએ રૂઝાયા નહિ. અને મરતાં મરતાં પણ પોતાનું પરાક્રમ બતાવી, પરમેશ્વરનું સ્મરણ કરતાં અને લોકોના આશીર્વાદ લેતાં રાણાજીએ દીર્ઘ આયુષ્ય ભોગવી દેહ છોડ્યો. ઈ. સ. ૧૩૯૯.

અહીં આગળ લાખા રાણાનો ઈતિહાસ પૂરો થાયછે; પણ મોકળ મોટો થઇ સ્વતંત્રપણે રાજ્ય ચલાવે, ત્યાંસુધીની કથા લાખા રાણાના રાજ્યમાં ગણવી જોઇએ. તખ્તનશીન તો મોકળ હતો, પણ સઘળો કારભાર લાખા રાણાનો ઠરાવેલો વાલી અને ગાદીનો ખરો હક્કદાર ચંદ્રસિંહ ચલાવતો હતો. લાખા રાણાની સમક્ષ ચંદ્રસિંહે લીધેલું પણ, લાખા રાણાના ગયા પછી અને તે દેવલોક પામ્યા પછી કેવી રીતે પાળ્યું એ બતાવવા સારૂ લાખા રાણાની વાતમાં ચંદ્રસિંહનો કારભાર વર્ણવવો વાજબી છે. ચંદ્રસિંહ બહાદુર, નેક ને ટેકી હતો, તેની સાથે રાજનીતિમાં પ્રવીણ હતો, તે નીચેની વાતપરથી માલમ પડશે.

ચંદ્રસિંહ એના બાપના જેવો પરાક્રમી હોવાથી એના દુ-

શ્મનો એના વખતમાં પણ માથું ઊંચું કરી શક્યા નહિ. ચોરી, લૂટ, ધાડ, ખૂન, એનું તો નામજ નાબુદ થયું. લાંચ લેઇ ન્યાય વેચવો એ કોઈ ન્યાયાધીશ સમજતો નહોતો. રાજ્યનો બગાડ થાય તે, તેનો પોતાનો થાય એમ તે સમજતો હતો. રૈયતને દુઃખે પોતે દુઃખી અને તેમને સુખે તે સુખી રહેતો. રૈયતના ઉપર જૂલમ ગુજરે કે અન્યાય થાય તે સાંખે એવો એ નહિ હતો. તેના તાબાના નોકરો પણ તેનો દાખલો લેઈ તેવાજ થયા હતા. ઈનસાફ ઉપર, કારભારીઓના કામકાજ ઉપર, લશ્કર ઉપર, મજૂરોની મજૂરી ને પગારદારોને પગાર બરાબર મળે તે ઉપર, ચોકી પહોરા ઉપર, ખજાના ને કોઠાર ઉપર, એ સઘળા ઉપર તેની દેખરેખ હતી. એનાથી કાંઈ પણ ગુપ્ત રહેતું નહિ. તેમ કોઇ રાખતું કે રાખવાનો પ્રયત્ન કરતું નહિ. જેવો પોતે નેક, ખુલ્લા દિલનો, અને અદલ હતો, તેવાંજ તેના તાબાનાં માણસો પણ હતાં. તે પોતાની પ્રજાને ભાઈ બેન પ્રમાણે ગણતો હતો, તેમ બીજાઓ પણ કોઈ ઉપર વાંકી નજરે જોઇ શકે એમ નહોતું. વિક્રમ ને ભોજની જેવી દંત કથાઓ આપણામાં આજે ચાલેછે તે દંત કથા ચંદ્રસિંહે ખરી પાડી આપી. વેશ બદલી રાત્રે નગર ચરચા જોવી, લોકોની દાદ ફરિયાદ દરબારમાં જાતે સાંભળવી, દુઃખી ને દરદીને મદદ કરવી, આવક ખરચની તપાસ રાખવી, હુનર કળાને અને વેપાર રોજગારને ઉત્તેજન આપવું, લોકોપયોગી ને રૈયત સુખી થાય એવાં કામો કરવાં, એ ચંદ્રસિંહનું નિત્ય કર્મ હતું. તેથી દેશમાં સઘળે આબાદી ને શાંતિ પ્રસરી. ચંદ્રસિંહ જ્યાં જાય ત્યાં લોકો એને આશીર્વાદ દેવા લાગ્યા, અને રસ્તામાં જતાં બારીએ ને જાળીએથી નગરસ્ત્રીઓ ફૂલોથી વધાવવા લાગી. પણ રૈયતને આ સુખ લાંબી મુદ્દત ચાલ્યું નહિ.

રાજ્યમાં સઘળે ચંદ્રસિંહનો કારભાર ચાલતો જોઇ મોકળના મોસાળીઆઓને અદેખાઈ આવી. કનોજના રાજ્યમાં શાહબુદ્દીને

નાશ કર્યા પછી કેટલાક રાઠોડો મંડોરમાં આવી રહ્યા હતા. એ મંડોરમાં મોકળનું મોસાળ હતું. મંડોરના રાઠોડનું રાજ્ય કાંઈ મોટું નહોતું. ચિતોડના રાણાનું રાજ્ય ઘણું મોટું અને સઘળાં રજપૂત રાજ્યોમાં મુખ્ય હતું, માટે પોતાના ભાણેજની બાલ્યાવસ્થામાં પોતે કારભાર કરવો અને લાગ આવે ચિતોડનું રાજ્ય પોતે પચાવી પડવું એવી રાઠોડની ઈચ્છા હતી. પણ જ્યાંસુધી ચંદ્રસિંહ રાજ્યકર્ત્તા હોય ત્યાંસુધી એ રાઠોડ તો શું પણ દિલ્હીના બાદશાહ સરખાથી ચિતોડનું નામ લેવાય એવું નહિ હતું. માટે મોકળના મોસાળીઆંએ ચંદ્રસિંહને ખસેડવાનો ઠરાવ કર્યો. અને એ કામ પોતાની દીકરીની મારફત કરવાનું ધાર્યું. મોકળની માને મળવાની મીશે મોકળનો મામો જોધો જેણે આગળ જતાં જોધપુર વસાવ્યું તે, અને જોધાનો બાપ રાવ રણમલ થોડા ખીજમતદારો સાથે લેઇ ચિતોડમાં આવ્યા. એક દિવસે રાત્રે એકાંતમાં વાતચિત કરતાં જોધો પોતાની બેનને કહેછેઃ– બેન, રાજ્યાભિષેક તો આપણા મોકળને થયેછે ને રાજકારભાર તો સઘળો ચંદ્રસિંહ ચલાવેછે એ શું ? રાણી કહે ભાઇ મોકળ મોટો થાય ત્યાંસુધી ચંદ્રસિંહને કારભાર કરવાનું કામ સોંપીને રાણાજી સીધાવ્યાછે માટે એ કારભાર કરેછે, પણ રાજ્ય બહુ સારી રીતે ચલાવેછે, રાજ્યમાં લૂટ, ચોરી, કાંઈ થતું નથી. તથા દેશ આબાદ ને સુખી છે. ચંદ્રસિંહ પંડે દુઃખ વેઠીને પણ રૈયતને સુખ આપેછે, તેથી સઘળી રૈયત એના ઉપર રાજી છે.

જોધે કહ્યું બેન, રાજ્ય ખટપટની વાત તમે ન સમજો. હમણાં પોતે રાજ્ય સારી રીતે ચલાવી રૈયતની પ્રીતિ સંપાદન કરે છે, પણ તેજ આગળ જતાં ભારે પડશે. હમણાં મોકળ તો માત્ર નામનોજ રાજા છે, પણ અમે જોઇએ છીએ કે ખરો રાજા તો ચંદ્રસિંહ છે. સઘળું કામ પોતાની મરજી પ્રમાણે કરે છે. પોતાને ગમે તેમ વર્તેછે. મોકળ તો નાનો છે પણ કોઈ કામમાં તમારી પણ સલાહ લેછે ? ના. તમને તો માત્ર વરસ દહાડાનું

ખર્ચ બાંધી આપ્યુંછે તે ખાઓ પીઓ. તમારે કોઇ ભાવ પૂછતું નથી. સઘળું ચંદ્રસિંહને પૂછવામાં આવેછે. અમારે અને અમારાં માણસોને સારૂ જે જોઇએ તે પણ તમારે ચંદ્રસિંહને કહેવું પડે. રાણો મોકળ કહેવાય, તમે રાજમાતા કહેવાઓ અને તમારે પણ માગવું ચંદ્રસિંહ પાસે. ત્યારે ચંદ્રસિંહ રાણા હોત તે કરતા હમણાં તેની પાસે શી સત્તા ઓછી છે તે કહો. રાણાનું નામ માત્ર ધારણ કર્યું નથી, અને તે પણ આપણો મોકળ મોટો થશે ત્યારે કરશે. મોકળ મોટો થયા પછી રાજ્યની લગામ પોતાના હાથમાં માગશે ત્યારે ચંદ્રસિંહ ચોખ્ખી ના કહેવાનો, તેને જાગીર આપી જુદો કાઢવાનો, અને હમણાં તમે કહોછો તેમ ચંદ્રસિંહના ઉપર સઘળા લોકો રાજી છે એટલે તે વખતે મોકળના પક્ષમાં કોણ ઊભું રહેવાનું. સઘળા ચંદ્રસિંહ તરફ થવાના. પછી તમે નાશીને અમારે મંડોર આવશો ત્યારે, કે તમને જેટલી જાગીર આપે તે લઇ ત્યાં રહો ત્યારે. અમારે કાંઇ લેવા કે દેવા નથી. અમારી તો તમે બેન અને મોકળ ભાણેજ, માટે અમને સ્વાભાવિક રીતે લાગે, તેથી અમારી તે લાગણી તમને જણાવી, પછી તમારી મરજીમાં આવે તેમ કરો.

ચંદ્રસિંહ ખરો હકદાર છતાં મોકળને રાજ્ય મળ્યું હતું તેથી ઉપરથી ભાવ બતાવતાં છતાં અંતરમાં અભાવ રાખે એમ માનવાને કારણ મળે ખરૂં. વળી ચંદ્રસિંહ સામો અભાવ ઉત્પન્ન કરવાને બોલનાર પોતાનોજ સગો ભાઇ, એટલે રાજ્ય લોભથી ચંદ્રસિંહ કદાચ દગો કરે એવો વહેમ આ ભોળી રજપૂતાણી લાવે તો તે અશક્ય નથી. જોધે પણ તેવુંજ ધાર્યું હતું ને તેમજ થયું. જોધાનું વહેમ યુક્ત બોલવું સાંભળી—

રાણી—ભાઇ તમે કહોછો એ વાત હવે મારે ગળે ઉતરી. તમે જે કહોછો તે મને ખરૂં જણાય છે. પણ કરવું શું ? મને તો કાંઇ સુઝ પડતી નથી. એ એટલો તીખો છે કે એને એક શબ્દ સરખો કહેવાતો નથી. કહીએ તો કારભાર મુકી જતો રહે.

પૂછી રાજ્ય ઊંધું વળે, તેથી અમે તો ડરતાં રહીએ છીએ. પણ હમણાં તમે હિમ્મત આપતા હો તો હું એને એક વચન કહીશ કે એ જતો રહેશે.

જોધો—એમ ગભરાવાનું કે ડરવાનું કાંઈ કારણ નથી; તમને અડચણ પડશે તો અમે ક્યાં મૂઆ પડ્યાછીએ; અમે ભાણેજને મદદ નહિ કરીએ તો પછી કોને કરીશું ? માટે તમારે લગારે ડરવું નહિ.

રાણી—ત્યારે તો ભાઇ ઠીક. તમે અહીં આવો તો એના જેવું એકે નહિ, ચંદ્રસિંહને હું કહીશ કે રીસાઇને એ તો જતો રહેવાનો.

જોધો—બેન તમે ઉતાવળ કરશો નહિ. અમે પાછા જઇએ તે પછી તમે કહેજો. નહિ તો વળી અમારે માથે પડશે.

આમ ઠરાવ કરી જોધો ને તેનો બાપ રણમલ પાછા મંડોર ગયા. કેટલેક દિવસે રાણીએ ચંદ્રસિંહ પોતાની સલાહ લેતો નથી તે બાબત ઠપકો દેવાનો ઠરાવ કર્યો. પણ ચંદ્રસિંહને મોઢામોઢ એક શબ્દ પણ બોલવાને તેની તાકાદ નહોતી; તેથી રાણી પોતાના માણસો આગળ ચંદ્રસિહની નિંદા કરવા લાગી. વાત એક કાનેથી બીજે કાને ને બીજેથી ત્રીજે એમ ચંદ્રસિંહને માલૂમ પડી. ચંદ્રસિંહ આથી બહુ નાખુશ થયો. પોતે પાક દિલથી બીનસ્વાર્થી મહેનત કરતાં છતાં પણ પોતાના ઉપર રાણીએ વહેમ આણ્યો, એ ચંદ્રસિંહને કારી જખમ લાગ્યો. ચંદ્રસિંહે ધાર્યું કે એને ખર્ચની વાર્ષિક રકમ ઓછી પડતી હશે તેથી રાણી આમ બોલેછે, માટે તે વધારી આપવાને રાણીને કહાવ્યું, પણ તેથી રાણી નિંદા કરતી બંધ પડી નહિ. તેથી ચંદ્રસિંહ છેવટે રાણી પાસે ગયો. રાણીએ એવી રીતે વાતચિત કરી કે તે ઉપરથી તેનું દિલ ઘણું ખાટું થયું. તેથી કારભાર કરવો છોડીને પરદેશ જઇ રહેવાનો પોતે ઠરાવ કર્યો, ને રજા લઈ જતી વખત ચંદ્રસિંહ કહેછે:—માતાજી મેં આજસુધી જેવી એક નિષ્ઠાથી ને પાક દાં

નતથી કામ કર્યુંછે, સઘળા લોકોની અને દરબારીઓની પ્રીતિ મેં-ળવીછે, અને જેવી નેક બુદ્ધિથી રાજ્ય ચલાવ્યું છે, તેવીજ રીતે રાજ્ય ચલાવનાર મારા મેવાડી ભાઈઓના સુખની ખાતર તમને મળે, એવી મારી પરમેશ્વર પાસે પ્રાર્થના છે. પણ તેવા મળવા દોહલા છે. આટલા દિવસ સુધી તમારા દિલમાં કાંઈપણ વહેમ નહોતો આવ્યો અને આજે તમે મારા ઉપર વહેમ લાવોછો, તેનું કારણ હું સમજુંછું. જે ખટપટીઆ ને લુચ્ચા લોકોએ તમારૂં દિલ ભમાવ્યુંછે, અને મારા ઉપર વહેમ અણાવ્યોછે, તેથી હું કાંઈ અજાણ્યો નથી. પણ તેમણે માત્ર પોતાના સ્વાર્થની ખાતર આ કપટ જાળમાં તમને ફસાવ્યાંછે. આ મારા બોલ પાછળથી તમને યાદ આવશે ને તમે તે વખતે પસ્તાશો. હવે હું આ રાજ્યની લગામ આપના હાથમાં સોંપુંછું. એક નિષ્ઠાથી કામ કરતાં છતાં વહેમ આવે, તે ઠેકાણે રહેવું મને નાપસંદ છે. અને તેથી આપની રજા લઉંછું. માજી, મારા સીસોદીઆ ભાઇઓની, મારા ભાઇ મોકળની માફક સંભાળ કરજો. અને હું જાઉંછું તોપણ મોકળ મારો ભાઈ છે ને તમે મારાં માજી છો. જ્યારે જરૂર પડે ત્યારે મને બોલાવજો. હું તમારી સેવામાં આવીને હાજર થઈશ. આમ કહીને ચંદ્રસિંહ બહાર નીકળ્યો. પણ પાપથી ને બૂરા ભવિષ્યથી ભરાયલા હૈયાની રાઠોડાણીને આથી કાંઇપણ અસર થઇ નહિ.

ચંદ્રસિંહ પોતાની સાથે પોતાના ખરા તનના બસેં શિકારીઓ હતા, તેમને લઈને માળવામાંના માંડુના રાજાના દરબારમાં આવ્યો. ચંદ્રસિંહની ખ્યાતિ માળવામાં તો શું, પણ આખા આર્યાવૃત્તમાં ફેલાઈ હતી. ચંદ્રસિંહને આવતો સાંભળી માંડુનો રાજા સામો મળવા ગયો. તેને ઉતારો આપ્યા પછી ચંદ્રસિંહની સઘળી હકીકતથી રાજા વાકેફ થયો. રાજાએ પોતાના દરબારમાં તેને એક મોટા ઉમરાવ તરીકે રાખ્યો, ને માળવામાં હાલાર પ્રાંતની જાગીર આપી. અહીં આગળ ચંદ્રસિંહની વાત પડતી મૂકી

ચિતોડમાં શા બનાવ બન્યા તે જોઇએ.

મંડોરના રાઠોડો ચંદ્રસિંહના જવાની રાહ જોતા હતા. ચંદ્રસિંહના ગયાની વાત તેમના જાણવામાં આવી કે તરતજ રાવ રણમલ, જોધો, ને ચાંપા સિવાયના તેના સઘળા ભાઈઓ, ચિતોડ આવ્યા. મંડોરનું રાજ્ય સાચવવાનું કામ ચાંપાને સોંપ્યું. ચિતોડ આવી રાજ્યનો સઘળો કારભાર જોધાએ પોતાના હાથમાં લીધો. રાજ્ય ચલાવવામાં જોધો ચંદ્રસિંહની બરાબરી કરી શકે એવો હતો. રાવ રણમલ તો પોતાના દોહિત્રને ખોળામાં લઈ માત્ર ચિતોડની ગાદીએ બેસતો હતો, પણ રાજ્યનું સઘળું કામકાજ તો જોધો કરતો હતો. જોધાને માલૂમ પડયું કે ચારે દહાડે મોકળ રાજ્યનો દાવો કરશે, માટે તે પહેલાં ચિતોડમાં પોતાની સત્તા એટલી જામવી જોઈએ કે મોકળ મોટો થયા પછી રાજ્યની લગામ પોતાના હાથમાંજ રહી શકે, કિંવા મોકળનું કોઈ રીતે કાસળ કહાડી રાજ્યના ધણી થઈ પડાય. રાજ્યલોભ શું ન કરે! લોભ એ બૂરી ચીજ છે. ભાઈ ભાઇને, છોકરો બાપને, મા દીકરાને, ને દીકરો માને મારે, તો આ તો ભાણેજ હતો. ઔરંગજેબે મુરાદને છેતર્યો ને માર્યો, શાહજહાનને કેદ કર્યો, ને અકબરના સામું લશ્કર મોકલ્યું, એ કંઈ નહિ પણ રાજ્યલોભ હતો. જોધાએ પોતાની ઉમેદ પાર પાડવાને મોટી મોટી ને જોખમની સઘળી જગાઓ રાઠોડોથી ભરી દીધી, સઘળા કામકાજમાં રાઠોડોજ રાખ્યા. ઈનસાફમાં, લશ્કરમાં, ઊપજ ઊઘરાવવામાં, પોલિસમાં, સઘળામાં ઉપરી અધિકારી રાઠોડો રાખ્યા. માત્ર ચિતોડની એક મુખ્ય જગા જેસલમેરના એક ભાટીને આપી, પણ તે તેનો સગો ને દોસ્ત હતો તેથી તે પૂરો વિશ્વાસુ હતો. એટલું છતાં પણ સઘળા ઉપર ઔરંગજેબની માફક દેખરેખ પોતે રાખતો. સીસોડીઆઓનું ઉપરીપણું તો નીકળીજ ગયું. કોઇપણ અગત્યના કામમાં સીસોડીઆઓની સલાહ કવચિતંજ લેવાતી. એ રીતે મેવાડમાં રાઠોડોની સત્તા ધીરેધીરે મજબૂત થઇ.

ચિતોડના રાજ્યમાં રાઠોડોનું સઘળી વાતે ચલણ છે, એવી વાત ફેલાવાથી મારવાડની મઉ ચિતોડમાં ભરાવા લાગી. કેટલાક તો નાની મોટી જેવી મળે તેવી જગા લેવા માટે આવ્યા; કેટલાક ભીખારી મારવાડીઓ, મેવાડના રાઠોડ કારભારીઓના આશરા તળે આવી રહ્યા; કેટલાક મેવાડના ફળદ્રુપ દેશમાં ખેતી કરવાને સારૂ આવ્યા; કેટલાક તો જોધાના બોલાવવાથી મેવાડનો સંપૂર્ણ કબજો લેવાને સિપાઈગીરી કરવાને આવ્યા. મંડોરમાં પાંચ રૂપરડી ન મળે તેવાને, જોધો મેવાડમાં પચીસ પચીસ રૂપિઆનો ભારે પગાર આપતો હતો. મેવાડના રાઠોડ કારભારીઓને પણ એવી રીતે જોધો ભારે ભારે પગારો આપતો હતો. રાઠોડ નામજ મેવાડમાં જોધાની સરદારી નીચે પૂજાવા લાગ્યું. મારવાડમાં ખાવાને રાબડી પણ મળવી મુશ્કેલ પડતી, તેવાને મેવાડના ફળદ્રુપ દેશમાં ઘઉંની રોટલી મળવા લાગી, એ કોને ન ગમે? મારવાડના હજામ, લુહાર, દરજી, મોચી, ઘાંચી, તેલી, તંબોળી, અને બીજાં વસવાયાંને મેવાડમાં સારી રોજી જાગી, તેથી આખું મેવાડ મારવાડીઓથી ભરાઇ ગયું. જોધાને પણ તેજ જોઇતું હતું. જોધાનું ચાલે તો મેવાડીઓનાં હથીઆર વટીક લેઇ લેઇ તેમને નિરાધાર કરી મૂકે; જોધાનું જો ચાલે તો મેવાડીઓનાં માથાં ઊંચાં થવા ન દે. પણ મેવાડીઓ તેવા બાયલા નહોતા. જોધાના માગ્યાથી હથીઆર આપી બેસે તેવા નહોતા. અને તેથીજ જોધાને તેમનો ડર હતો. પણ હવે મેવાડમાં મારવાડીઓનો સૂર્ય માથે આવ્યો.

જોધાની રાજનીતિ ગમે તેવી હોય, ને તે ગમે તેવો હોંશિયાર હોય, તોપણ તે મેવાડમાં રાઠોડોનું રાજ્ય સ્થાપવાને જન્મ્યો નહોતો. તે તો મારવાડના ભૂખડું મૂલકમાં રાજ્ય સ્થાપવાને જન્મ્યો હતો. ચિતોડમાં ગાદી કરવાનું તેના નસીબમાં નહોતું. તેના નસીબમાં તો જોધપુરજ હતું. જોધાનો સઘળી પ્રકારનો જૂલમ, મેવાડીઓ તરફ બતાવેલી બેદરકારી, મેવાડના પટાવતો-

ને મળેલાં અપમાન, સઘળી મોટી જગાઓ મેવાડીઓ પાસેથી ખુંચી લેવી, મેવાડના પૈસાથી મારવાડની મઉને પાળવી, મારવાડીઓને મોટા મોટા પગારો આપવા, ભારે ખરચાળ મારવાડીઓનું લશ્કર રાખવું, મારવાડીઓને માન આપી મેવાડીઓને બાળવા, એ સઘળું સાંખે એવી સીસોડીઆની લાગણી બહેર મારી ગઇ નહોતી. રાઠોડો સીસોડીઆની કાંઈ ગણતીમાં નહોતા. પણ પોતાનો રાણો મોટો થવાનીજ તેઓ માત્ર રાહ જોતા હતા. પણ એ પ્રમાણે તેમને ઝાઝી વાર રાહ જોવાનું રહ્યું નહિ. રાણો મોટો થતા સુધી તેમણે રાહ જોઇ હોત, તો મારવાડની ભૂખડું પ્રજા પૈસા ટકાથી તર થઈ મેવાડીઓને કંગાળ સ્થિતિમાં આણી મૂકત. પણ રાહોડોનો પાપનો ઘડો છલકાવાને હવે થોડુંજ બાકી હતું. તે તેમણે પૂરૂં કર્યું. મેવાડમાં સઘળી સત્તા જોધાના હાથમાં હતી. રાઠોડો મેવાડના ધણી થાય તેમાં હરકત કરે એવું ચિતોડમાં કે ચિતોડની બહાર કોઈ રહ્યું નહોતું, એમ તે માનતો હતો. માત્ર ચંદ્રસિંહનો ભાઇ રઘુદેવ જેની જાગીર કેલવાડામાં હતી, ને જે કેલવાડામાંજ રહેતો હતો, તેનો રાણાની પદવી લેવામાં જોધાને મન જબરો અટકાવ હતો. રઘુદેવ રાજ્યનો ખરોજ ખેરખાહ હતો. તે પંડે ખૂબસુરત, બહાદુર, ને સદ્ગુણી હતો, ચંદ્રસિંહ ગયો હતો, તોપણ રઘુદેવ બીજો ચંદ્રસિંહ હતો. રઘુદેવ પોતાના ગુણો વડે ચિતોડીઓને પોતાના પ્રાણ સમાન વહાલો હતો. માટે રાણાની પદવી લેતા પહેલાં તેનું કાસળ કહાડવાનો જોધાએ વિચાર કર્યો. કોઈ સારા પ્રસંગ ઉપર બીજા પટાવતોની સાથે તેને પણ ઉમદા પોશાક લેવાને બોલાવ્યો, તેથી તે પોશાક પહેરવાને તે ચિતોડના દરબારમાં આવ્યો. એ બહાદુર હતો, પણ બહાદુરીની સાથે રહેલું ભોળપણ તેનામાં હતું. અને તેથી આ કપટીઓની કપટ જાળમાં તે ફસાયો. રઘુદેવ તો પોશાક લેવાને આવ્યો હતો. તેને માલૂમ નહોતું કે મને મારવાને માટે બોલાવ્યો છે. જો કે તે અસાવધપણે આવ્યો હતો, તોપણ એને

એની વહાલી પ્રજાની વચ્ચે મારવાની કોઈ રાઠોડની છાતી ચાલી નહિ, તેથી રાત્રે ઊંઘમાં તેને દગાથી મારી નાંખ્યો. એના મરણની વાત માલૂમ પડવાથી આખી પ્રજા દિલગીર થઈ. નાના મોટા સર્વે મેવાડીઓ, અશ્રુપાત કરવા લાગ્યા. તેઓ સઘળા રાઠોડો ઉપર રોષે ભરાયા. પણ સારા સરદાર વિના તેઓ માત્ર રડીનેજ બેસી રહ્યા, અને રઘુદેવનું વેર લેવાને કોઈ સારા લાગની રાહ જોવા લાગ્યા. રઘુદેવ ઉપર લોકોની કેટલી પ્રીતિ હતી, તે આટલાથીજ માલૂમ પડશે કે આજે પણ રાણાથી તે રાંક સુધી સઘળા સીસોડીઆ ચૈત્ર સુદ ૧૦ અને આશો સુદ ૮ મે વરસમાં બે વાર પિતૃદેવ તરીકે તેની પૂજા કરેછે. રઘુદેવના ખૂનથી મારવાડીઓના પાપનો ઘડો ભરાયો. તેમાં નીચેની વાતથી ઉમેરો થયો.

પાછળ કહ્યુંછે તેમ રણમલ મોકળને ખોળામાં લઈ બાપા રાવળની ગાદીએ બેસતો હતો. મોકળ અણસમજુ અને નાનો હતો, માટે તે ઘણીવાર રમવાને અને બીજા કારણથી ઊઠીને બહાર જતો, ત્યારે મેવાડનું છત્ર રણમલને માથે ધરાતું હતું. ચિતોડીઓને માઠું લાગવાને અને તેમનો જુસ્સો ઉશ્કેરવાને આટલુંજ કારણ બસ હતું. મેવાડનું છત્ર તેમના તાબાના મંડોરના રાજાને માથે ધરાય એ સીસોડીઆઓને શિર કાપવા બરાબર હતું. મરદને તો લાગે, પણ મોકળની દાઇની નજરે મેવાડનું છત્ર મોકળની ગેરહાજરીમાં રણમલને માથે ધરાતું માલૂમ પડ્યું, કે તેને પગને અંગૂઠેથી તે તાળવા લગી અગ્નિ પ્રગટ્યો. લાગલી તે રાણી પાસે દોડી ગઇ, અને રાણીને કહેવા લાગી કે શું તમારો બાપ તમારા દીકરાની ગાદી પણ ખુંચી લેવાનો છે? મેવાડનો રાણો હયાત છતાં, તમારો બાપ મેવાડનું છત્ર પોતાને માથે ધરાવે, એ ઘણુંજ ખોટું છે. માનો ન માનો પણ ખચીત મેવાડનું રાજ્ય એમને પચાવી પડવાનું જણાયછે. મેવાડમાં નાના મોટા સઘળા કારભારીઓ રાઠોડ રાખેલાછે. જ્યારે જોઇએ ત્યારે રાઠોડોનું લશ્કર

તૈયાર રાખેલુંછે. આ બધી અગાઉથી કરેલી તૈયારી કાંઈજ નહિ, પણ મેવાડનું રાજ્ય પચાવી પડવાની જણાયછે. મેવાડ પચાવી પડવામાં ચંદ્રસિંહ ગયા પછી તેમને હરકત કરનાર માત્ર તેનો ભાઈ રઘુદેવ હતો; પણ તેનોએ તેમણે ઘાત કરાવ્યો છે. તેનું કાસળ કહાડયા પછી બાઈજી, તમે વિચાર કરો કે હવે તેમને કોઇ અડચણ કરનાર છે? માટે ચેતો. નહિતો પાછળથી પસ્તાવું પડશે. ચંદ્રસિંહપર પણ તમે ખોટો વહેમ લાવ્યાં હતાં. તમારા ભાઇએ તમને તેમની આ બૂરી મતલબ સાધવા માટે ભોળવ્યાં છે. ચંદ્રસિંહે પોતાની ખુશીથી રાજ્ય છોડયુ, અને મોકળને આપ્યું. બાપાજી ગયાજી પધાર્યા તે પહેલાં મોકળજીને ગાદીએ બેસાડયા પછી જવા માટે તેમને ચંદ્રસિંહે કહ્યું હતું. અને મોકળજીને પ્રથમ પોતેજ નમ્યો હતો. રાણાજી નાના એટલે બાપાજીના કહેવા પ્રમાણે ચંદ્રસિંહ રાજ્ય ચલાવતો હતો. પણ તે કેવા પાક દિલથી, કેવા પ્રમાણિકપણાથી, અને કેવી ઉલટથી ? રાણાજીને તે કેટલું માન આપતો? રાણાજી હોય કે નહિ, તોપણ પંડે ગાદીની બાજુએજ બેસતો હતો. એણે તમને શું અપમાન આપ્યું હતું, ને તમારૂં શું બગાડયું હતું? હવે થવા કાળ તે થયું; પણ ચેતો હજુ વખત છે. પાણી વહી ગયા પછી પાળ બાંધવી, તેના કરતાં વહી જતા પહેલાં અટકાવવું એ ઠીક છે. માટે ચેતો. રાણીના મનમાં આ વાતથી એના બાપ ઉપર વહેમ આવ્યો, પણ શું કરવું તે સૂઝે નહિ. છેવટ તેણીએ પોતાનો વહેમ એના બાપ આગળ ખુલ્લો કર્યો. રણમલ ધારતો હતો કે હવે ડરવાનું કાંઇપણ કારણ નથી. જેવો જોઈએ તેવો બંદોબસ્ત થઈ ચૂકયો છે, માટે કહ્યું કે "અમારા કામમાં તારે કાંઈ ડહાપણ કરવાની જરૂર નથી. અમે શું કરીએ છીએ અને કેમ કરીએ છીએ, તેનું તારે શું કામ છે. વધારે કરવા જતાં કાંઈ મોકળનો જાન ખોઇ બેસીશ." આથી રાણીનું હૈયું ભરાઈ આવ્યું. પણ આ રાજ્યલોભીને તેથી કોઈ અસર થઈ નહિ. રણમલ ઝાઝી વાર ઊભો રહ્યો નહિ. હવે

કેમ કરવું, આ લોભીઓનો લોભ કેમ અટકે, મોકળનો જીવ કેમ બચે, મોકળને રાજ્ય શી રીતે મળે, એ વિચારમાં રાણી ગૂંથાઈ.

પોતાના બાપનો ને ભાઇનો દગો રાણીને માલૂમ પડવાથી, તથા રઘુદેવ કે જેના ઉપર રાણીનો આધાર હતો તેને દગાથી મરાવી નાંખ્યાથી રાણીને ધાસ્તી પેઠી. હવે રાણીએ ચંદ્રસિંહને યાદ કર્યો. પણ એકવાર તુચ્છકારી કહાડયા પછી હવે તે સંકટ સમયે સહાય કરશે કે નહિ, એ બાબતની રાણીના મનમાં ગડભાંગ થવા લાગી. પણ ચંદ્રસિંહના સદ્‌ગુણોની ખરી કીમત રાણીને હવે સમજાઇ. એક છૂપા જાસૂસને બોલાવી ચંદ્રસિંહ પાસે જવાને કહ્યું અને પોતાનાં કરેલાં સઘળાં કામોની ચંદ્રસિંહ પાસે માફી માગી, આવા સંકટને વખતે પોતાના ભાઇને અને રાણાને મદદ કરવાને આવવા સારૂ કહેવડાવ્યું. જાસૂસ થોડેક દીવસે માંડુગઢ જઈ પહોંચ્યો અને સઘળી વાતથી ચંદ્રસિંહને વાકેફ કર્યો, અને રાણીના ગુના માટે માફી માગી. ચિતોડમાં શા શા બનાવ બન્યાછે એ સઘળાથી ચંદ્રસિંહ અગાઉથી વાકેફ હતો. તેણે જાસૂસને પાછો વિદાય કર્યો ને રાણીને ધીરજ આપવાને માટે કહ્યું.

જે શિકારીઓને ચંદ્રસિંહ પોતાની સાથે લઈ આવ્યો હતો તે બધા પોતાનાં બૈરાં છોકરાંને ચિતોડમાં મૂકી આવ્યા હતા. માટે તેમને મળવાને બાહાને એ સઘળાને ચિતોડ મોકલ્યા. તેમને સમજાવ્યુ કે "ચિતોડમાં ગયા પછી તમારે બધાએ છૂટક છૂટક દરવાન થઇને રહેવું." અને રાણીને કહેવડાવ્યું કે "તે મોકળને આસપાસનાં ગામડાંમાં રોજ લોકોને ઉજાણી આપવા ચિતોડ બહાર મોકલે. રોજ નિત્ય થોડે થોડે દૂર ઉજાણી કરવા જવું અને છેવટે દીવાળીને દિવસે ગસુંદા ગામમાં ઉજાણી આપવાને આવવું. (ગસુંદા ગામ માળવાના રસ્તાપર ચિતોડથી સાત મૈલપર આવેલુંછે.) ત્યાં સંધ્યાકાળે ચંદ્રસિંહ લશ્કર સાથે આવી પહોંચશે એમ રાણીને કહેવું. અમે આવીએ એટલે દરવાજા ખુલ્લા મૂકવા અને જરૂર

પડે મારો લડાઇનો પોકાર સાંભળીને તરત અમારી વહારે તમા-રે બધાએ આવવું. માટે દીવાળીને દિવસે તમો સઘળા હથીઆ-રબંધ તૈયાર રહેજો. ભાઇઓ મારી આ શીખામણ ભૂલશો નહિ. પાપી રાઠોડોએ પોતાની પાપી મુરાદ બર લાવવાને રાણીને ભો-ળવી મને ખસેડયો અને મેવાડમાં સઘળે રાઠોડો ભર્યા. હવે મારા વહાલા ભાઈ રઘુદેવને દગાથી મારી નાંખી એ પાપીઓએ પો-તાના પાપનો ઘડો પૂરો કર્યોછે. એ પાપનો ઘડો ફોડવાનું આપણે માથે આવી પડયુંછે. રાણીએ મારા ઉપર વહેમ આણ્યો તો તેથી શું થઈ ગયું ? એ પાપીઓએ દગાથી ભોળી સ્ત્રી જાતિને ભો-ળવી તો તેમાં રાણીનો કાંઈ દોષ નથી. ગમે તેમ હોય તોપણ બાપા રાવળની ગાદીએ રાઠોડ આવે એ આપણે જીવતાં છતાં કેમ બને ? આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી રાણાની ગાદી રાઠોડોને ભોગવવા કેમ દેવાય ? પછી જીવવું પણ શા કામનું ? મોકળ મારો ભાઈ છે. મેં પોતે એને તખ્તનશીન કર્યોછે, હું તેનો પહે-લા નંબરનો પટાવત છું, નીમકહલાલીથી નોકરી કરવાનું મેં પણ લીધુંછે અને નીમકહલાલીથી નોકરી બજાવવી, એ મારી ફરજ છે. વળી રજપૂતોનો ધર્મ છે કે શરણે આવેલાનું રક્ષણ કરવું. નબળાને બળીઓ પીડે, ને નબળો મદદ માગે, તો તેની વહારે ધાવું, એ ક્ષત્રીઓનો ધર્મછે. તેથી આવે ટાણે મારા ભાઈઓ, આપણે વહારે જવું જોઇએ. આપણે કાંઈ કાંચળી પહેરી બેઠા નથી. રાઠોડો શું એમ ધારેછે કે હવે કોઈ ખરો સીસોડીઓ ચિ-તોડની ગાદીનું રક્ષણ કરવા આવે એમ નથી ? આપણે તેમને બતાવીશું કે હજુ સીસોડીઆ મૂઆ પડયા નથી. પણ આપણે મૂઠીભર જઇ ઝીપલાવીએ તે તો દીવામાં પતંગીઆં ઝીપલાવેછે તેવું થાય. આપણું કામ થાય નહિ અને એ પાપીઓ પોતાની પાપી મતલબમાં પાર પડે, માટે આપણે યુક્તિ કરવાની જરૂર છે. તેથી તમે જાઓ અને મારી શીખામણ પ્રમાણે ચાલજો. તમે તમારાં ઘરબાર છોડી, તમારાં સગાં સહોદર તજી, મારા દુઃખમાં

ભાગ લેવાને મારી સાથે આવ્યાછે, તેવીજ રીતે મારા વહાલા દોસ્તો, તમે આ વખત પણ મારી સાથે રહેશો અને મારી આજ્ઞા પ્રમાણે ચાલશો એવી મને ખાતરી છે." આ પ્રમાણે શીખામણ દેઇ ચંદ્રસિંહે તેમને વિદાય કર્યા. એ લોકોએ સઘળી વાતથી રાણીને વાકેફ કરી, અને ધીમે ધીમે અને થોડે થોડે ચિતોડને સઘળે દરવાજે તેઓ દરવાન થઇને રહ્યા.

રાણીએ તે દિવસથી ઘણી નરમાશ પકડવા માંડી. પોતાના બાપને અને ભાઇને મીઠાશથી બોલાવા લાગી ને હશી ખુશીને વાતો કરવા લાગી. થોડા દિવસ વીત્યા પછી અને આસો મહિનો બેઠો ત્યારે રાણીએ પોતાના ભાઈને કહ્યું, કે "ભાઇ, અગાઉના વખતમાં રાણાજી આસપાસના ગામોમાં ઉજાણી આપતા અને તેથી લોકો તેમનાપર ખુશી રહેતા. હમણાની રાણાજીએ લોકોને ઉજાણી આપી નથી તેથી તમારે માથે દોષ આવશે. મોકળ નાનો છે એટલે લોકો તમારો વાંક કહાડશે. માટે આપણા મોકળને રજા આપો તો આસપાસના લોકોને ઉજાણી આપવા જાય. તેથી તમારૂં સારૂં દેખાશે ને લોકો રાજી થશે." જોધાએ વિચાર કર્યો કે લોકો આપણા ઉપર નાખુશ છે તે એથી ખુશી થશે. બેનને ખોટું નહિ લાગે અને એમ કરવા દેવામાં જોખમ થોડું છે. આપણે પાકા બંદોબસ્તથી જવા દઈશું તેમાં કાંઈ હરકત પડવાની નથી, એમ વિચારી જોધે બેનને રજા આપી.

બીજા દિવસથી મોકળ આસપાસનાં ગામડાંમાં ઉજાણી આપવા લાગ્યો, અને કાંઇ ખટપટ ન થાય માટે જોધો પોતાનાં થોડાં માણસો તેની સાથે મોકલવા લાગ્યો. પણ ઉજાણી તો રોજની લાગી. ઠરાવ પ્રમાણે હમેશાં માણસો જવા લાગ્યાં. પણ કોઈવાર કાંઇ વહેમ જાય એવો બનાવ નહિ બનવાથી ચોકી પેહેરો નરમ પડયો. વળી પોલિસમાં નવા રહેલા પેલા શિકારીઓનો પણ કોઇ કોઈવાર વારો આવતો. સરદાર તરીકે જે ભરોંસાદાર રાઠોડ નીમ્યો હતો તે પણ રોજ રોજ સાથે જવાને કંટાળ્યો.

દીવાળી અગાઉ ચાર પાંચ દિવસથી તે જતોજ બંધ થયો. માત્ર પોલિસ જતી. પેલા શિકારીઓએ એવી યુક્તિ કરી રાખી હતી કે દીવાળીને દિવસે પોતાનો વારો આવે. એ પ્રમાણે દીવાળીનો દિવસ આવી પહોંચ્યો. મોકળ, દાઈ, પુરોહિત, અને પોલિસ ગસુંદામાં આવ્યાં. લોકોને ઉજાણી આપી સંધ્યાકાળે સઘળા તૈયાર થયા. અંધારૂં થયું પણ ચંદ્રસિંહ જણાયો નહિ. દાઈ ને પૂરોહિત ઘણુંજ નિરાશ થયાં. તેમણે ધાર્યું કે હવે ચંદ્રસિંહ આવે એમ લાગતું નથી. રાત ઘણી ગઈ એટલે ઉદાસ ચહેરે તેઓ પાછાં વળ્યાં. ચિતોડના દરવાજા નજીક આવ્યાં ત્યારે કેટલાક સ્વારો તેમની નજીક ઘોડા દોડાવતા આવી પહોંચ્યા.

ઠરાવેલે વખતે આવી પહોંચવાને ચંદ્રસિંહે તૈયારી કરી પોતાનાથી જેટલાં બન્યાં તેટલાં માણસોનો જમાવ કરીને અને માંડુના રાજા પાસેથી કેટલીક મદદ લઇને તે ગસુંદે આવવા નીકળ્યો. રસ્તો લાંબો હોવાથી ત્યાં પહોંચતાં ધાર્યા કરતાં વધારે વાર લાગી. ગસુંદે આવ્યા ત્યારે ત્યાંથી તો ઉજાણી કરી મોકળ તરતનોજ ચિતોડ ભણી વળ્યાની ખબર પડી, કે બધા લશ્કરને તાકીદથી આવી મળવાનું કહી ચાળીશેક સ્વારો પોતાની સાથે લેઈ ઘોડો દોડાવતો મોકળ ચિતોડ નજીક આવ્યો, તે વખતે આવી મળ્યો. સઘળા ખુશી થયા. દરવાનોએ દરવાજા તો ખુલ્લા મૂકેલાજ હતા, એટલે તેઓ અંદર દાખલ થયા, અને રામપોળ આગળ આવી પહોંચ્યા. રામપોળ આગળ કેટલાક રાઠોડોએ પૂછ્યું કે તમે કોણછો? ચંદ્રસિંહે જવાબ દીધો કે અમે ગસુંદાના ગરાસીઆ છીએ, અને રાણાજીને ઉજાણીમાં વાર લાગ્યાથી અમે વળાવવા આવ્યા છીએ. ચંદ્રસિંહે પોતાનો વેશ બદલેલો હતો, તેથી તે રાઠોડોથી ઓળખાઈ ગયો નહિ. પણ એવામાં પાછળ રહેલું લશ્કર આવી પહોંચ્યું, એટલે સઘળો ભરમ ખુલ્લો પડી ગયો.

હવે રાઠોડો પેલા ભાટી સરદારની સરદારી નીચે ચંદ્રસિંહની સામે લડવાને આવ્યા. રાઠોડોને આવતા જોઈ ચંદ્રસિંહે પો-

તાની તરવાર ખેંચી અને એનો દાખલો લેઇ ચંદ્રસિંહના લશ્કરે પણ તરવારો ખેંચી રાઠોડોની કતલ ચલાવવા માંડી. આ હંગામમાં પેલા બન્ને શિકારીઓ ચંદ્રસિંહને બહુ કામ લાગ્યા. ચંદ્રસિંહના અવાજથી તેઓ અને તેમના દોસ્તો હથીઆરબંધ દોડી આવ્યા. કેટલાક તો દરવાજા બંધ કરી ચોકી કરવા રહ્યા કે રાઠોડો નાસી જાય નહિ. ભાટી સરદારે આ વખતે પોતાની બહાદુરી સારી દેખાડી. એની નજર ચંદ્રસિંહને મારવા તરફ હતી, અને તેથી તેણે એકદમ ચંદ્રસિંહની નજીક આવી પોતાની કટારી તેના પેટમાં ભોકવાનો વિચાર કર્યો. પણ સીસોડીઆંના જબરા મારાથી તે નજીક આવી શક્યો નહિ, તેથી તેણે પોતાની કટારી ચંદ્રસિંહપર ફેંકી. ચંદ્રસિંહ એથી લગાર ઘાયલ થયો, પણ લડાઇના ખરા જુસ્સામાં ચંદ્રસિંહને મન તે જખમ ફૂલના ઘા જેવો જણાયો. ચંદ્રસિહને કટારી લાગતા પહેલાં તો એ કટારી ફેંકનાર ભાટી સરદારના એક તેજી તરવારથી તુકડે તુકડા થઇ ગયા. ભાટી સરદારના મૂઆથી તેની જગાએ જોધાનો એક ભાઇ સરદાર થયો. પણ હવે રાઠોડોનો દહાડો પૂરો થયો હતો. તેમનું આવી બન્યું હતું. રાણાની ગાદીને રાઠોડોથી મૂક્ત કરવાને અને રઘુદેવનું વેર લેવાને પોતાનો વહાલો ચંદ્રસિંહ આવ્યોછે, એ વાતની ખબર પડતાંજ સઘળા ચિતોડીઓ હથીઆર બીડી મેદાન પડ્યા. ઘેરે ઘેર, સેરીએ સેરીએ, ચકલે ચકલે, ને ખૂણે ખોચરેથી રાઠોડોને ખોળી કહાડી કતલ કરવા મંડ્યા. સ્ત્રીઓ પણ બારીએ ને જાળીએથી રાઠોડોપર પથરા, ઈંટો ને નળીઆં ફેંકવા મંડી. ચંદ્રસિંહના સોબતીઓને આથી વધારે ઉલટ આવી અને તેઓ બમણા જોસથી રાઠોડોપર તૂટી પડ્યા. હવે તેમને બચવાનો આરો રહ્યો નહિ. એ વખતે જેટલા રાઠોડ ચિતોડમાં હતા તે સઘળાને ચંદ્રસિંહે ને તેના સોબતીઓએ કાપી નાંખ્યા. જેઓ બચી જવાસારૂ ચિતોડમાંથી નાશી જવાને દરવાજા ભણી દોડ્યા, તેમને પેલા દરવાનોએ પૂરા કર્યા. લડાઈ શરૂ થઇ તેવા-

માંજ અને દરવાજા બંધ થતા પહેલાં જોધો કેટલાક રાઠોડોને લેઇને નાશી ગયો હતો તેજ માત્ર બચ્યો.

ગામમાં આ પ્રમાણે લડાઈ ચાલતી હતી તે વખતે મહેલમાં જુદોજ બનાવ બન્યો હતો. રાવ રણમલ, મોકળની માની એક ખૂબસુરત દાસી સાથે હળેલો હતો. રાત્રે રણમલ દાસી સાથે મહેલમાં સૂતો હતો તેવામાં પેલી દાસીને માલમ પડ્યું કે ચદ્રસિંહે રાઠોડોની કતલ ચલાવવા માંડીછે. તેથી તેણીએ રાત્રે પોતાની આબરૂ જૂલમથી લૂટીછે તેનો બદલો લેવાનો આ ઠીક લાગ છે એમ.વિચારી, રાવની મારવાડી પાઘડી લીધી ને તેવડે રાવને પલંગમાં સૂતેલોજ ખાટલાની આસપાસ પાઘડીના બંધ નાંખી બાંધી લીધો. એવામાં રાવને ખોળતું સીસોડીઆનું લશ્કર આવી પહોંચ્યું. રણમલ જાગૃત થયો ને જુએછે તો દુસ્મનોથી પોતે ઘેરાઇ ગએલોછે. પાઘડીના બંધથી બંધાયોછે ને પોતાની પાસે હથીઆર વગેરે કાંઇ છે નહિ. તોપણ આ રાઠોડ રાજા ઘરડો છતાં કાંઈ નામર્દ નહોતો. સીસોડીઆ કરતાં તેનો જુસ્સો કાંઇ નરમ નહોતો. એકવાર મરતાં મરતાં પણ કાંઈ પરાક્રમ કરી બતાવવું એમ ધારી તેણે એક જબરા જુસ્સાથી એવો તો આચકો માર્યો કે સઘળા બંધ તૂટી ગયા. પોતાની પાસે બીજું કાંઇ હથીઆર તો નહોતું પણ ઢોલીઆ નીચે એક પીતળનું પૂજાપાત્ર હતું તે હાથમાં લેઇ ઊભો થયો, અને તેવડે એણે એટલા તો જુસ્સાથી ઘા કરવા માંડ્યા કે તેથી ઘણા સીસોડીઆ ઘાયલ થઈ પડ્યા. પણ એ શૂરા રાવનું એ છેલ્લુંજ પરાક્રમ હતું. એક સીસોડીઆની ગોળી એના કપાળમાં વાગી ને તે નીચે પડ્યો ને ત્યાંજ પૂરો થઇ ગયો.

જોધાના નાઠાની વાત ચંદ્રસિંહને માલમ પડી કે લાગલોજ પોતાના પસંદ કરેલા માણસો લેઇ તે જોધાની પછવાડે પડ્યો. ચંદ્રસિંહના ડરથી જોધો નાસતો નાસતો મારવાડના રણ બણી નાસી ગયો. ચંદ્રસિંહ રાઠોડોની રાજધાની તરફ ચાલ્યો

અને એકદમ હુમલો કરી મંડોર જીતી લીધું, અને તેના દીકરા મુંજોજી અને કુંતોજી પાછળથી આવી પહોંચ્યા, તેમને મંડોરનું રક્ષણ કરવાનું કામ સોંપી પોતે પાછો ચિતોડ આવ્યો. રાઠોડોએ ચિતોડ પોતાના કબજામાં લીધું, તેનું વેર એ રીતે ચંદ્રસિંહે મંડોર પોતાના કબજામાં બાર વરસ સુધી રાખીને વાળ્યું.

ચંદ્રસિંહને હવે કાંઇ કામ કરવાનું બાકી રહ્યું નહિ. ચિતોડની ગાદી રાઠોડોથી છોડાવી; મોકળને શત્રુ વિનાનો કર્યો; પહેલાંની માફક ચિતોડીઓનું ચલણ ચાલું કર્યું; રાઠોડોનો ઘાણ કહાડયો; અને મંડોરનો પોતે બાર વરસ સુધી કબજો રાખી રાઠોડો ફરીને પોતાનું નામ લેઈ શકે નહિ, એવી હાલતમાં તેમને આણી મૂકયા. હવે ચંદ્રસિંહે પાછા પોતાની જાગીરમાં જવાને રાણીની રજા માગી. પણ તેની આવી અમૂલ્ય ચાકરીની કીમત રાણી સમજી હતી. તેનાથી મોકળને કોઈ જાતનો ડર નથી પણ ઉલટો આશરો છે એમ તેણે જાણ્યું હતું. હવે તેને કેમ રજા આપે? ઘણી આજીજી કરીને મોકળ સ્વતંત્રપણે રાજ્ય ચલાવી શકે ત્યાંસુધી કારભાર કરવાને અને મોકળને સામેલ રાખી રાજનીતિ શીખવવાને માગણી કરી. ચંદ્રસિંહે એ માગણી કબૂલ રાખી, ને પોતે મરતા સુધી ત્યાંજ રહ્યો, અને મોકળને રાજનીતિથી સઘળી રીતે વાકેફ કર્યો. મોટા થયા પછી જો કે મોકળ પોતે રાજ્ય ચલાવતો હતો, તોપણ ચંદ્રસિંહને પોતાના સલાહકાર તરીકે રાખ્યો હતો અને કોઇવાર તે એની સલાહથી ઉલટો ચાલ્યો નહિ હતો.

અહીં આગળ લાખારાણાની વાત પૂરી થાયછે. તે વખતના રાજાઓ ને રજપૂતો કેવા શૂરા ને પ્રમાણિક હતા, પોતાની રૈયતના સુખ પાછળ કેટલું લક્ષ આપતા, વેપાર રોજગાર વધે, કારીગરોને ઉત્તેજન મળે અને રૈયત આબાદ થાય તેવા કેટલા બધા ઉપાયો કરતા, મૂલક વધારવા કરતાં અને ખજાનામાં પૈસા ભરવા કરતાં. રૈયતના સુખ તરફ કેટલું ધ્યાન આપતા, એ આ વાતપરથી માલૂમ પડેછે. રૈયતનું રક્ષણ કરવું, તે સુખી ને આબા-

દ થાય તેવા ઉપાયો કરવા, એજ લાખારાણાનું નિત્ય કર્મ હતું. લાખા કરતાં તેનો દીકરો ચંદ્રસિંહ વધારે ચઢતો માલૂમ પડ્યો હતો. તેના ગુણોની પ્રશંસા લોકોમાં લાખા કરતાં વધારે થતી હતી. લાખારાણાની મશ્કરી ઉપરથી મંડોરની કુંવરીને પોતે પરણ્યો નહિ એટલુંજ નહિ, પણ રાણાની ગાદીનો પોતાનો હક્ક છોડીને સરદાર થઇ રહ્યો; સારી રીતે રાજ્ય ચલાવતાં છતાં પણ જ્યારે રાણીએ તેના ઉપર વહેમ આણ્યો, ત્યારે રાજકારભાર છોડીને પરરાજ્યમાં જઈ પોતાના ગુણો વડે ત્યાં પ્રખ્યાત થયો; એજ રાણીએ જ્યારે પોતાના સંકટને સમયે ચંદ્રસિંહને પોતાની મદદે બોલાવ્યો ત્યારે રાણીના કરેલા અવગુણ મનમાં નહિ લાવતાં, રાણીને ને રાણાને દુઃખમાંથી છોડવ્યાં; અને મરતા સુધી એક નિષ્ઠાથી, સાફ દિલથી, અને પાક દાનતથી મેવાડનું રાજ્ય ચલાવ્યું. આવા કારભારીઓ, આવા લોકો, અને આવા રાજાઓ આપણા દેશમાં આ સમયે હોય તો રૈયતને કેટલું સુખ આપી શકે, રૈયતને કેટલી આબાદ કરી શકે, અને પોતાનાં નામ અમર કરી રૈયતનો કેટલો બધો આશીર્વાદ લે? તેઓ આ લોકમાં કેટલી કીર્ત્તિ મેળવે અને છેવટે તેમના પેદા કરનારને ખુશી કરી પરલોકમાં કેટલું સુખ પામે ?

---

## પ્રકરણ ૫ મું.

### મોકળ.

ઇ. સ. ૧૩૯૮થી ઇ. સ. ૧૪૧૯ સુધી.

ચંદ્રસિંહે ગાદીનો દાવો છોડી દીધાથી મોકળ ઇ.સ. ૧૩૯૮ માં મેવાડની ગાદીએ બેઠો. એ વરસ હિંદુસ્તાનના ઈતિહાસમાં નોંધી રાખવા જોગ છે. તૈમુરલેને મધ્ય એશિઆમાં [1]ચગીતાઇ

1 તૈમુરના વંશના તારતારીના રાજ્યને ચગીતાઇ રાજ્ય કહેછે.

રાજ્ય સ્થાપીને અને કોન્સ્ટાન્ટિનોપલનું રાજય તાબે કરીને એ વરસમાં હિંદુસ્તાન ઉપર સ્વારી કરી. પણ એ સ્વારીને મેવાડના ઇતિહાસ સાથે કાંઈ સંબંધ નથી. કેમકે તૈમુરલેન દિલ્લી ઉપર આવ્યો, અને વીજળીના ચમકારાની પેઠે દિલ્લીપર તૂટી પડીને ચાલ્યો ગયો. એ વખતે દિલ્લીમાં તઘલખ વંશનો છેલ્લો પાદશાહ મહંમદશાહ રાજ્ય કરતો હતો. એ મહંમદ તૈમુરથી હારીને ગૂજરાતમાં નાસી આવ્યો. એ નાસી જવાનો રસ્તો એણે મેવાડમાં થઇને લીધો. તેથી ઘેલોટીઓ સમજ્યા કે મહંમદ મેવાડ જીતવાને આવેછે, માટે મોકળે લશ્કર જમાવીને મહંમદ સાથે અરવલીની સામી બાજૂએ રાયપુરના મેદાનમાં લડાઈ કરીને હરાવ્યો, તેથી તેને ગૂજરાતમાં જવાનો બીજો આડફેટો રસ્તો લેવો પડ્યો. મોકળે આ જીતનો લાભ લેઇને પોતાના લશ્કરને આગળ દોરી સાંભર અને તેની પાસેનું ખારૂં સરોવર લેઈ લીધું. તૈમુરના હુમલાથી દિલ્લીના રાજ્યની ખાખાવીખી થઇ ગઇ હતી, તેથી મોકળે દિલ્લીના રાજ્યનો ઘણો ભાગ જીતી લીધો હોત. પણ મુસલમાની રાજ્ય મજબૂત થવાનું હિંદના નસીબમાં હતું, અને સીસોદીઆને દિલ્લી સાથે હજુ ભારે ટક્કરો લેઇ ખરાબીમાં પડવાનું હતું, તેથી મોકળ દિલ્લીની પડતીના વખતનો આ સમયે લાભ લેઈ શક્યો નહિ.

મોકળને ત્રણ કુંવર ને એક કુંવરી એ ચાર છોકરાં હતાં. કુંવરીનું નામ લાલબાઈ હતું. લાલબાઈનું લગ્ન ગાગ્રોનના ખીચી રાજા વેરે કર્યું હતું. એ રાજા ઉપર માળવાના મુસલમાન પાદશાહ હુસંગે સ્વારી કરી હતી. તેથી ખીચી રાજાએ મોકળની મદદ માગવાને પોતાના દીકરા ધીરજને મોકલ્યો. તે વખતે રાણાની છાવણી મદારીઆમાં હતી. ત્યાંના પહાડી લોકોએ બળવો કર્યો હતો, તે સમાવવાના કામમાં રાણો રોકાયો હતો. તેવામાં ધીરજ ત્યાં આવ્યો, તેથી રાણાએ તેને જોઇતી મદદ આપી. રાણા મોકળની જીંદગીનો અંત પણ મદારીઆમાંજ આવ્યો.

તેણે તેના કાકાની અજાણતાં મશ્કરી કરી જવાઇ, તેથી તેને તેણે મારી નાંખ્યો.

હમીરના દીકરા ખેતસી રાણાના ઔરસ પુત્ર ચાચા ને મેરા એ બે હતા. ખેતસી રાણો એક ખૂબસુરત સુતારણને પરણ્યો હતો,[1] તેના આ બંને કુંવર હતા એમ કહેછે. રાણાઓ જો કે તેમના ઉપર મહેરબાની રાખતા હતા તોપણ દરબારમાં તેમ-

---

૧ ભાટ લોકો એ વિષે નીચે પ્રમાણે વાત કહેછે—

આ વાત હમીરસિંગના બાપ ઉરસીની વાતને મળતીજ છે. ઉરસી એક રજપૂતાણીને અને ખેતસી સુતારણને પરણ્યો હતો તે, તથા બીજો કેટલોક તફાવત હોવાથી એ બાત આપવાની જરૂરછે.

એક દિવસે ખેતસી રાણો શિકારે જઇ પાછો વળતો હતો તેવામાં તેને વાટમાં એક બાઇ ભાથું લેઇને ખેતર ભણી જતી જણાઇ. તેને રાણાના માણસોએ કહ્યું કે બાઇ તું આ તરફ નહિ જતી; કેમકે નાળાની ખોમાં એક સિંહ પડેલોછે તે તને મારી નાંખશે, તેવારે તે બાઇએ જવાબ દીધો કે ઠીક. એમ બોલી તે સિંહની કાંઇપણ દરકાર રાખ્યા વગર તેજ તરફ ચાલી. તેની પાસે કાંઇપણ હથીઆર ન હોવાથી રાણાજીએ વિચાર્યું કે એ બાઇ વગર વિચારી જાયછે, પણ સિંહ તેને મારી ખાશે. માટે આપણે એની પાછળ એના રક્ષણ સારૂ જવું જોઇએ. રાણાજીને પોતાની પાછળ આવતા જોઇ બાઇ બોલી કે મહારાજ મારી ફીકર આપને રાખવાનું કાંઇ કારણ નથી. આપ સુખેથી મહેલે પધારો. મને કાંઇ સિંહની નવાઇ નથી, ને મને તે કાંઇ કરી શકનાર નથી. છતાં જો આપને ભરોંસો પડતો નહોય તો આપ મારી સાથે ચાલો, ને મને એક ભાલો આપો, એટલે હું આપને મારા બોલની ખાતરી કરી આપીશ. રાણાએ એ બાઇને એક ભાલો આપ્યો, તે લેઇને એ બાઇ પેલા સિંહની ખો ઉપર ગઇ. ત્યાં નીચે નજર કરી તો સિંહને પડેલો દીઠો. પડેલા સિંહને સાવચેત ન હોય તેવી હાલતમાં ઓચિંતો મારવામાં બહાદુરી નથી પણ બાયલાપણું છે; એમ વિચારી તેણીએ પડેલા સિંહ ઉપર ધીરેથી ભાલાની અણી ભોકી. આથી તે ચમકી ખીજવાઇને ગાજી ઊઠયો, ને કૂદીને બહાર આવ્યો. એવામાં પેલી બાઇએ એવાતો જોરથી ભાલો માર્યો કે તે સિંહને વીંધીને આરપાર નીકળી ગયો ને તે તેજ જગાએ મરણ પામ્યો. રાણો એ બાઇની આવી બહાદુરી, ધીરજ ને હોંશીયારી જોઇને બહુ તાજુબ થયો, ને એ બાઇનું નામ ઠામ ને જાત પૂછી લેઇ ઘેર ગયો.

એ બાઇ જાતની સુતારણ હતી, પણ ખૂબસુરતીની સાથે બહાદુરી રહેલી હોવાથી રાણાએ તેની સાથે પરણવાને માગું મોકલ્યું. હાલના રાજાઓ મલારરાવની પેઠે ખૂબસુરત સ્રીઓ જોઇ વ્યભિચાર કરે તે કરતાં, ખેતસી રાણાનો આ વિચાર હજાર ગણો સારો છે. રાણાનું માગું આવેલું જોઇ સુતાર તો ખુશીખુશી થઇ ગયો. પણ રાણાએ ઘડીયાં લગન લેવડાવ્યાં હતાં. કેમકે રાણો સુતારણ સાથે પરણેછે એ વાત રાજભાટ-

ની બેઠક બીજા વર્ગના ઉમરાવોથી નીચે હતી. આ વખતે રાણા મોકળે તેમને સાતસેં સ્વારોની સરદારી આપી હતી, ને તેઓ પણ મદારીઆમાં રાણાની સાથેજ હતા. ચાચા ને મેરા ઉપર કેટલાક સરદારો દ્વેશ બુદ્ધિથી જોતા હતા, ને તેમનાપર વેર લેવાનો લાગ ખોળતા હતા. એ લાગ તેમને મદારીઆમાં મળ્યો. રાણો મોકળ, તેના કાકા ને કેટલાક સરદારો એક સમયે ઝાડીની ઘટામાં રાવણું કરવા બેઠા હતા, તે વખતે રાણાએ એક ઝાડનું નામ એક ચોહાણ સરદારને પૂછ્યું. તે સરદારે પોતે જાણતો ન હોય એવો ડોળ કરીને રાણાના કાનમાં કહ્યુંકે કાકાને પૂછો. તેમને માલુમ હશે. ચોહાણ સરદારના આ માર્મિક બોલનો ભાવ મોકળીના સમજ્યામાં નહિ આવ્યાથી તેણે પૂછ્યું કે "કાકા આ ઝાડ શાનું છે?" તેથી ચાચા ને મેરા સમજ્યા કે રાણો આપણે સુતારણના પેટના છીએ એવી આ ઝાડનું નામ પૂછીને આ-

---

ના જાણવામાં આવે તો એ વાત બંધ રખાવ. તેથી રાણો થોડાં માણસો ને ગોર લેઈ સુતારને, ત્યાં પરણવા ગયો. પણ તે વખતે કોઈપણ ભાટ ચારણને મંડપમાં પેસવા દેવાની મના કરી હતી. રાણાજી પરણવા બેઠા તે વખતે પરણવાની વિધિ થતાં ગોરે રાણાજીને નીચું માથું નમાવવાને કહ્યું. એ સાંભળી એક ભાટનું નાનું છોકરૂં છાનું માનું ત્યાં પેસી ગયું હતું તે છોકરૂં બોલી ઊઠયું. અલ્યા ગોર, મહારાજ આટલા બધા નીચે નમ્યાછે, તોપણ હજુ તારે કેટલા નીચા પાડવાછે? ચિતોડનો રાણો, એકલિંગજીની નિષ્કલંકી ગાદીનો ધણી ને બાપારાવળનો વંશજ એક સુતારણને પરણવા આવ્યાછે, એટલા નીચા તો નમ્યાછે ને હજુ કેટલાક નીચા નમાવવાછે? આ સાંભળી રાણાજીએ તેના તરફ જોયું તો પોતાનાજ રાજબારોટનો છોકરો દીઠો. રાણાજી એથી શરમાયા ને હીણું તો લાગ્યું પણ શું કરે? પરણવા આવેલા પાછા કેમ જવાય? તેથી પરણીને સુતારણને ઘેર લેઈ ગયા. એ સુતારણના છોકરા ચાચા ને મેરા હતા. તેઓ ઘણા બહાદુર ને શૂરા હતા, તેથી ખેતસી રાણાને લાગ્યું કે એ બંને લાખા સાથે કજીઓ કરીને મેવાડના ધણી થશે. પણ મેવાડની નિષ્કલંકી ગાદીએ સુતારણના છોકરા બેસે એ રાણાને ઠીક લાગ્યું નહિ. તેથી રાણાએ મરતી વખતે એ બંને ભાઈઓને દેશવટો દેવાનો ઠરાવ કરયો. પણ ચાચા ને મેરાએ મેવાડની ગાદીનો દાવો નહિ કરવાના સોગન ખાધાથી તથા લાખારાણાને તેમના ઉપર પ્રીતિ હોવાથી તેમને મેવાડના ૩ જા દરજ્જાના સરદાર થઈ રહેવાનું કહ્યું હતું; તેથી તેઓ દરબારમાં રહેતા હતા. પણ મોકળ રાણાએ તેની હાંસી કરવાથી તેમણે તેને મારી નાંખ્યો. છેવટે કુંભાએ એ બંનેને મારયા ત્યારે તેમના છોકરા દક્ષિણમાં જઈ વસ્યા.

પણી મશ્કરી કરેછે. પણ ખરૂં જોતાં રાણો તો આ વાતમાં નિર્દોષ હતો. બંને ભાઈઓએ રાણા ઉપર એ દ્વેષ રાખીને રાણો માળા ફેરવતો હતો તે વખતે .ઓચિંતા જઇને તરવારના ઝટકાથી તેને મારી નાંખ્યો. રાણાનું ખૂન કરીને સ્વાર થઈ લાગલાજ તેઓ ચિતોડ ગયા. તેમને ચિતોડ લેવાની આશા હતી, પણ કિલ્લેદારે તેમને કિલ્લામાં પેસવા દીધા નહિ. તેથી તેઓ મદારીઆ નજીકના એક મજબૂત કિલ્લામાં આવી ભરાયા.

મોકળનું ખૂન થયાથી તેનો મોટો દીકરો કુંભો નાસીને મોકળના મોસાળીઆ મંડોરના રાવને આશ્રયે ગયો. તેમણે તેને આ અડીની વખતે સારી મદદ કરી. રાઠોડનું લશ્કર લેઇ કુંભો મોકળના ખૂનીઓની પાછળ પડયો, ને મદારીએથી તેમને નસાડી મૂકયા. તેથી તેઓ પાઇ ગયા ને રાતાકોટના ડુંગરામાં એક મજબૂત ગઢ બાંધી ત્યાં રહ્યા. ચાચા ને મેરા એક ચોહાણ ઠાકોરની કુંવારી કન્યાનું હરણ કરી લાવ્યા હતા; તે ઠાકોરનું નામ સુજો હતુ. એ સુજો પણ ચાચા ને મેરા ઉપર વેર લેવાને તેમની શોધમાં હતો. તેણે ચાચા ને મેરાનું રહેઠાણ ખોળી કહાડયું. એટલામાં કુંભો મારવાડીનું લશ્કર લેઈ તેને દેલવાડામાં મળ્યો. સુજાએ પોતાની સઘળી હકીકત કુંભા રાણાને જાહેર કરી. તે ઉપરથી તેઓ સઘળા રાત્રે રાતાકોટના ડુંગરી ગઢમાં આવ્યા ને નિસરણીઓ મૂકી ઓચિંતા ગઢ ઉપર ચડી ગયા; અને ચાચાને અને મેરાને મારી નાંખ્યા. એ રીતે પોતાના બાપને મારનારનું વેર લેઈ કુંભોરાણો ચિતોડ આવ્યો.

રાણા મોકળમાં સીસોડીઆનું ઉપરીપણું કરવાના અને મેવાડનું રાજ્ય ચલાવવાના સઘળા ગુણ લાખારાણાના જેવા હતા. એ લડાઇમાં બહાદુર ને રાજ્ય ચલાવવામાં હોંશિયાર હતો. મકાનો બંધાવવાનો શોખ પણ એનામાં લાખારાણા કરતાં કાંઇ ઓછો ન હોતો. લાખારાણાએ બંધાવવા માંડેલો રાજ્યમહેલ મોકળે પૂરો કરાવ્યો. એ મહેલનાં ખંડિયેરો આજે પણ છે. તેણે પશ્ચિમના ડું-

ગરમાં ચતુર્ભુજનું દેવળ બંધાવ્યું. તૈમુરની સ્વારીથી તથા મહંમદની નબળાઇથી અને તેના પછીના સૈયદવંશી પાદશાહો પણ તેવાજ નબળા નીકળ્યાથી દિલ્લીની પાદશાહત એટલી બધી નબળી થઈ ગઇ હતી, કે તેનો લાભ લેઈને મોકળ વધારે જીવ્યો હોત તો મેવાડનું રાજ્ય વધારે મજબૂત ને વિસ્તીર્ણ કરી શક્યો હોત. પણ તેના અકાળ મૃત્યુથી ને શરૂઆતમાં કુંભાનું ધ્યાન બીજી તરફ રોકાવાથી દિલ્લીની પડતી થતી બચી. રાણો મોકળ ૨૧ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૪૧૯માં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### કુંભોરાણો.

ઇ. સ. ૧૪૧૯થી ઇ. સ. ૧૪૬૯ સુધી.

કુંભોરાણો ગૂજરાતમાં પણ મશહુર છે. એક પછી એક એમ બહાદુર અને પરાક્રમી રાજાઓ કેટલાક સૈકા સુધી એક રાજ્યગાદી ભોગવે એવું ઇતિહાસમાં ક્વચિતજ જોવામાં આવેછે. પણ એવો બનાવ મેવાડમાં બન્યો છે. મેવાડની કીર્તિનો રસ્તો હજુ તો અર્ધો થયોછે. મેવાડના શત્રુઓ ઉપર મેળવેલી જીતનો ઉપભોગ હજુ તે હમણાં કરતી હતી. હુનરના ને કારીગરીના નમૂનાનો ધર્માંધ અલાઉદ્દીને નાશ કર્યાને સો વરસ થઇ ગયાં હતાં. તેના હુમલાથી થએલા જખમોમાંથી ચિતોડ પાછું તાજું થયું હતું. તથા ચિતોડના બચાવ માટે જેઓ કેસરીઆં કરી મરણ પામ્યા હતા, તેમને ઠેકાણે તેજ કામ માટે નવા શૂરવીરો તૈયાર થયા હતા. કાકેસસની તળેટીમાં અને ઓકસસ નદીના કાંઠા ઉપર મેવાડ ઉપર તૂટી પડવાને જે તોફાન એકઠું થતું હતું, તથા જે તોફાન કુંભાના પૌત્ર સંગ ઉપર તૂટી પડ્યું હતું, તે તોફાનની સામા થવા સારૂ જે જે તૈયારી કરવી જોઈએ, તે સઘળી

કુંભારાણાએ કરી. હમીરના જેવી ચંચળાઇથી ને લાખારાણાના જેવી હુનર વગેરેને ઉત્તેજન આપવાની હોંસથી તથા એ બંનેની અક્કલ જેવી અક્કલથી અને બંને કરતાં વધારે નસીબથી સઘળાં કામોમાં એણે ફતેહ મેળવી; અને કગર નદીના કાંઠા ઉપર સમરસી રાણો શાહબુદ્દીન સામો બહાદુરીથી લડતાં જ્યાં આગળ મરાયો હતો, ત્યાં આગળ એકવાર ફરીને મેવાડનો વાવટો કુંભારાણાએ ઊરાડ્યો.

દિલ્લીમાં મુસલમાની રાજ્ય થયું ત્યારથી કુંભોરાણો ગાદીએ બેઠો ત્યાંસુધીમાં ૨૪ પાદશાહ અને એક બેગમ મળીને ૨૫ રાજ્ય કર્ત્તા થયા હતા. અને ચિતોડમાં ત્યારથી તે કુંભારાણાના વખત સુધી કેટલાક તો પોતાના ધર્મનું રક્ષણ કરતાં કરતાં દેશમાં ને પરદેશમાં મૂઆ છે, તે છતાં પણ માત્ર અગીઆર રાજા થયાછે. તેથી દિલ્લીના દરેક પાદશાહનું રાજ્ય સરાસરી ૯ વરસ ને મેવાડના દરેક રાણાનું રાજ્ય સરાસરી ૨૩ વરસ આવેછે. આ ઉપરથી જણાયછે કે એ મુદ્દતમાં દિલ્લીના પાદશાહી કુળમાં કેવી કાપા કાપી થઈ હતી, અને મેવાડના રાણાઓના કુટુંબમાં કેવો સંપ હતો.

તઘલખ વંશના નબળા પાદશાહોના વખતમાં તેમના સૂબા સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. તેમણે જુદે જુદે ઠેકાણે સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. જ્યારે કુંભો રાણો મેવાડમાં રાજ્ય કરતો હતો, ત્યારે માળવામાં ને ગુજરાતમાં સ્વતંત્ર મુસલમાની પાદશાહો રાજ્ય કરતા હતા. ધીમે ધીમે એ બંને રાજ્યો જોરપર આવ્યાં, ને તેમણે આસપાસનાં રાજ્યો જીતીને તેમને ખંડિયાં બનાવ્યાં. મેવાડમાં કુંભોરાણો પણ એજ રીતે પોતાનું રાજ્ય મજબૂત પાયાપર લાવતો હતો. મોકળના અચાનક મોતથી, મોકળના કાકાના કજીઆથી ને કુંભાની નાની ઉમરથી, આસપાસના પહાડી લોકો નિરંકુશ થયા હતા. તેમને મોકળના કાકાનો નાશ કર્યા પછી કુંભારાણાએ વશ કર્યા. મૂલકનો સારો બંદોબસ્ત કર્યા પછી તેને સ-

જબૂત કરવા તરફ તેણે લક્ષ લગાડયું. ડુંગરોમાં જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં કિલ્લા વગેરે બંધાવી પોતાનું રાજ્ય મજબૂત કર્યું. કુંભાની બહાદુરી, ચપળતા ને હોંશિયારી જોઇ સઘળા ખંડિયા રાજાઓ અસલની માફક કુંભાને માન આપવા લાગ્યા. દિલ્લીના પાદશાહો તે વખતમાં એટલા નબળા થઈ ગયા હતા, કે તેમના તરફથી રાણાને લગાર પણ ચિંતા નહોતી. પણ મેવાડની દક્ષિણ હદ ઉપર મેવાડની શાંતિનો ભંગ કરનાર મુસલમાની રાજ્યો તે વખતે જોરપર આવ્યાં હતાં. તેઓ મેવાડના હિંદુ રાજ્યને બળવાન થતું જોઈ અદેખાઈ કરવા લાગ્યાં. પોતાની પાડોસમાં હિંદુ રાજ્ય બળવાન થાય તે તેમનાથી કેમ ખમી શકાય? તેથી એ રાજ્ય તોડીને તેને મુસલમાની રાજ્ય સાથે જોડી દેવાનો કે છેવટે તેને પોતાનું ખંડિયું રાજ્ય બનાવવાનો વિચાર કર્યો. પણ તે કામ ગૂજરાત કે માળવા એમાંથી એક રાજ્યથી એકલે હાથે બને તેમ નહોતું. તેઓ સીસોડીઆના પરાક્રમથી કાંઈ અજાણ્યા નહોતા. તેથી ગૂજરાત ને માળવાના પાદશાહોએ મેવાડ જીતવાને સંપ કર્યો. બંને પાદશાહોએ પોતપોતાથી એકઠું થઈ શક્યું, તેટલું લશ્કર જમાવ્યું, ને બંને લશ્કર એકત્ર થઈ મેવાડ જીતવાને ચાલ્યાં.

માળવા ને ગૂજરાતના પાદશાહો મેવાડ જીતવાની તૈયારી કરેછે, તે વાત કાંઈ છૂપી નહોતી. તાબાના ખંડિયા રાજાઓનાં લશ્કરનું એકઠું થવું કાંઇ છૂપું રહે તેમ નહોતું. તેમ તેઓ ગમે તેટલી છૂપી તૈયારી કરે તોપણ તે કુંભારાણાની ચંચળ દૃષ્ટિથી છૂપું રહી શકે તેમ નહોતું. કુંભારાણાને પોતાના ભટકતા છૂપા જાસૂસોથી માળવા ને ગૂજરાતના પાદશાહોના વિચારની શરૂઆતથીજ ખબર મળી હતી. કુંભોરાણો આ મુસલમાન પાદશાહોથી હરભડી જાય તેવો નહોતો. તેણે મુસલમાન પાદશાહો કરતાં પણ વધારે ચપળતાથી લડાઇની તૈયારી કરવા માંડી. મેવાડી પટાવતોનું લશ્કર તો જ્યારે બોલાવે ત્યારે હાજર હતું, એટલુંજ નહિ

પણ તે સિવાય મેવાડના ખંડિયા ને તાબેદાર રાજાઓ પણ મુ-સલમાનો પર વેર લેવાને અને મેવાડનું રક્ષણ કરવાને એક પ-છી એક ઉલટભેર આવવા લાગ્યા. દિન પ્રતિ દિન ચિતોડના લશ્ક-રી સાગરમાં લશ્કરની ભરતી થવા માંડી.

જ્યારે સઘળા રાજા રાણાઓ ને રાવ પટાવતો પોતાનાં લ-શ્કર લેઈ આવી રહ્યા, ત્યારે તે સઘળાઓને દરબાર ભરી ભેગા કર્યા. લડાઇ શી રીતે ચલાવવી ને કયાં કરવી, સામા જવું કે મુસ-લમાનોને આગળ આવવા દેવા વગેરે બાબત ઉપર વિચાર કરવાને સઘળા એકઠા થયા. દરેક જણ પોતપોતાનો વિચાર જણાવવા લાગ્યો. તે બધાના વિચારનો સાર એટલોજ હતો કે મુસલમાનો વગર લેવેદેવે આપણા ઉપર ચઢી આવેછે, તેમને લડાઈ કરવા આવવાનું આપણે એક પણ કારણ આપ્યું નથી, તેમણે હાથે કરી-ને આ લડાઈ વહોરી લીધીછે, ને મેવાડના સૂતા સિંહોને છંછે-ડ્યા છે. તો તેઓ આપણા મૂલક ઉપર ચઢી આવી રૈયતને ભ-યભીત કરે, ખેતરો વણસાડે અને ગામડાં લૂટીને બાળે, તે કરતાં આપણેજ તેમના મૂલક ઉપર ચઢી જવું એ વધારે સારૂં છે. એ બાબતમાં સઘળા એકમત થયા. એટલે રાણાજીએ બીજે દિવસે સવારમાં લશ્કરને ચિતોડની બહાર નીચે ચોગાનમાં એકઠા થવા-નો હુકમ કર્યો. આ વખતે સલુંબરનો ચંદ્રસિંહ મરણ પામ્યો હતો, પણ તેનો દીકરો ચંદ્રસિંહ જેવોજ બહાદુર નર ચિતોડનો મુખ્ય પટાવત હતો.

બીજો દિવસ થયો. સૂર્યોદયથી ચિતોડની બહાર ડંકા નિ-શાન ફરકવા લાગ્યાં. ઢોલ, તાસાં, ભેર, ને શરણાઇના સૂર ગવા-વા લાગ્યા. ભાટ ચારણ ને બંદીજન શૂરી કવિતાઓ ગાવા લા-ગ્યા. મહાભારતમાંથી, પૃથુરાજ રાસામાંથી, ખોમાન રાસામાંથી, અને બીજાં જૂનાં વીરરસ કાવ્યોમાંથી ભાટ ચારણો વીરરસનાં કાવ્યો ગાતા હતા. તે સાંભળતાં બાયલાને પણ શૂર ચઢે તો, આ બહાદુર રજપૂતો દુશ્મનો ઉપર ધા કરવાને એકપગા થઇ

રહે, તેમનાં રૂવાં ભાલાની માફક ઊભાં થાય, તો તેમાં શી નવાઇ છે ? સલુંબ્રા સર્વથી પ્રથમ આવ્યો. તે પછી રાઠોડ, ચોહાણુ, ઝાલા, પરમાર, હાડા, ને બીજા સીસોડી પટાવતો એક પછી એક પોતાના લશ્કર સાથે આવીને ખડા થયા. રજપૂત લશ્કર બધુંજ ઘોડેસ્વાર હતું. પગપાળે લઢવું રજપૂતો પસંદ કરતા નથી, તેથી પાયદળ તો થોડુંજ જણાતું હતું. લડાઈના હાથીઓની હલગાર લાંબી ને લાંબી લાગેલી હતી. આજસુધી મેવાડના કોઈ રાણાએ એટલા હાથીઓ લડાઇમાં દોર્યા નહિ હતા. પહોર દહાડો ચઢતાંમાં તો સઘળું લશ્કર જમા થઈ ગયું. એટલે રાણાજી પધાર્યા. રાણાજી આવ્યા તે વખતે બધા લશ્કરે મેઘગર્જનાની પેઠે જયજયકારના ઘોષથી તેમને વધાવી લીધા. તે પછી સઘળા ચૂપ થઈ ગયા. રાણાજીએ સઘળાને નીચે પ્રમાણે હુકમ આપ્યો.

મારા બહાદુર શૂરા સામતો ને સરદારો, લડાઈમાં કેમ વર્ત્તવું ને લડાઈ કેવી રીતે કરવી, કે કેવું પરાક્રમ બતાવવું, એ તમને કહેવાની જરૂર નથી. તમે ને તમારા બાપદાદા એજ કામ કરતા આવ્યાછો. મુસલમાનો આપણા ધર્મના ને તેથી આપણા દેશના દુશ્મનો છે. તેમને હરાવી તેઓ જે ઇચ્છાથી આપણા મૂલક ઉપર ચઢી આવેછે, તેમાં તેમને નિષ્ફળ કરવા, એજ આપણું આજનું કર્ત્તવ્ય છે. મારા બહાદુર વીરાઓ, તમે જેવી ઉલટથી મને સહાય કરવાને અને આપણા દેશનું ને ધર્મનું રક્ષણ કરવાને આવ્યા છો, તેવીજ ઉલટથી તમે છેવટસુધી ચાલશો, એવી મને ખાતરી છે. તમે જાણોછો કે માળવાના ને ગૂજરાતના પાદશાહોનાં એકત્ર લશ્કર આપણા મૂલક ઉપર ચઢી આવવાને નીકળી ચૂક્યાં છે; ને તે થોડા રોજમાં આપણા મૂલકમાં દાખલ થશે. માટે તે પહેલાં આપણે જઇ પહોંચી, તેમનાજ મૂલકમાં આપણે જંગ મચાવવો. આ લડાઇમાં આપણી ફતેહ છે એતો નક્કીજ છે; કેમકે ધર્મ આપણા તરફ ને અધર્મ તેમના તરફ છે. આ લડાઇનું મૂળ આપણે નથી પણ તેઓ છે. માટે

પરમેશ્વર તેમને તેમના અધર્મનું ફળ આપશે. રજપૂત ધર્મ શો છે તે તમે જાણો છો. દુશ્મનને પીઠ બતાવવી એ આજસુધી કોઈવાર મેવાડના ઇતિહાસમાં બન્યું નથી, ને બનવાનું પણ નથીજ. જીતીને આવવું કે રણસંગ્રામમાં પડી સ્વર્ગમાં જવું, એમાંજ મારા વહાલાઓ, આપણી રજપૂતવટ રહેલી છે. તે વટ તમે છેવટસુધી સાચવજો, એજ મારી ભલામણ છે. લડાઈમાં જીત મેળવીને આ લોકમાં અમર કીર્ત્તિ મેળવવી કે લડાઈમાં કામ આવી પરલોકમાં જવું, એ બેજ રસ્તા માત્ર રાજપુત્રોને માટે છે. તમે પણ એજ રસ્તાના ભોગી ને ઉત્સાહી છો, માટે હવે ચાલો કે આપણે આપણા દુશ્મનોને ભેટી તેમનો નાશ કરીએ.

રાણાજીના મોમાંથી છેલ્લો શબ્દ નીકળ્યો કે સઘળા સરદારો મહારાણા કુંભાજીની જે બોલાવી પોતપોતાનાં લશ્કર ગોઠવી મીસલ પ્રમાણે ચાલવા લાગ્યા. એક લાખ કરતાં વધારે સ્વારો ને પાળા એ ઠેકાણે મળેલા હતા. ચૌદસેં હાથીઓની હલગાર લાગેલી હતી. લશ્કરની હારની હાર ચાલવાથી જાણે મોટો મહાસાગર રેલ્યો હોય એવું જણાતું હતું. લશ્કરની ઉલટ ને જુસ્સો એટલાં જણાતાં હતાં કે જાણે મેવાડીઓ માળવાને ઊપાડીને દરિઆમાં નાંખવાને જતા ન હોય!! પાયદળની, ઘોડાનીને હાથીઓની ગીર્દથી સૂર્ય છવાઇ ગયો, ને ચોમાસામાં જેમ સૂર્ય વાદળામાં પેસી જવાથી અંધારકોટ બને, તેમ અંધારકોટ બની ગયો. ઘોડાઓના થડકારાથી ધરતીકંપની પેઠે ધરતી ડોલવા લાગી. રસ્તે ચાલતાં કોઇ ઠેકાણે સિંધુરાગ તો કોઈ ઠેકાણે ચંદના ભુજંગ પ્રયાત થડકારાબંધ બોલાતા હતા. કેટલાક બહાદુર ક્ષત્રીપુત્રો તો પોતપોતાના પરાક્રમનીજ વાતો કરતા ચાલ્યા જતા હતા. મુસલમાનોપરની રીસથી થએલી રાતી આંખો સિંદુરીઆ રંગની બની ગઈ હતી. તેમના અંતઃકરણમાં ઘરબાર ને કુટુંબ પરિવારપરની માયાનો અંશ પણ રહ્યો નહોતો. રસ્તે ચાલતાં, સઘળા શૂરવીરોના હાથ હથીઆર ને ઘોડો બરાબર કબજે રા-

ખવામાં ને તેમની ચંચળ ને ક્રોધી સિંદુરીઆ આંખ દુશ્મનની તપાસ રાખવામાં ને ચારે તરફ જોવામાં રોકાઇ હતી. તેમના તીણા કાન "દુશ્મન આવેછે" એવો બોલ સાંભળવાને અધીરા થઈ ગયા હતા; અને એવો બોલ કાને પડે કે ઘોડાને એડી મારી કૂદાવી પડવાને તેમના પગ તૈયાર રહ્યા હતા. આવા લડાઈનાજ રસીઆ, મારવું કે મરવું એવાજ નિશ્ચયવાળા બહાદુર સુભટોની આગળ જાણે મેરૂ ઊખેડી નાંખવો હોય તોપણ કાંઈ ગણતીમાં નથી એવું જણાતું. લશ્કર ગમે તેટલું ઉલટમંદ ને જુસ્સાવાળું હતું, તોપણ પોતાના સરદારનો એક શબ્દ કાને પડે કે તરતજ સ્થિર ને શાંત પડી જઈ, તે સાંભળી તેના હુકમ પ્રમાણે કરવાને તે તૈયાર થઈ જતું.

એમ કરતાં બીજે દિવસે રાણા સાહેબ પોતાના મૂલકની હદ ઉપર આવ્યા. મેવાડ ને માળવાની હદ જાણે કુદરતેજ જુદી પાડી હોય તેવું એ સ્થળ હતું. માળવાની હદમાં પેઠા કે એક મોટું વિશાળ મેદાન આવ્યું. એ મેદાન મેવાડના ઊંચ પ્રદેશમાંથી ઢાળ પડતું માળવામાં પૂરૂં થતું હતું. ત્યાં આગળ બંને બાજૂએ ગીચ જંગલો હતાં, કે જ્યાં હજારો માણસો ભરાઈ રહે તોપણ માલમ ન પડે. મેવાડના મૂલકમાં પેસવાનો માર્ગ એ ડુંગરાની વચ્ચેની ખીણમાં હતો. રાણા સાહેબે લડાઇની આ જગા પસંદ કરી. એ ખીણની ઉપલાણમાં ને ડુંગરાની બખોલોમાં કેટલુંક લશ્કર પાછળ રાખ્યું ને કેટલુંક બંને તરફની ઝાડીઓમાં છૂપું રાખ્યું. ઝાડીમાંના લશ્કરને હુકમ આપ્યો કે મુસલમાનો ડુંગરાંની ખીણ સુધી આપણા લશ્કરની નજીક આવે કે તેમણે બંને બાજૂથી અમુક નિશાની કરી એકદમ સાથે ધસારો કરવો, અને ખીણમાં રાખેલા લશ્કરને હુકમ કર્યો કે મુસલમાનો પીઠ બતાવે કે તેમણે તેમની પાછળ પડી તેમનો ઘાણ કહાડવો; ત્યાંસુધી તેમણે લડાઇથી અળગા રહેવું. સલુંબ્રાને પોતાનાં માણસોવડે આગળ જઈ મુસલમાનો ક્યાં ને કેટલા છે તેની તપાસ ક-

રી લાવવા મોકલ્યો. અને રાણાજી પંડે મેદાનમાં લશ્કરનો મુખ્ય ભાગ રાખી પડાવ નાંખી રહ્યા; પણ તે સઘળાને ભેરીનો નાદ સાંભળતાંજ તૈયાર થઇ જવાનો હુકમ હોવાથી તેમણે પોતપોતાના ઘોડા તંગબંધ તૈયાર રાખેલા હતા.

ચંદાવત પટાવત (સલુંબ્રાવાળો) પોતાનાં માણુસો લેઇ ઘોડો ઠેકાવતો આગળ ચાલ્યો. એટલામાં થોડે દૂર આકાશમાં ધૂળ ઊડતી જણાઈ. તે ઉપરથી સલુંબ્રાને જણાયું કે એ મુસલમાની લશ્કર આવતું હશે. તેથી તેણે પોતાનાં માણુસોને પાસેની ઝાડીમાં ઊભા રહેવાનો હુકમ કર્યો. તેની પાસે માત્ર હજાર બારસેં માણુસો હતાં; તોપણુ તેના મનમાં એવી ઉમેદ હતી કે મુસલમાનોને મારી હઠાવવાનું માન મનેજ મળે તો ઠીક. પરંતુ તેની એ હોંસ પૂરી પડે તેમ નહોતું. તે શૂરા પણુ ડાહ્યા ચંદ્રસિંહનો તેવોજ શૂરો ને ડાહ્યો પુત્ર હતો. આખા મહાસાગરમાં તેનું લશ્કર બિંદુ માત્ર હતું. ગૂજરાત ને માળવાનું સઘળું મુસલમાની લશ્કર મેવાડીઓપર જીત મેળવવાનો લા'વો લેવાને એકઠું થઈ આવતું હતું. બંને લશ્કરના પાદશાહી સરદારો પણુ શૂરા ને પરાક્રમી હતા. તેઓ તેમના લશ્કરને હિંદુઓ ઉપર વેર લેવાને ઉશ્કેરી ઉલટભેર લાવતા હતા. તેમનું લશ્કર લડાઈની ગોઠવણીમાંજ ચાલતું હતું. આખા લશ્કરનો કોટ ને કોટ ચાલતો હોય તેવી મજબૂતાઇથી ને દૃઢતાથી ચાલતા હતા. તેઓ બેભાન કે નાઉમેદીમાં ચાલતા નહોતા. દુશ્મનો જે ઘડીએ નજરે પડે તે ઘડીએ લડવાને તેઓ તૈયાર હતા; એવા લશ્કરને ચંદાવતથી ભેદી શકાય તેમ નહોતું. એ લશ્કરપર પડવું તે પતંગીઆની પેઠે દીવામાં જંપલાવવા જેવું હતું. ડાહ્યો સલુંબ્રા પાસેની એક ટેકરીપર ચઢી લાંબી દૃષ્ટિથી જોવા લાગ્યો તો લશ્કરનો લાંબો મજબૂત કોટ ધસારાબંધ ચાલ્યો આવતો હોય તેમ જણાયાથી તે તાબડતોબ નીચે ઉતરી પોતાનાં માણુસો લેઈ પાછો વળ્યો, ને દોડતે ઘોડે જઈ રાણાજીને ખબર આપી કે મુસલમાની લશ્કર અસંખ્યાત છે, ને

તે ધસારાબંધ ચાલ્યું આવેછે. માટે આપણે પણ તેમને ભેટવાને તૈયારી કરવી જોઇએ.

આ વાત સાંભળતાંજ રાણાજીએ ભેરીનો નાદ કરાવ્યો, કે સઘળા સીસોડીઆ સ્વાર થઈ હથીઆરબંધ સજ થઇ ઊભા. રાણા સાહેબે પંડે તાકીદથી વ્યૂહ રચના કરી. વ્યૂહ રચના કરવામાં કુંભોરાણો સમરસિંહરાણાથી ઉતરે તેવો નહોતો. પોતાની જમણી બાજૂએ સલુંબ્રાને અને ડાબી બાજૂએ હાડાને રાખી મધ્યમાં મુખ્ય લશ્કરનો ભાગ પોતાની પાસે રાખ્યો. અને હાથીઓનો કોઠ એવી રીતે બનાવ્યો કે મુસલમાનો એકદમ ધસારો લાવી શકે નહિ, અને રજપૂતોને એકદમ ધસારો લેઈ જવો હોય તો જગા આપી શકે. બધું લશ્કર ખીણથી એટલું નજીક રાખ્યું કે મુસલમાનો ઠેઠ પાસે સુધી આવી શકે અને ઝાડીમાંનાં માણસો એકદમ બે પડખેથી કે પાછળથી ધસારો લાવી શકે. આ પ્રમાણે ગોઠવણી કરતાંમાં તો મુસલમાની લશ્કરી કોટ સુસવાટા કરતો આવી પહોંચ્યો. મુસલમાનો પણ બેફામ નહોતા. તેમણે રજપૂતોને અડગ ઊભેલા દીઠા. તે વખતે માત્ર ચાર ઘડી દિવસ બાકી હતો. રજપૂતોને દીઠા કે મુસલમાનો તેમનાપર જવાનો હુકમ માગવા લાગ્યા. રજપૂતો પણ તેટલાજ અધીરા થયા. રાણાના લશ્કરની રચના જોઇ મુસલમાન પાદશાહોએ પણ પોતાનાં લશ્કર તાબડતોબ તે પ્રમાણે લડાઇની રચનામાં ગોઠવી દીધાં. વ્યૂહ રચનામાં મુસલમાનો કાંઇ રજપૂતોથી ઉતરે તેવા નહોતા. મુસલમાની લશ્કરનો દરિયો ઉલટયો જોઈ, સામાવાળા રજપૂતો ન હોય તો ખચીત તેમનું કાળજું ફાટી જાય તેવું હતું. અસંખ્ય મુસલમાની લશ્કરની સામા લાખ રજપૂતો છતાં મૂઠીભર જેવા જણાતા હતા. તોપણ રાણીજાયા તે સઘળાને કાપી નાંખવાને આતુરતાથી રાણાજીના હુકમની રાહ જોવા લાગ્યા.

રાણાજીએ વિચાર્યું કે દુશ્મનના સંખ્યાબળ આગળ આપણે હાથીપર લડી શકાશે નહિ ને લશ્કરની વ્યવસ્થા જાતે કર-

વાની હોવાથી હાથીપર વખતે આપણી ઈચ્છા સફળ નહિ થાય. મુસલમાનોના સંખ્યાબળ સામે થવામાં જાતિબળ અજમાવ્યા વગર ફાવીશું નહિ અને જાતબળ હાથી કરતાં ઘોડા ઉપર ઠીક ફાવશે, એમ વિચારી રાણાજી ઘોડેસ્વાર થયા. તેમણે પ્રથમ પોતાની પાસેના લશ્કરને એકદમ ધસારો કરી મુસલમાનોની હરોલ તોડીને તેમને ગભરાટમાં નાંખવાનો હુકમ કર્યો. પાદશાહી લશ્કરના હાથીઓ તેમનું લશ્કર પાછું હઠે નહિ માટે તેમણે પાછળ રાખ્યા હતા. પણ રાણાજીએ ધાર્યું કે તેમની આગલી હરોલ પાછી હઠે તો તેમનું સઘળું લશ્કર ગભરાટમાં પડશે. એટલે આપણું ઝાડીમાં રાખેલું લશ્કર તેમને કાપી નાંખશે. રાણાજીએ પ્રથમ પંડે ધસારો કર્યો ને તેમની પડખે સલુંબ્રા ને હાડા પણ તેટલીજ દૃઢતાથી ચાલ્યા. રજપૂતો ઊઘાડી તરવારે હરહર મહાદેવ કરતા આવતા જોઇ મુસલમાનો પણ દીનદીનનો પોકાર મારતા આગળ ધસ્યા. રજપૂતો મરવું કે મારવું એવા ઇરાદાથી એવા તો દૃઢતાથી ધસ્યા કે મુસલમાનોની આગલી હરોલ કપાઇ ગઈ. પરંતુ મુસલમાનો એ એવા ધીટપણાથી લડ્યા કે તેમની આગલી હરોલ કપાઇ ગઇ તોપણ તેથી લગારે નહિ ગભરાતાં કે નહિ ડરતાં તેઓ પણ જાણે બીજા રજપૂતોજ ન હોય તેમ મૂએલાનાં મડદાં ઉપર થઇને આગળ ચાલ્યા. માળવાનો અહંમદશાહ પંડે લશ્કરના મધ્ય ભાગમાં ને તેની જમણી બાજૂએ ગૂજરાતનો અહંમદશાહ પાદશાહ હતો. બંને પાદશાહ પોતપોતાના લશ્કરને ઉશ્કેરતા ને પાણી ચઢાવતા હતા. તેમના પંડના પરાક્રમથી મુસલમાની લશ્કર અચળ કિલ્લા માફક ઊભું રહી લડતું હતું. જે માણસો કપાતાં તેની જગા બીજાથી વીજળીના ચમકારા માફક પૂરાતી હતી, કે તે ક્યારે ને શી રીતે પૂરાઈ તે રજપૂતોને માલમ પણ પડતું નહિ. પ્રથમ હુમલામાં રાણાજીએ ધારેલી ધારણા અફળ ગઇ. તેમનો હુમલો નકામો ગયો. પણ શૂરા સીસોદીઆ પોતાનું કામ પાર પાડ્યા વિના પાછા હઠે તેમ

નહોતું. પ્રથમ હુમલો નિષ્ફળ ગયાથી ક્ષત્રીપુત્રો વધારે જોસપર ચઢ્યા. રાણાજીનાં રૂવાં ભાલાની માફક ઊભાં થયાં. તેમણે બૂમ પાડીને કહ્યું કે મારા શૂરા સીસોદીઆઓ ચાલો. ફરીને વધારે જુસ્સાથી મારી સાથે ચાલો. હું તમારી આગળ થાઉંછું. એ તૂ- કડાઓના શા ભાર છે? આપણા એકલિંગજી સહાય છે ત્યાં એ મુસલ્લાઓનું શું ચાલવાનું છે. માટે ચાલો મારા શૂરા વીરાઓ ચા- લો. ચાલો તેમને મારી હઠાવીએ. એમ બોલતાં બોલતાં પોતા- ના ઘોડાને એડી મારી એવો ઠેકાવ્યો કે મહંમદશાહના હાથીના માવતના એકજ ભાલે પ્રાણ લીધા. એટલામાં પડખેથી મહંમદ- શાહનો ઘા આવ્યો તે રાણાજીએ જાળવી લીધો. રાણાજીને જો- ખમમાં પડેલા જોઈ હાડા ને સલુંબ્રા, ચુણાવત ને દુલાવત એ- મ સઘળા પટાવતો કૂદી પડ્યા, અને તેમણે વીજળીના ચમકારા- ની માફક ચળકતી તરવારો ને ભાલા એવા તો જુસ્સાથી ચ- લાવ્યા કે ઘણા મુસલમાનો ધૂળ ફાકતા નીચે પડ્યા. કેટલાકનાં ધડ શીશ જુદાં પડ્યાં. રાણાજીની પાસે મુસલમાનોનાં મડદાંનો ઢગલો થયો. માવત મરાયાથી મહંમદશાહ ઘોડેસ્વાર થયો ને પો- તાનો દાખલો આપી પોતાના લશ્કરને શૂર ચઢાવવા લાગ્યો. અ- હંમદશાહ પણ પોતાના મિત્રની મદદે દોડી આવ્યો. મુસલમાનો- એ રાણાજીને મારવાને ઘણાંએ ફાંફાં માર્યા, તેમણે ઘણાએ ઘા કર્યા, પણ રાણાજી ચપળતાથી તે સાચવી લેતા ને તેમના ઉપર ઘા નાંખનારના કડકા તેજ ક્ષણે ઉગામેલો ઘા નાંખતા પહેલાં થ- ઈ જતા. આ પ્રમાણે મોખરે ખરો રણજંગ જામ્યો છે, લોહી- ની રેલો વહેછે, મડદાંના ઢગલા પડેછે, એક બીજાને મારવામાં આંધળા થઈ મંડેલા છે, એટલામાં મુસલમાની લશ્કર બંને બા- જૂથી અંદર દબાતું ચાલ્યું. તેમનામાં દગો દગો, માર્યા માર્યાનો અવાજ થવા લાગ્યો. ચોમાસામાં લીલું ઘાસ કાપે તેમ બંને બા- જૂથી મુસલમાનોને કાપતા રજપૂતો આવી પહોંચ્યા. ઝાડીમાંના રજપૂતોને નીકળી આવી મુસલમાનોને કાપતાં જોયા કે રાણાજી

ને તેમના પટાવતો વધારે જુસ્સામાં આવ્યા. તેઓ વધારે દૃઢતાથી ને હિંમતથી આગળ કાપવા લાગ્યા. ચારે બાજુથી મુસલમાનો ઘેરાઇ ગયા. હવે તેમનો કોઈ ઉપાય ન રહ્યો. તેમનામાં હાહાકાર વરતાઈ ગયો. તેઓ ગભરાઇને નાસભાગ કરવા લાગ્યા. હવે કોઈ ઉપાયે તેઓ એકઠા થઈ દૃઢતાથી ઊભા રહી લડે એવું નહોતું. ગૂજરાતનો પાદશાહ તો પોતાના લશ્કરને પડતું મૂકી એ ગડબડાટમાં પોબારાં ગણી ગયો હતો. મહંમદશાહે મુસલમાનોની કાપાકાપી અટકાવી તેમને દૃઢતાથી લડવાનો ઘણો એ પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો. જેમ જેને ફાવ્યું તેમ તે નાસવા લાગ્યા. મહંમદશાહને સંપૂર્ણ ખાતરી હતી કે આપણી જીત થશે પણ તે આશા ભંગ થઈ. તે પંડે નિરાશ થઈ ગયો. એટલામાં રાણો કુંભો ને કેટલાક ઝાલાએ આવીને મહંમદશાહને ઘેરીને પકડી લીધો. મહંમદશાહ પકડાયાથી મુસલમાનો હિમ્મત હારી ગયા. તેઓ પીઠ બતાવી નાસવા લાગ્યા. એટલામાં પહાડમાં રાખેલું તાજું લશ્કર દોડી આવ્યું. તેમણે નાસતા મુસલમાનોને પકડી પાડયા. જેમણે હથીઆર મૂક્યાં તેમને પકડી લીધા ને જેઓ સામા થયા તેમને કાપી નાંખ્યા. એ પ્રમાણે પહોરવાર ઉપર જેઓ રજપૂતો ઉપર જીત મેળવવાની પૂર આશામાં આવેલા તેમની ખાખાવીખી થઈ ગઈ.

આ પ્રમાણે મુસલમાનપર સંપૂર્ણ જય મેળવી રજપૂતો પાછા ફર્યા. પણ તેમાં રજપૂતોને ઓછી હાનિ થઈ નહિ. તેમના મોટા મોટા સરદારો ને શૂરવીર માણસો ઘણા મરાયા હતા. પણ તે બધાનો બદલો મુસલમાન પાદશાહને કેદ કરીને લાવ્યાથી વળી ગયો હતો. કુંભોરાણો એ પ્રમાણે બે બળવાન મુસલમાની રાજ્યોનાં એકત્ર સૈન્ય ઉપર જીત મેળવી ચિતોડ નજીક આવ્યો ને વિજયી ધામધૂમથી તેણે સઘળા લશ્કરને ચિતોડમાં દાખલ કર્યું. ચિતોડી રજપૂતાણીઓએ અને બીજી નગર સ્ત્રીઓએ એ શૂરા સૈન્યને પુષ્પથી વધાવી લીધું. રાણાજીની અંબાડી પણ પુષ્પથી

છવાઇ ગઈ. આખે રસ્તે આકાશમાંથી ફૂલોનો વરસાદ વરસ્યો. ફૂલથી આખો માર્ગ ભરાઈ ગયો. એ રીતે રાણાજી વિજય કરી ઘેર પધાર્યા. ઈ. સ. ૧૪૪૦[1]

ઘેર આવ્યા પછી રાણાજીનો વિચાર મુસલમાનોપર મેળવેલા વિજયની યાદગીરી કેવી રીતે રાખવી તેમાં રોકાયો હતો. માળવાનો શાહ અને તેનું બાકીનું લશ્કર ચિતોડમાં કેદી તરીકે રાખેલું હતું, પોતાના પટાવતોનાં લશ્કર પણ હજુ વેરાયાં નહોતાં, એટલામાં કુંભારાણાને ખબર મળી કે દિલ્હીનું બાદશાહી લશ્કર મેવાડ ઉપર આવેછે. રાણાજીએ જીતના તાજા મદમાંજ પોતાના શૂરવીર સૈન્યને પાદશાહી લશ્કર ઉપર લેઇ જવામાં લાભ છે એમ વિચારી લડાઇનો ડંકો વગડાવ્યો. માળવાના મહંમદશાહને પોતે કેદ કરીને લાવ્યો હતો તોપણ રાણાજી તેને પોતાના મિત્ર તરીકે માન આપતા હતા. શરણે આવેલાને અપમાન આપવાનું બાયલાપણું રજપૂતોમાં હતુંજ નહિ. રાણાજી મહંમદશાહને કાંઈ જાતની ઉણપ પડવા દેતા નહિ. તેમણે માળવી લશ્કર પણ કેદ કરી રાખ્યું નહોતું. તેઓ સઘળા મેવાડીઓના મેમાન તરીકે પળાતા હતા. મહંમદશાહ તો શું પણ આ મુસલમાન સિપાઇઓ પણ રાણાજીની મેમાનગતથી એટલા ખુશી ખુશી થઈ ગયા હતા, કે કુંભારાણાએ દિલ્હીના પાદશાહી લશ્કર સામા જવાને લડાઈનો ડંકો વગડાવ્યો, ત્યારે મહંમદશાહે અને તેના લશ્કરે રાણાજીની સાથે પોતાનાજ જાત ભાઇઓ સામા લડવા લેઇ જવાને અરજ કરી. મેમાનગતનો કે સલુકાઇની વર્ત્તણુંકનો બદલો મુસલમાન જેવી રજપૂતોની ધર્મશત્રુ જાત પણ ભૂલી નહિ. ગુણનો બદલો ભૂલી જાય એવા મુસલમાનો પણ નથીજ. રાણાજીએ પણ મુસલમાનોપર ભરોંસો રાખ્યો. કેમકે તેમની વર્ત્તણુંક સારી હતી તથા

---

૧. કેટલાક લખનારા આ લડાઈ ઈ. સ. ૧૪૫૦માં થઈ હોય એમ જણાવે છે. જો એ વાત સાચી હોય તો તે વખતે ગૂજરાતમાં અહંમદશાહ નહિ, પણ કુતુબશાહ પાદશાહ હતો.

તેમને પોતાની ચપળ દૃષ્ટિ ઉપર ને બળ ઉપર ભરોંસો હતો. તેથી તેમને પણ પોતાની સાથે લીધા. છતાં અગમચેતી વાપરી પોતાના વિશ્વાસુ રજપૂત સરદારોને તે ઉપર બારીકીથી નજર રાખવાને ચેતાવી રાખ્યા.

માળવી ને મેવાડી લશ્કર ઉત્તરમાં પાદશાહી લશ્કર તરફ આનંદોત્સાહમાં ચાલ્યું. થોડે દિવસે તેઓ જુનજુનું નામે જગા આગળ આવી પહોંચ્યા. તેની નજીકમાંજ પાદશાહી લશ્કર પણ પડાવ નાંખી રહેલું હતું. તે રજપૂતોને માલમ પડતાંજ તેઓ લડાઈની હારમાં ગોઠવાઈ ગયા. દિલ્લીની પાદશાહત જોકે આ વખતે પડતીમાં આવી ગઇ હતી, તોપણ પાદશાહી લશ્કર ને સરદારો એ પડતીનો અટકાવ કરવાને અને દિલ્લીની પાદશાહત મજબૂત કરવાને દૃઢ ઇરાદાથી આ વખતે આવ્યા હોય એમ જણાયું. પાદશાહ પંડે એ લડાઇમાં હાજર હતો. પાદશાહી લશ્કર પણ ખૂબ જુસ્સાથી લડ્યું. પ્રથમ તો કોની જીત થશે તે શક પડતું જણાયું. એક વખતે તો મુસલમાની લશ્કરે એવો જબરો હુમલો કર્યો કે રજપૂતોની હરોલ તૂટી ગઈ ને તેમના લશ્કરમાં ભંગાણ પડશે એમ જણાયું. પણ ડાબી તરફથી મહંમદશાહ મુસલમાન છતાં જાણે દિલ્લીના પાદશાહ ઉપર વેર હોય તેમ પોતાના લશ્કર સાથે ધૂમવા લાગ્યો, ને જમણી તરફથી રાણોજી પંડે પોતાની હરોલ તૂટેલી જોઈ દોડી આવી નાહિમ્મત થતા રજપૂતોને હિમ્મત આપી ઉશ્કેરવા લાગ્યા. રાણાજીનો ગમે તેટલો પ્રયત્ન છતાં પણ જો મહંમદશાહે ખરા મનથી મહેનત કરી ન હોત તો રજપૂત લશ્કરમાં પડેલું ભંગાણ એકઠું થવું મુશ્કેલ હતું. પણ ધન્ય છે મહંમદશાહને કે તેણે પોતાની કરેલી મેમાનગતનો બરાબર બદલો વાળ્યો. તેણે પોતાની હાર કરનાર ઉપરનું વેર વિસારી અચ્છી મદદ કરી. તેના મુસલમાન લશ્કરને અને સરદારોને ઓછી શાબાશી ઘટતી નથી. તેમણે દગો તો નહિજ કર્યો પણ ખરા અંતઃકરણ પૂર્વક મદદ કરી. જો

આ વખતે મહંમદશાહ મુસલમાન પાદશાહને મળ્યો હોત તો ર-જપૂતોનું શું થાત તે કળી શકાતું નથી. પણ શાબાશ મહંમદ-શાહને કે રજપૂતોનો તૂટેલો જુસ્સો તેણે સાંધ્યો ને રજપૂતોને હા-રના અપમાનમાંથી ઊગારી જીતની કીર્તિ અપાવી. મહંમદશાહને અને તેના મુસલમાન લશ્કરને પોતાના પક્ષમાં રહી લડતું જોઇ તથા રાણાજીનું પંડનું પરાક્રમ જોઈ રજપૂતોને તાજો જુસ્સો ભ-રાઈ આવ્યો; અને હરહર મહાદેવ કરતા ને એકલિંગજી અને રાણાજીની જય બોલાવતા એટલા આવેશથી મુસલમાનોપર તૂટી પડ્યા કે તેમની આગળ પાદશાહી લશ્કરથી ટકાયું નહિ. પાદશા-હ પંડે નાસી ગયો ને તેનું લશ્કર તારાજ થઇ ગયું. રજપૂતોએ તેમની પૂઠ પકડી ને હિસારનો કિલ્લો જીતી તેના ઉપર રાણા-જીનો વાવટો ચઢાવ્યો. આ પ્રમાણે સમરસિંહની હારને ઠેકાણે ફ-રીને મેવાડનો વાવટો ઊડતો જોઇ રજપૂતો અત્યાનંદમાં આવી ગયા. તે પછી કુંભોરાણો ચિતોડ આવવા નીકળ્યો.

આ લડાઈમાં માળવી લશ્કર એવું એકદિલીથી વરત્યું કે મહંમદશાહ ઉપર રાણોજી બહુ ખુશી થયા. આ વખતે મહંમદ-શાહને કેદ કર્યાને પૂરા છ માસ થયા હતા. રાણાજીએ વિચાર્યું કે મહંમદશાહ જેવા મૈત્રી ભાવથી ચાલનારને કેદી તરીકે રાખી તેનું રાજ્ય બીજાને ભોગવવા દેવું એ સારૂં નહિ; તેથી તેમણે મહંમદશાહને પોતાની ઈચ્છા જણાવી. રાણાજીએ દરબાર ભરીને મહંમદશાહને સરપાવ આપ્યો તથા લશ્કરને અને સરદારોને ઘટિત વિદાયગીરી આપી. એટલુંજ નહિ પણ મહંમદશાહ પાસે હતું તેટલા લશ્કરવડે માળવાની ગાદી પાછી મેળવવી મુશ્કેલ હોવાથી રાણાજીએ લશ્કરની યોગ્ય મદદ પણ આપી. રાણાજીની આવી ઉદારતા તથા પોતાના પ્રત્યે પ્રીતિ જોઈ મહંમદશાહે મરતા સુધી રાણાજી સાથે મૈત્રી રાખવાને કુરાનના સોગન ખાધા. રા-ણાજીની આવી હેતાળ વર્ત્તણુંકથી મહંમદશાહ તો શું પણ તેના મુસલમાન સરદારો ને લશ્કર પણ રાણાજી ઉપર ફીદા ફીદા થઈ

ગયા, ને થાય તેમાં નવાઈ પણ શી ? તે વખતના રજપૂતોની ને મુસલમાનોની ખાસિયતમાં મોટો તફાવત હતો. જ્યારે મુસલમાનો દુશ્મનને મારવામાં, તાબે થએલાને પણ મારીને જૂલમથી વટાળવામાં, કે ક્રૂરતા કરવામાં ખુશી થતા, ત્યારે બહાદુર પણ ઉદાર રજપૂતો શરણે આવેલાને મારતા નહિ, એટલુંજ નહિ પણ ઉલટા તેના ઉપર ઉદારતા બતાવતા. નિર્બળ, હથીઆર રહિત, ને શરણે આવેલાના ઉપર હાથ ઉગામવા જેવું હીચકારાપણું રજપૂતો બીજા કશામાં સમજતા નહિ. મહંમદશાહને દંડ લેઈ છોડવાને બદલે રાણાજીએ ઉલટો તેને સરપાવ આપ્યો ને લશ્કરની મદદ કરી વિદાય કર્યો, એ તે વખતના મુસલમાનોના જાતિ સ્વભાવથીજ ઉલટું હતું. એટલું છતાં મારે કહેવું જોઈએ કે માળવાનો મહંમદશાહ પણ રાણાજીની એ ઉદારતાને બિલકુલ યોગ્ય હતો. તેનું ને તેના સરદારો ને લશ્કરનું દિલ કુંભા રાણાની આ અણધારી અણહદ ઉદારતાથી ભેદાઇ ગયું, ને છેવટ સુધી તેઓ તેની સાથે નેકીથી ચાલ્યા. ઉદારતાથી ચાલ્યાનો બદલો હમેશા ઉદારતાથીજ વળેછે.

આ બે જીત મેળવ્યાથી કુંભારાણાને કાંઇ જંપવા વારો આવ્યો નહિ. નાગોરનો મુસલમાન સૂબો ગૂજરાતના પાદશાહની મદદથી મેવાડ સાથે લડાઈ કરવાને તૈયાર થયો. હિસારના કિલ્લા ઉપર રાણાજીનો વાવટો ફરકતો જોઈ તેની આંખમાં તસીઆ આવ્યા. ગૂજરાતના પાદશાહને પણ પોતાની હાર થવાથી તથા ભુંડી રીતે ભાગવું પડ્યું હતું તેથી લાગેલું કલંક ધોઇ નાંખવાની આશાથી તે પોતાના સગા નાગોરના સૂબાની વહારે આવવાને તૈયાર થયો. એ રીતે નાગોર ને ગૂજરાતનાં લશ્કર મળીને મેવાડ જીતવાની આશા રાખવા લાગ્યાં. આ વાત સાંભળી કુંભારાણાએ ફરીને મુસલમાનોપર ચડવાની તૈયારી કરી; અને બધું લશ્કર જમાવ થયું કે તેમને પોતાની સાથે નાગોર ઉપર ચડી જવાનો હુકમ કર્યો. રસ્તે જતાં દક્ષિણ તરફથી ગૂજરાતનું લશ્કર નાગો-

રની મદદે જતું જણાયું. રાણાજીએ ધાર્યું કે બંને મુસલમાની લશ્કર એકઠાં થયા પછી—મુસલમાનો વધારે મજબૂત થયા પછી લડવું, તે કરતાં બંને લશ્કરને છૂટક છૂટક હરાવવાં એ બહુ સહેલું પડશે. માટે તેમણે ગૂજરાતના લશ્કરનો નાગોર જવાનો રસ્તો રોકી પડાવ નાંખ્યો, ને એ લશ્કરને આવવાની રાહ જોવા લાગ્યા. આગળ ઉપર મારવાડના જશવંતસિંહે ઔરંગજેબ સાથે ક્ષીપ્રા નદી ઉપર લડાઇ કરી તે વખતે તેણે જાણી જોઈને ગૂજરાતના મુરાદને પોતાના લશ્કર સાથે ઔરંગજેબને મળી જવા દેઈ બંને બળવાન થયા પછી બંનેને સામટા હરાવવાના લોભમાં ઉલટો તે હાર્યો ને પોતાની ને પોતે જેના પક્ષમાં રહી લડ્યો તેની ખરાબી કરી. તેવી ભૂલ આ વખતે દીર્ઘદૃષ્ટિ વાપરી કુંભારાણાએ કરી નહિ, તેથી પરિણામ સારૂં થયું. તેમની ધારણા સફળ થઈ. થોડા દિવસમાં ગૂજરાતના પાદશાહનું બળવાન લશ્કર રાણાની છાવણી નજીક આવી પહોંચ્યું. એ લશ્કર પોતાની થયેલી હારનું સાટું વાળવાની ઉલટમાં જોરભેર આવ્યું હતું. પરંતુ તેમને માલમ નહોતું કે આપણને નાગોર પહોંચતા પહેલાં રસ્તામાંજ રાણા સાથે લડવું પડશે. પણ રાણાજીની અગમચેતી ને દીર્ઘદૃષ્ટિથી તેઓ નાગોર જવા પામ્યાજ નહિ. રજપૂતોનું લશ્કર પોતાનો જવાનો માર્ગ રોકીને પડેલું હોવાથી તેને વટાવીને જવાય તેમ નહોતું. તેમ તેમની ચંચળ દૃષ્ટિ ચૂકાવીને આડફેટો રસ્તો પણ લેવાય તેમ નહોતું. મુસલમાનો પણ બહાદુર લડવાઈઆ ને જીતવાની પૂરી આશામાં હતા. તેથી તેમણે તેજ જગાએ રજપૂતો સાથે લડવાનો નિશ્ચય કર્યો. બંને લશ્કરો વચ્ચે ભારે જંગ મચ્યો. પણ તેમાં છેવટે મુસલમાનો હાર્યા ને તેમને નાસીને પાછું આવવું પડ્યું.

ગૂજરાતનું લશ્કર હારીને પાછું ગયાની ખબર નાગોર પહોંચી કે નાગોરનો સૂબો નરમ પડ્યો. તેણે રાણાજીની માફી માગી. તે તેમણે ઉદાર દિલથી આપી. પણ તે માફી જેણે માત્ર

નામની માગી હતી. તેને તૈયારી કરવાને થોડો વધારે વખત જોઇતો હતો. રાણાજી તો નિશ્ચિંતપણે પાછા કોમલમેર આવ્યા.

ગૂજરાતનું લશ્કર હારીને ગયું તે ગૂજરાતના કુતબશાહ પાદશાહથી ખમાયું નહિ. હિંદુથી મુસલમાન હારે તે કેમ ખમાય? તેથી પ્રથમ કરતાં વધારે બળવાન સેના જમાવી આ વખત તેણે જાતે નાગોરની મદદે જવાનો નિશ્ચય કર્યો. કુતુબશાહ પોતાની સેના લેઇ આગળ ચાલ્યો, ને સિરોહી જઇને ત્યાંના રાજાને હરાવી કોમલમેર ગયો. પણ રાણાજીએ બહાદુરીથી મુસલમાનો ઉપર હુમલો કરી તેમને હરાવી તેમનું લશ્કર નસાડી મૂક્યું. કુતુબશાહ પંડે પણ નાશી છૂટ્યો. આ વખતે કુંભારાણાએ મુસલમાનોનું સમૂળું બળ તોડવાનો ઠરાવ કર્યો. આ પ્રમાણે મુસલમાનોથી વારંવાર હેરાન થવા કરતાં તેમનો એવો સજ્જડ નાશ કરવો કે ફરીને તેઓ માથું ઊંચું કરી શકે નહિ, એ વિચારથી તેમણે પોતાનું સઘળું બળ એકઠું કરીને ચિતોડ, કોમલમેર, ને બીજા ડુંગરી કિલ્લાઓના રક્ષણાર્થે સૈન્ય રાખી બાકીના લશ્કરના બે ભાગ પાડ્યા. એક ભાગને ગૂજરાતની હદ ઉપર ગૂજરાતી લશ્કરને રોકવા માટે રાખી, બીજો મોટો ભાગ પંડે લેઇને નાગોર ઉપર ચાલ્યા.

આણી તરફ ગૂજરાત તરફ ગએલા સૈન્ય ઉપર કુતુબશાહ ફરીને લશ્કર લેઈ ચઢી આવ્યો; ને આબુ ને સિરોહી જીતીને તથા ત્યાં મુસલમાની થાણાં બેસાડીને આગળ ચાલ્યો. રસ્તામાં તેમને મેવાડી લશ્કર મળ્યું. મુસલમાનો ને રજપૂતો સામસામા આવી પહોંચ્યા ને એક ખૂનખાર લડાઇ ચાલી. પણ મુસલમાનોનું લશ્કર એટલું બધું હતું કે રજપૂતોની થોડી સંખ્યા તેમને શેહેમાં રાખી શકી નહિ. રજપૂતોએ ઘણોએ શ્રમ કર્યો પણ એકનો ઉપાય બે, ત્યાં આ તો ચારથીએ વધારે હતા. ત્યાં તેમનું શું ચાલે? રજપૂતો જેમ જેમ મુસલમાનોને કાપતા જાય તેમ તેમ તેમનૂં જગા બીજાઓથી પૂરાતી, પણ કપાયલા રજપૂતોની

જગા પૂરવાને બીજા ક્યાંથી લાવે? તેથી છેવટે તેમને પાછા હ-ઠી પાસેના ડુંગરામાં ભરાઇ જવું પડ્યું. આ જીતથી મુસલમાનો વધારે જોસપર આવ્યા. રાણાના લશ્કર ઉપર આ તેમની પહેલીજ ફતેહ હતી. જો કે તે તેમને ઘણી મોંઘી પડી હતી, તોપણ ધારેલી જીત મળ્યાથી તેમને વધારે પાણી ચડ્યું. તેઓ જીતના મદમાં ડુંગરામાં ભરાયલા રજપૂતોની પૂઠે પડ્યા. તેમનું ચાલે તો આખો ડુંગર ઊખેડી નાંખે, એવી હોંસમાં તેઓ ડુંગરાને ઘેરી વળ્યા. રજપૂતો ઘેરાયલા તોપણ સિંહ હતા. તેઓ કાંઇ બકરાં નહોતાં કે કસાઈઓથી રેંસાયાં જાય. તેથી મુસલમાનો ડુંગરાની ચારે બાજૂ ઘેરી લેઇ સાવચેતીથી પડયા. પણ ઘેરાયલા સિંહ કાંઇ ઘૂઘવાટો કરવામાંથી જાય! તેઓ ફરીને મુસલમાનોપર ઓચિંતા તૂટી પડ્યા. પણ મુસલમાનો કાંઈ અસાવધ નહોતા, તેઓ તેમને ભેટવાને તૈયાર હતા. એટલે તેમને ફરીને બીજીવાર ડુંગરામાં ભરાઇ જવું પડ્યું.

આ તરફ પ્રથમની હારની રાણાજીએ ખબર સાંભળી કે તેમણે નાગોર જીતવાની ઉતાવળ કરી. એકદમ હલ્લો કરી નાગોર જીતી લીધું. તથા જીતની નિશાની દાખલ ત્યાંના મુસલમાન સૂબા પાસેથી ખંડણી લેઇને તથા નાગોરનો એક દરવાજો તોડાવી તે દરવાજો, ને ત્યાંના હનુમાનની મૂર્ત્તિ, એટલું લેઇને રાણાજી પાછા ગૂજરાતના મુસલમાની લશ્કર ઉપર જવાને નીકળ્યા. રસ્તામાં આવતાં રજપૂતો બીજીવાર હારીને ઘેરાઈ પડ્યાની ખબર સાંભળી. તેથી રાણાજી કુચ મુકામ કરતા જલદીથી આવી પહોંચ્યા. રાણાજી ઘેરાયલા લશ્કરની વહારે આવ્યાની મુસલમાનોને ખબર પડી કે તેમના હાંજા નરમ પડી ગયા. નાગોર જીતાયાની ખબરથી કુતુબશાહ પણ હિમ્મત હારી ઉદાશ થયો. રજપૂત લશ્કર જીતના મદમાં આવેછે, એ સમાચારથી ઘેરાયલા સિંહો ઘૂઘવાટો કરતા જાગી ઊઠ્યા, અને કેશરિયાં કરી મુસલમાનોપર જંપલાવવા તૈયાર થયા. પણ હવે મુસલમાનોની હિમ્મત ટકે તે-

મ નહોતું. ડુંગરાની ખીણોમાં ઘેરાઈ જવાની તેમને દેહેશત લાગી. તેથી કુતુબશાહે પોતાનો મુકામ ઊઠાવી રાણાજી સાથે હાથ મેળવવાની આશા નહિ રાખતાં રતોવાઇ ગૂજરાત ભણી રસ્તો લીધો, અને સલામતીથી અમદાવાદ આવી પહોંચ્યો. મુસલમાની લશ્કરે રાત લીધાની ખબર પડી કે રજપૂતોએ ડુંગરામાંથી બહાર આવી તેમની પૂઠ પકડી. પણ મુસલમાનો તે પહેલાં પોબારાં ગણી જવાથી તેઓ પાછા રાણાજીને આવી મળ્યા. આ પ્રમાણે સર્વ સ્થળે જીત મેળવી રાણાજી પાછા ચિતોડ પધાર્યા. ઇ. સ. ૧૪૫૯.

કુંભારાણાએ ૫૦ વરસ રાજ્ય કર્યું, તેટલા વખતમાં મુસલમાનો સાથે આ મોટી લડાઈઓ થઈ. રાજ્યનો બંદોબસ્ત થયા પછી તેને રજપૂત રાજ્યો સાથે સલાહસંપ રહ્યો. મુસલમાનો સાથેની સઘળી લડાઇઓમાં તેમણે એને મદદ કરી હતી. માત્ર મંડોરના રાવ સાથે એને વેર થયું હતું. મંડોરના રાવના કુંવરનો વિવાહ સાદરીના ઝાલા રાજાની કુંવરી વેરે થયો હતો. તે કુંવરીનું કુંભોરાણો હરણ કરી લાવ્યાથી એ વેર ઉત્પન્ન થયું હતું. એ વેર વાળવાને રાવે ઘણાંએ ફાંફાં માર્યાં, ઝાલી રાણીને ચોરી જવાને તેનાથી થયા તેટલા ઉપાયો કર્યા, પણ તે સઘળા કુંભારાણાની હોંશિયારી આગળ નિષ્ફળ ગયા.

કુંભારાણાએ ગૂજરાત ને માળવાના પાદશાહોને હરાવ્યા, તેની નિશાની દાખલ તેણે માળવાના રાજાનો મૂગટ રાખ્યો હતો. તથા નાગોર જીત્યાની નિશાની દાખલ દરવાજો ને હનુમાનની મૂર્ત્તિ લાવીને કોમલમેરમાં મૂક્યાં હતાં. એ પ્રમાણે કુંભારાણાએ જીતની નિશાનીઓ આણી હતી. તોપણ માળવાની જીતની સૌથી મોટી નિશાની તો હજુ સુધી હયાત છે. એ મોટી નિશાની એનો ચિતોડમાં બંધાવેલો કીર્ત્તિ કે વિજયસ્તંભ છે. એ વિજયસ્તંભ એ લડાઇ થયા પછી અગીઆર વરસે બંધાવા માંડ્યો ને તે પછી દશ વરસે પૂરો થયો. તેને બંધાવ્યાને ચારસેં કરતાં વ-

ધારે વરસ થઇ ગયાં તોપણ હજુ તે મેવાડની મુસલમાનોપરની જીતના સ્મર્ણાર્થે ઊભોછે. પ્રભુ એ સ્તંભ બનાવનારની કીર્ત્તિની એ યાદદાસ્ત લાંબી મુદ્દત સુધી કાયમ રાખે.

કુંભોરાણો મેરતીઆના રાઠોડની કુંવરી મીરાંબાઇ વેરે પરણ્યો હતો. મીરાંબાઈ ભક્તાણી તરીકે ગૂજરાતમાં પણ પ્રખ્યાત છે. મીરાંબાઈ કવિ હતી ને બહુ ખૂબસુરત હતી. મેવાડના બહાદુર ને પ્રખ્યાત રાણા કુંભા સાથે પરણી છતાં તેની સંસાર ઉપરથી આસ્થા ઊઠી ગઈ. તે દ્વારકાં જાત્રાએ ગઇ ત્યારથી સાધવી થઈ ગઇ. એ ભક્ત કવિને મારવાને માટે ઝેરનો પ્યાલો આપ્યો, તે પી ગઈ તોપણ તેને તેની કાંઈ અસર થઈ નહિ એમ કહેછે. કુંભોરાણો પંડે પણ કવિ હતો. પરંતુ રાણો મીરાંબાઇ પાસેથી કે મીરાં રાણા પાસેથી કાવ્ય કરતાં શીખી તે માલમ પડતું નથી. મીરાંબાઇની ગૂજરાતી કવિતા તો હજુપણ ગૂજરાતનાં બૈરાંમાં ઘણી ગવાયછે.

લડાઇનો વખત બાદ કરતાં બાકીના શાંતિના વખતમાં રાણા સાહેબ નિશ્ચિંત બેસી રહેતા નહિ. એવી શાંતિનો વખત કુંભારાણાને ઘણો મળ્યો જણાયછે. કેમકે તેનાં બંધાવેલાં મકાનો, દેવળો, કિલ્લા ને કીર્ત્તિસ્તંભ ઉપરથી જણાય છે કે એટલું બધું બંધાવવાને જે ખર્ચ જોઇએ તેનો શાંતિના વખત વગર સંગ્રહ થઇ શકે નહિ. શાંતિના વખતમાં રાજ્યની ઊપજ એટલી થતી કે લડાઈના વખતમાં પડેલી ખોટ વળી જઇને ખજાનો તર થતો. એ ખજાનો રાણોજી મકાનો, કિલ્લા, દેવળો ને બીજાં લોકોપયોગી મકાન બંધાવવામાં ખર્ચતા. કુંભારાણાએ લડાઈમાં બહાદુરી મેળવી જેવું નામ કર્યુંછે, તેવુંજ તેણે કિલ્લા ને મકાનો બંધાવીને અમર નામ રાખ્યુંછે.

મેવાડના રક્ષણાર્થે બાંધેલા ૮૪ કિલ્લામાંના ૩૨ કિલ્લા રાણાકુંભાએ બંધાવ્યા છે. મજબૂતીમાં ચિતોડથી ઉતરતો કુંભોમેર અથવા કોમલમેર છે. એ કુંભાના નામ ઉપરથી પડયો છે. એ કિલ્લો ઘણો મજબૂત છે, અને તે દેશી લશ્કરને માટે જીતવાને

અશક્ય છે. જ્યારે કુંભારાણાએ નાગોર જીત્યું ત્યારે ત્યાંનો દરવાજો અને હનુમાનની મૂર્તિ આણીને એ કિલ્લાને એક દરવાજે મૂકી. તે ઉપરથી એ હનુમાન દરવાજો કહેવાયછે. વળી આબુ ઉપર એ રાણાએ એક દેરૂં બંધાવ્યું છે, તે પરમારોના અસલી કિલ્લાની અંદર છે. ત્યાં એ પોતે કેટલીકવાર રહેતો હતો. તેમાં દારૂખાનાની જગા અને ભય બતાવનાર મિનારો કુંભારાણાના નામથી હાલ પણ પ્રખ્યાત છે. ત્યાં એક જંગલી દેરાની અંદર કુંભાની અને તેના પિતાની જસતની મૂર્તિઓ હજુ પૂજાય છે. આબુપરનાં કુંભારીઆનાં દેરાં ને કુંભારીઆ ગામ એ કુંભાના નામની યાદગીરીની નિશાનીઓ છે. જો કે સેંકડો વરસ થયાં આ જગા ઉપરથી મેવાડપતિઓની સત્તા નીકળી ગઈછે, તોપણ તે વખતની નિશાનીઓ તેમની સત્તાની આબેહુબ યાદદાસ્ત આપે છે. એના રાજ્યની પશ્ચિમ હદ અને આબુના રસ્તાની ઉપર કુંભારાણાએ બચાવનાં મજબૂત બાંધકામ કર્યાં, તથા શીરોનાળા અને દેવગઢના, અને અરવલીના મેર લોકોના હુમલાથી બચાવ કરવા માટે શીરોહીની નજીક વસંતિ અને માચિનના કિલ્લા બાંધ્યા. ભૂમીઆઓને તથા ઝારોળ ને પનોરાના ભીલોને શેહેમાં રાખવાને આહોર અને બીજા કિલ્લા સમરાવ્યા, તથા મારવાડ ને મેવાડની હદ નક્કી કરી.

ઉપર લખેલા એની અક્કલના નમૂના સિવાય એણે ધર્મનાં બે ક્ષેત્ર બંધાવેલાં હાલ પણ હયાત છે. તેમાંનું એક કુંભોશામ તે આબુ ઉપર છે. અને બીજું મકાન જે આખી દુનિઆનાં મોટાં મકાનોમાંનું એક છે, તે રીષભદેવનું છે; તે મેવાડના પશ્ચિમ ધાટના ઢળતા પ્રદેશમાં સાદરીની ખીણમાં બાંધેલું છે. તેની પાછળ એક કરોડ કરતાં વધારે રૂપિઆ ખર્ચ થએલા કહેવાય છે, ને તેમાં કુંભાએ આઠ લાખ રૂપિઆ આપેલાછે. એ દેવળ એવી જગાએ બાંધેલુંછે કે ધર્મના ઝનુની લોકોના ગુસ્સામાંથી તે નાશ થતું બચી ગયુંછે. પરંતુ હાલ તો એમાં જંગલી પશુઓ આ-

શરો લેછે. વળી કુંભારાણાએ ગીતગોવિંદ ઉપર ટીકા રચીછે, પણ તે હાલ ત્યાંના રાણાઓ પાસે છે કે નહિ, તે માલૂમ નહિ પડવાથી તે વિષે કાંઈ અભિપ્રાય આપી શકાય નહિ.

કુંભાએ ૫૦ વરસ રાજ્ય કર્યું, મેવાડીઓના દુશ્મનો ઉપર જીત મેળવી, એના મૂલકને મજબૂત કિલ્લા બાંધી બચાવવાળો કર્યો, દેવળો વડે મેવાડ દેશ શણગાર્યો, અને પોતાના દેશની કીર્ત્તિની સાથે પોતાની કીર્ત્તિ પણ અમર કરી. જ્યારે સઘળા લોકોને આનંદ ઉત્સવનું વર્ષ ગૂજરતું જોઈએ, ત્યારે એક ઘાતકી કામથી તે વર્ષને શિહા રંગનું કરી નાંખ્યું અને મેવાડના ઇતિહાસમાં એક કાળો ડાઘ બેસાડ્યો. એની જીંદગી જે કુદરત બંધ કરવાની તૈયારીમાં હતી તેનો તેના દીકરાએ ઝેર દઇ અંત આણ્યો. ઇ. સ. ૧૪૬૯.

એ મારનાર કુંભાનો દીકરો ઉદયસિંગ હતો. પણ મેવાડની વંશાવળીમાં એનું નામ લખ્યુંજ નથી. માત્ર હત્યારોજ લખ્યું છે. એ કેટલી નામોશી છે? એ પાંચ વરસ ગાદી ઉપર રહ્યો એટલામાં તો લાખો જાન આપી મેળવેલી આબરૂ મેવાડે અર્ધી ગુમાવી. એણે આબુના દેવરા રાજાને સ્વતંત્ર કર્યો. જોધપુરના જોધાને[1] સાંભર, અજમેર, ને તેની આસપાસનો કેટલોક મૂલક આપ્યો. પણ તેથી એનું કાંઇ વળ્યું નહિ. એનો મોટો ભાઈ રાયમલ જે ઈડરમાં કેદ હતો, તેણે આવીને મેવાડનું રાજ્ય જીતી લીધું, તેથી ઉદેસિંગ નાસીને દિલ્લીના પાદશાહને આશરે ગયો, ને પોતાની દીકરી આપવાની સરતે તેની પાસેથી મદદ માગી. પણ એ કબૂલાત કરીને બહાર નીકળતાંજ એના ઉપર વીજળી પડવાથી તે મરણ પામ્યો. એ રીતે એ હત્યારાનો અંત આવ્યો, ને જે આબરૂ સાચવવાને મેવાડે લાખો જાન આપ્યા હતા, અને હજુ લાખોનો ભોગ આપવાની છે, તે આબરૂ (મુસલમાનને દીકરી નહિ દેવાની) સચવાઈ, ને બાપારાવળની ગાદી નિષ્કલંક રહી.

---

૧ મંડોરના રાવ જોધાએ જોધપુર વસાવી ઇ. સ ૧૪૫૯માં ગાદી કરી ત્યારથી રાઠોડનું રાજ જોધપુરમાં થયું.

# પ્રકરણ ૭ મું.

## રાયમલ.

### ઈ. સ. ૧૪૭૪થી ઇ. સ. ૧૫૦૯સુધી.

કુંભાનો વડો પુત્ર રાયમલ ઈ. સ. ૧૪૭૪માં ગાદીએ બેઠો. દિલ્લીનો પાદશાહ, ઉદયસિંગ હત્યારાના બે પુત્ર શેષમલ ને સૂરજમલને લેઈને મેવાડ જીતવાને આવ્યો, ને નાથદ્વાર આગળ પડાવ નાંખ્યો. પણ રાયમલને તેના સઘળા પટાવતોએ મદદ કરી. હત્યારાનાં છોકરાના પક્ષમાં ચિતોડનો કોઇપણ સરદાર આવ્યો નહિ. તેથી રાયમલ ૫૮૦૦૦ સ્વાર ને ૧૧૦૦૦ પાયદળ લેઇ ધાસા આગળ પાદશાહ સામો લડવાને આવ્યો, અને બહાદુરીથી લડાઇ કરી પાદશાહી લશ્કરને હરાવ્યું. એ રાણાએ એના બાપદાદા જેવાં પરાક્રમ કરી કીર્ત્તિ મેળવી. માળવાનો ગ્યાસુદ્દીન પાદશાહ એના વખતમાં મેવાડ ઉપર કેટલીકવાર ચડી આવ્યો હતો. પણ તે બધી લડાઈમાં રાણાએ તેને હરાવીને પાછો કહાડયો હતો. એના બે ભત્રિજા શેષમલ ને સૂરજમલ (હત્યારાના દીકરા) પાછળથી પસ્તાઇને એની માફ્ માગી એને શરણે આવ્યા હતા. તેમણે નીમકહલાલીથી ને એક નિષ્ઠાથી રાણાની સાથે વરતી મુસલમાનો સાથે લડવામાં સારી મદદ કરી.

રાયમલને ૩ દીકરા હતા. ૧ બાબર સામો લડનાર સંગ. ૨ પૃથુરાજ, એ ઉત્પાતીઓ હતો. ૩જો જેમલ. પૃથુરાજ ને સંગ વચ્ચે અણબનાવ ચાલતો હતો, તે જો નહિ હોત તો રાયમલનું રાજ્ય હમીર, લાખો કે કુંભારાણાના જેવું પ્રખ્યાત થાત. સંગ ને પૃથુરાજ ઝાલીરાણીના દીકરા હતા, ને જેમલ બીજી રાણીનો હતો.

પૃથુરાજ એ દિલ્લીના ચોહાણ રાજા પૃથુરાજના જેવોજ બહાદુર હતો. તે એનાં આગળ વર્ણવેલાં કામો ઉપરથી જણાશે. પૃથુરાજના નામથી આજે પણ સીસોડીઆ ખુશી થાયછે.

ગાદીનો વારસ સંગ તેનાથી જુદા સ્વભાવનો હતો. તે પૃથુરાજ જેવોજ બહાદુર હતો પણ તે એના જેવો ઉતાવળીઓ નહોતો, પરંતુ બહુ વિચારવંત હતો, પૃથુરાજ હમેશા લડાઇને માટે આતુર રહેતો અને ઘણીવાર કહેતો કે મેવાડનું રાજ્ય કરવાનું વિધાતાએ મારા નસીબમાં સરજેલું છે. આટલું છતાં પણ સંગ મોટો હોવાથી ગાદીનો વારસ સંગ હતો. તેથી સંગને અને પૃથુરાજને અણબનાવ ચાલતો હતો. એક દિવસે એ ત્રણ ભાઇઓ ને તેમના કાકાનો દીકરો સૂરજમલ ગાદીના દાવા વિષે વાદ વિવાદ કરતા હતા, ત્યારે માંહોમાંહેનો કજીઓ પતાવવાને માટે મોટા મનથી સંગે કહ્યું કે "અગર જો મેવાડનાં દશ હજાર ગામોનો વારસ હું છું, તોપણ આપણો ટંટો પતાવવાની ખાતર કહુંછું કે [1]નાહર શિખરપરની ચારણી માતા જેને રાજ્ય મળવાનું કહે તેને રાજ્ય મળવા માટે હું મારો હક્ક છોડી દેઉંછું. સંગે આ પ્રમાણે કહેવાથી ચારે જણા ત્યાં ગયા. પૃથુરાજ ને જેમલ પ્રથમ દાખલ થયા, તે બીછાનાપર બેઠા. સંગ પાછળથી આવ્યો તે વાઘચર્મ ઉપર બેઠો. સૂરજમલ પણ વાઘચર્મ ઉપર એક ઘુંટણ માંડી બેઠો. પૃથુરાજે ત્યાં આવવાનું કારણ માતાને કહ્યું, ત્યારે તે માતાએ વાઘચર્મ ઉપર બેઠેલા સંગ તરફ આંગળી કરીને કહ્યું કે વાઘચર્મ એજ રાજ્યગાદીની નિશાની છે. માટે એ આખું રાજ્ય, અને સૂરજમલ ઘુંટણ રાખી બેઠો છે માટે તે રાજ્યનો થોડો ભાગ ભોગવશે. આ સાંભળી પૃથુરાજે પોતાની તરવાર ખેંચી, અને કદાપિ ચારણી દેવીનું ભવિષ્ય ત્યાંજ ખોટું પાડ્યું હોત, પણ પૃથુરાજે સંગપર ઉગામેલો ઘા સૂરજમલે વચ્ચે પડી પોતાની ઉપર લીધો. ચારણી માતા પણ પૃથુરાજના ગુસ્સામાંથી બચવાને નાસી ગઈ. સૂરજમલ ને પૃથુરાજ બંને જણા ઘણા જખમો લાગવાથી થાકી ગયા. સંગને ત્યાં આગળ પાંચ જખમો થયા

---

૧ નાહર શિખરપર ચારણોની એક માતા હતી. તેનો પૂજારી ચારણ હતો, તે માતાના બોલમાં માતાના હુકમ આપતો હતો.

ને એક તીર આંખમાં વાગ્યું. એથી તે જન્મ સુધીનો કાણો થયો.

સંગ ત્યાંથી નાસીને ચતુર્ભુજની જાત્રા કરી સેવંતી થઈ બીડા ઉદાવતને ત્યાં આશરો લેઈ રહ્યો. ત્યાંથી હથીઆર ભીડી સજ થઇ ઘોડા ઉપર બેસવાનું કરતો હતો, તેવામાં જેમલ જે સંગની પાછળ પડેલો હતો તે આવી પહોંચ્યો. ઉદાવતે પોતાને શરણે આવેલાનું રક્ષણ કરવામાં પોતાનો પ્રાણ આપ્યો. એ દર્મિયાનમાં સંગ નાસી ગયો.

પૃથુરાજ પોતાના થએલા જખમોમાંથી સાજો થયો. એટલે પોતાના કીનાખોર ભાઈને હાથ પકડાઈ ન જવાય માટે સંગને ઘણી તરેહથી સંતાઈ રહેવું પડયું. જે આગળ જતાં તૈમુરના વંશ સામો લાખ માણસો લાવીને લડયો, તેને આ વખતે ભરવાડના ટોળામાં સંતાઈ રહેવાની જરૂર પડી. એ ગામડીઆનાં ઢોર ચારતાં ને સાચવતાં ન આવડયાથી તેને ત્યાંથી પણ કહાડી મૂકયો, અને ઇંગ્લાંડમાં થએલા મોટા આલફ્રેડની માફક એક વખત આપણા સંગને પણ રોટલી સેકવા બેસાડયો હતો; ત્યાં રોટલી સેકવા કરતાં તે ખાવાને વધારે ઇંતેજાર જણાયાથી તેના ધણીએ તેને બહુ ઠપકો દીધો હતો. આ સ્થિતિમાં કેટલાક વિશ્વાસુ રજપૂતોએ એને દીઠો. તેમણે તેને હથીઆર અને ઘોડો આપ્યો, ને તે બધા અજમેરની પાસેના શ્રીનગરના પરમાર રાજા કરમસિંગને ત્યાં નોકર રહ્યા. એક દિવસ ફરતાં ફરતાં સંગ એક વડના ઝાડની નીચે ઉતર્યો, અને પોતાની કટારી ઉશીકા નીચે મૂકી આરામ લેવાને સૂતો. તે વખતે તેના બે વિશ્વાસુ રજપૂત બાળીયો અને જેમુસીંદીલ એમણે શીરામણ તૈયાર કર્યું. તેમના ઘોડા ત્યાં આગળ ચરતા હતા, એવામાં વડમાંથી સૂરજનાં કીરણ સંગ ઉપર પડતાં એક નાગ નજરે પડયો. એ નાગ ટાઢને લીધે ગુંછળું વળી પડેલો હતો, તે સૂરજની ગરમીથી છૂટો પડયો; અને પોતાની ફેણ કહાડી સંગના માથા ઉપર ડોલવા લાગ્યો. તે વખતે તે રસ્તે થઈને એક ભરવાડ જતો હતો

તેણે આ બનાવ જોયાથી ધાર્યું કે આ કોઈ છત્રપતિ છે. એટલામાં સંગ જાગી ઊઠ્યો, તેને તેણે સલામ કરી. એ ભરવાડે પોતાના ગામમાં જઇ પરમાર રાજા કરમસિંગને ખબર કરી કે આ તારે ત્યાં જે નોકર રહ્યાછે તે કોઇ જેવા તેવા નથી. એતો કોઇ છત્રપતિ છે. આ વાત જાણી એ રાજાએ પોતાની દીકરી સંગ વેરે પરણાવી, તથા એનો કીનાખોર ભાઇ પૃથુરાજ મરાયા પછી એને મેવાડની ગાદીએ બેસવા બોલાવ્યો ત્યાંસુધી પોતાને ત્યાં રાખ્યો.

ત્રણે ભાઈઓની માંહોમાંહેની લડાઈની વાત જ્યારે રાણા રાયમલે સાંભળી, ત્યારે તેણે પૃથુરાજને દેશવટો દીધો, ને કહ્યું કે જા તું તારી બહાદુરી ઉપર પરદેશમાં ગુજરાન ચલાવ. આ સાંભળી પૃથુરાજ માત્ર પાંચ સવાર લેઈ ગોદવાડમાં જવાને નીકળ્યો. આ વખતે મેવાડની પશ્ચિમના જંગલી ને અરવલીના પહાડી લોકો નાંદોલ (ગોદવાડનું મુખ્ય શહેર)ના લશ્કરની દરકાર રાખ્યા વગર મેદાનના મૂલકમાં પણ લૂટફાટ ચલાવવા મંડ્યા હતા. પૃથુરાજ નાંદોલમાં રહ્યો. ત્યાં ખર્ચખૂટણ સારૂ પૈસાની જરૂર પડ્યાથી પોતાની વીંટી એક વેપારીને વેચાતી આપવા માંડી. એ વીંટી પૃથુરાજે એજ વેપારી પાસેથી વેચાતી લીધેલી હોવાને લીધે તેણે એને ઓળખ્યો. તેથી આ પ્રમાણે કરવાનું તેણે તેને કારણ પૂછ્યું. પૃથુરાજે સઘળી વાત માંડીને કહી. ગોદવાડમાં ચાલતું અંધેર બંધ કરી મૂલકનો સારો બંદોબસ્ત કરી પોતે સ્વતંત્રપણે રાજ્ય ચલાવી શકે એવી પોતાનામાં શક્તિ છે, એવી પોતાના પિતાને ખાતરી કરી આપવાનો એણે નિશ્ચય કર્યો હતો. પોતાનો એ ઠરાવ પણ તેણે પેલા વેપારીને જણાવી દીધો, તેથી એ વેપારી પણ પૃથુરાજ સાથે સામેલ થયો. મીણા લોકો એ પ્રાંતના અસલી રહેવાસીઓ હતા. તેમની પાસેથી રજપૂતોએ એ મૂલક જીતી લીધો હતો. એ મીણા જાતના એક રાવને પોતાનું વતન જીતી લેઇ સપાટ પ્રદેશના નાંદોલ ગામમાં પોતાની ગા-

દી કરી હતી. કેટલાક રજપૂતો પણ એને ત્યાં નોકર રહ્યા હતા. પેલા વેપારીનું નામ ઉજ્જો હતું. તેની સલાહથી આ મીણા રાવતને ત્યાં પૃથુરાજ અને તેના રજપૂતો નોકર રહ્યા. મીણા લોકોમાં શિકાર પૂજાનો એક તહેવાર આવેછે, તે તહેવાર ઉપર પોતાના સઘળા સરદારોને પોતપોતાને ઘેર જવાની રજા મળેછે. એ તહેવારને દિવસે બીજા સરદારોની સાથે પૃથુરાજ જલદીથી નીકળ્યો અને બહાર ઝાડીમાં સંતાઈ રહી બીજાઓ ગયા કેડે પોતાનાં માણસોને એ રાવતનું ગામ જીતી લેવાને મોકલ્યા. થોડીવારમાં મીણા રાવતને સવાર થઈ નાસી જતો જોઇ પૃથુરાજ તેની પાછળ પડ્યો, અને તેને પકડીને મારી તેનું માથું પોતાના ભાલામાં ખોસી એક ખાખરાના ઝાડ સાથે લટકાવ્યો. તે પછી ગામને આગ લગાડી. એ આગમાંથી બચવાને જે મીણા નાસી જતા હતા તેમને પકડી પકડીને મારી નાંખ્યા. મીણાઓનાં બીજાં ગામોનો પણ પૃથુરાજે એજ રીતે નાશ કર્યો, અને દેસુરી સિવાયનો આખો ગોદવાડ પ્રાંત પૃથુરાજને તાબે થયો. દેસુરીનો કિલ્લો મદ્રીચા ચોહાણનો હતો. ત્યાં સોઢા સોળંકી રાજ્ય કરતો હતો. અણહિલવાડ પાટણનો નાશ થયો ત્યારે આ સોળંકીઓ નાસી આવી આ પહાડી મૂલકમાં વસ્યા હતા. તેમના તાબામાં સોદગઢ હતું. આ સોળંકી મદ્રીચા ચોહાણની કન્યા વેરે પરણ્યો હતો. માટે તે પૃથુરાજની સામો થયો હોત પણ પૃથુરાજે દેસુરી અને તેની આસપાસનાં પ્રગણાંની સૂર્ય ચંદ્ર તપે ત્યાંસુધી તેને જાગીર આપી, તેથી તેપણ તેના પક્ષમાં આવ્યો.

પૃથુરાજે આ પ્રમાણે ગોદવાડમાં બંદોબસ્ત કર્યો. તેથી એના પિતાની એના ઉપર ફરીને મહેરબાની થઈ. વળી એજ વખતમાં એનો ભાઈ જેમલ મરાયાથી એનો ગુનો માફ કરી એને પાછો ચિતોડ બોલાવી લીધો. ઉજ્જાને અને સોળંકીને ગોદવાડનો કારભાર સોંપી પૃથુરાજ પાછો આવ્યો. જેમલ શી રીતે મરાયો, અને પૃથુરાજને પાછો બોલાવવો પડ્યો તેની હકીકત નીચે પ્રમાણે છે.

તે વખતે બેદનૂરમાં રાવ સુરતન કરીને રાજ્ય કરતો હતો. તે પણ અણુહિલવાડના સોળંકી રાજાનો વંશજ હતો. અલાઉદ્દીને ગૂજરાત જીત્યું ત્યારે સોળંકીઓ રાજસ્થાનમાં આવી વસ્યા. તેમના વંશનો રાવ સુરતન પણ હતો. સુરતનના બાપદાદાઓએ બનાસ નદી ઉપરનું ટાંકટોડા જીતીને ત્યાં રાજ્ય સ્થાપી આસપાસનો મૂલક જીતી લીધો હતો. મેવાડમાં રાયમલ રાણો રાજ્ય કરતો હતો, તેવામાં રાવ સુરતન પાસેથી લીલા નામના પઠાણે ટાંકટોડા જીતી લીધું. તેથી તે મેવાડની હદમાં અરવલીની તળેટીમાં બેદનૂરમાં રાજધાની કરીને રહ્યો. પણ પોતાનો ખોએલો મૂલક પાછો મેળવવાને રાવ સુરતને ઘણી મહેનત કરી. એ રાવને એક તારાબાઇ નામે કુંવરી હતી. તે બહુ બહાદુર ને ખૂબસુરત હતી. તેના બાપદાદા ગૂજરાતના રાજા હતા તે વખતની અને ટાંકટોડામાં તેના વડવાઓના પરાક્રમની વાતો સાંભળવાથી તથા પોતાનું રાજ પઠાણોએ જીતી લીધાથી તારાબાઇને ઘરમાં ભરાઈ રહેવું ગમ્યું નહિ. તેને પણ પરાક્રમ કરવાની હોંસ થઈ. તેથી લડાઇમાં ઘોડો કેમ ખેડવો, તથા દોડતે ઘોડે કેવી રીતે તીર મારવું તે એ શીખી; અને તેનો બાપ ટાંક જીતી લેવાને મહેનત કરતો હતો તેમાં સામેલ થઈ પોતાની બહાદુરી બતાવવા લાગી. પણ સુરતન ટાંક જીતી શક્યો નહિ. તારાબાઇની ખૂબસુરતીની અને પરાક્રમની વાતો ભાટચારણોએ આખા રાજસ્થાનમાં ફેલાવી દીધી. તે સાંભળી રાયમલના કુંવર જેમલે તારાબાઇ સાથે પરણવાનું માગું મોકલ્યું. સુરતને જેમલને કહાવ્યું કે મારૂં રાજ્ય પઠાણોએ લેઈ લીધુંછે તે પાછું જીતી આપો તો તારાબાઇ તમને પરણાવું. જેમલે તે સરત પાળવાની કબૂલ કરી. પણ પોતાની સરત પૂરી કરતા પહેલાં જેમલ તારાબાઈની મુલાકાત લેવાને ગયો. તેથી રાવને ક્રોધ ચડ્યાથી તેણે જેમલને મારી નાંખ્યો. ગમે તેવી પડતી સ્થિતિમાં પણ રજપૂતો પોતાની આબરૂને કેટલી વહાલી ગણેછે, તે રાવ સુરતનના દાખલાથી મા-

લમ પડેછે. પોતાનું રાજ્ય ગયું હતું, રાણાના આશ્રિત જેવો રહેતો હતો, વળી જેમલને તારાબાઈ પરણાવવાનું કબૂલ પણ કર્યું હતું, એટલું છતાં પરણાવતા પહેલાં ને સરત પાળતા પહેલાં તારાબાઇની મુલાકાત લે, તે પણ સુરતનને કારી લાગ્યું; ને તેથીજ ગુસ્સામાં રાણાની દુશ્મનાવટ થવાની દરકાર રાખ્યા વગર જેમલને મારી નાંખ્યો. જેમલ મરાયો ત્યારે ભાટ ચારણોએ કવિતા જોડી કહ્યું કે,

સોરઠો.

તારા તારા માટ, જો જેમલ મલ આવિયો;
તારા મળવા ઘાટ, કુંડળી તારો નાવિયો.

તે વખતે સંગ છૂપો ભટકતો હતો, અને પૃથુરાજ દેશવટે હતો, તેથી મેવાડની ગાદીનો વારસ માત્ર જેમલ હતો. તે મરાયાથી તેનું વેર લેવાને રાણાને ઉશ્કેરવામાં આવ્યો. ત્યારે રાણાએ પોતાનું કેવું મોટું દિલ જણાવ્યું! વેર લેવાનું કહેનારને તેણે કહ્યું કે "જેણે દીકરીના બાપની આબરૂ લેવા માંડી અને તે પણ તેની પડતીના વખતમાં, તેને જે શિક્ષા થઇછે તે યોગ્યજ થઇછે." ધન્યછે રાણાજી તમારા મોટા મનને અને લાગણીને ! રાયમલ રાણો એટલો મોટા મનનો હતો કે તેણે સુરતનને પોતાના દીકરાનું ખૂન માફ કર્યું એટલુંજ નહિ, પણ ઉલટો બેદનૂર મહાલ તેને જાગીરમાં આપ્યો. અને સંગનું ઠામ ઠેકાણું માલમ નહોવાથી પૃથુરાજને તેનો ગુનો માફ કરી મેવાડની ગાદીએ બેસવા માટે પાછો બોલાવ્યો.

જે સરતે જેમલ તારાબાઇ વેરે પરણવા તૈયાર થયો હતો, તે સરતે પરણવાને પૃથુરાજ પણ તૈયાર થયો. પૃથુરાજના પરાક્રમની અને કીર્ત્તિની વાતો પણ તે વખતે આખા રાજસ્થાનમાં પ્રસરી હતી. પૃથુરાજ નામજ રજપૂતાણીઓને મોહ પમાડનારૂં છે, ને વળી પૃથુરાજ ચોહાણ જેવાજ શૌર્યવાન ગુણો આ પૃથુરાજમાં પણ હોવાથી તારાબાઈ પણ તેના ઉપર મોહિત થઈ. તેણીએ તેના બાપની પરવાનગીથી પૃથુરાજને કહાવ્યું કે:—

**સોરઠો.**

"એક વચની પૃથુરાજ, કહે ટોડા જીતી આપશું;
તો તારા મહારાજ, પરણે વચન વિશ્વાસથી."

ટોડા જીતી આપવાનું વચન આપ્યાથી તારાબાઈ પૃથુરાજ વેરે પરણી. પછી પોતાનું વચન પાળવાને તાજીઆને દિવસે ટોડા જીતી લેવાનું પૃથુરાજે નક્કી ઠરાવ્યું. તે દિવસે પોતાના પાંચસેં બહાદુર રજપૂતો તથા પોતાનો એક વિશ્વાસુ મિત્ર લેઈ તે ટોડે જવાને નીકળ્યો. તારાબાઇ પણ તેની સાથે જવાને તૈયાર થઈ. તેણીએ કહ્યું કે "હું પણ તમારા સુખદુઃખની ભાગીએણ છું માટે મને સાથે લો. હું તમને વેઠ નહિ થઈ પડું; પણ મારાથી બનશે તેટલી હું તમને સહાય કરીશ. લીલા પઠાણને હું ઓળખું છું. મારા બાપની સાથે તેના સાગી હું પણ કોઈ કોઇવાર ગઈછું, ને હું તે જગાની માહિતગાર છું. વળી લીલા પઠાણ જેવા ધાડકીની સામા આટલા થોડા માણસ વડે જવાના જોખમમાં તમને એકલાને જવા દેઇ હું ઘેર રહેવાની નથી; માટે મને પણ સાથે લો." પૃથુરાજે તેના આગ્રહથી ને તેનો પ્રેમ જોઇ તેને સાથે લીધી. તેથી તારાબાઇ મરદનો પોશાક પહેરી ધનુષ ને ભાથો લેઈ ઘોડેસ્વાર થઈ તેની સાથે ચાલી. સઘળાં ટોડે આવી પહોંચ્યાં. લશ્કરને શહેર બહાર રાખી પૃથુરાજ, તારાબાઈ, ને તેનો મિત્ર, એ ત્રણ જણ શહેરમાં પેઠાં; ને રાજમહેલ આગળ ચોકમાં તાજીઆ ઊપાડવાની તૈયારી હતી તે વખતે બધા ટોળા ભેગાં એ ત્રણે ભળી ગયાં. લીલો પઠાણ પોશાક પહેરી તે વખતે ત્યાં આવતો હતો. તેણે પૂછ્યું કે આ અજાણ્યા પુરૂષો કોણ છે ? એટલામાં પૃથુરાજે તેને એક ભાલો માર્યો અને બહાદુર તારાબાઈએ તાકીને એક તીર માર્યાથી તે જમીન ઉપર પડયો. આથી સઘળા અફગાનો ભયભીત થઇ ગયા. તેઓ ફરીને સાવધ થાય એટલામાં તો ત્રણે જણ દરવાજે આવી પહોંચ્યાં. પણ દરવાજા વચ્ચે એક હાથી ઊભેલો હોવાથી તેમનો રસ્તો રોકાયો હતો. માટે તારાબાઇએ પોતાની

તરવારના એકજ ઝટકાથી હાથીની સુંઢ કાપી નાંખી, તેથી તે ત્યાંથી નાસી ગયો, ને ત્રણે જણ સલામત પોતાના લશ્કર ભેગાં થયાં.

પૃથુરાજ પોતાનું સૈન્ય લેઈ અફગાનો ઉપર તૂટી પડ્યો. આ અણધાર્યા બનાવથી અફગાનો નાસી ગયા. જેઓ નાઠા નહિ તે પૃથુરાજને હાથે કપાઇ મૂઆ. એ રીતે રાવ સુરતનને પોતાના વતનમાં તેણે ફરીને ગાદીએ બેસાડયો ને પોતાનું વચન પાળ્યું. લીલા પઠાણનો ભાઇ પોતાના ભાઇનું વેર લેવાને અને ટોડા જીતવાને આવ્યો. પણ તેની એ એજ વલે થઇ. તેથી અજમેરનો નવાબ મલ્લુખાન પૃથુરાજની સામે થવાને તૈયાર થયો. એ વાત સાંભળી પૃથુરાજે અજમેર આગળ નવાબની છાવણી ઉપર સૂર્યોદય થતામાં તો હલ્લો કરી મુસલમાનોને કાપી નાંખ્યા, ને અજમેરનો કિલ્લો જીતી લીધો. એથી રાજસ્થાનમાં પૃથુરાજની કીર્ત્તિ બહુ વધી, ને એના જેવાજ પરાક્રમ કરી કીર્ત્તિ મેળવવાને તરસ્યા એક હજાર રજપૂતો પૃથુરાજના વાવટા નીચે એકઠા થયા. તેમની તરવારો વીજળીની માફક ચમકવા લાગી, અને તેમનાથી પૃથ્વી ધ્રૂજવા લાગી. પરંતુ આ બહાદુર શૂરાઓ નિર્બળનેજ આશરો આપનારા હતા.

પૃથુરાજના પરાક્રમની ઘણી દંતકથાઓ રાજસ્થાનના ભાટચારણો કહેછે. એ વાતો ઉપરથી આપણી ખાતરી થાયછે કે એ એના એકનામી દિલ્લીના ચોહાણ રાજા પૃથુરાજ જેવોજ પરાક્રમી હતો. રજપૂતોના ડાયરામાં આજે પણ શ્રોતાઓને રાજી કરવાને એ પૃથુરાજની વાતો લલકારીને કહેવામાં આવેછે. એ વાતો એટલી તો રસિક છે કે તે સાંભળનારનાં રૂવાં ઊભાં કરે છે. તેથી તેમાંની એક બે આ ઠેકાણે ઉતારી લેઈએ તો તે વાંચનારને નકામી નહિ લાગે.

એક દિવસે પૃથુરાજ દરબારમાં બેઠેલો હતો તે વખતે માળવાના મુસલમાન પાદશાહનો એક દાસ ત્યાં આવેલો હતો. તેની સાથે રાયમલરાણો છૂટથી વાતે વળગ્યો. ચિતોડનો રાણો, માળવાના પાદશાહને છ માસ ચિતોડમાં કેદ રાખનાર કુંભા-

રાણાનો પુત્ર, આ પ્રમાણે માળવાના પાદશાહના સેવક સાથે છૂટથી વાત કરે એ પૃથુરાજને ઘણું નામોશી ભરેલું લાગ્યું. તેથી એણે રાણાજીને કહ્યું કે "દાસ સાથે આટલું છૂટથી બોલવું આપને છાજતું નથી." તેના ઉત્તરમાં રાણે કહ્યું કે "ભાઇ તું તો મોટા પાદશાહોને પણ કેદ કરનારો હોઈશ પણ મારે તો મારૂં રાજ્ય સાચવવુંછે." આ મહેણું પૃથુરાજ સાંખે એવો નહોતો. પિતાનું વચન સાંભળતાંજ કાંઇપણ બોલ્યાચાલ્યા વગર ઊઠીને ઊભો થયો; અને પોતાના વિશ્વાસુ માણસો લેઇ નીમચ ગયો. ત્યાં તેનું નામ સાંભળતાંજ પાંચ હજાર રજપૂતો તેના ઝુંડા નીચે જમાવ થયા. બહાદુર રજપૂતોને શૂરા પૃથુરાજનું નામ એટલું વહાલું હતું કે તેનું નામ સાંભળતાંજ તેના હાથ નીચે લડાઈમાં ઉતરવાને તેઓ દોડી આવ્યા. પૃથુરાજે એ લશ્કર વડે દેપાલપુર ઉપર હુમલો કરીને તેના સૂબાને મારી નાંખ્યો ને એ ગામ લૂટ્યું. માળવાના પાદશાહને એ વાતની ખબર પડતાંજ તે જેટલું લશ્કર એકઠું કરી શક્યો તેટલું લેઈ પૃથુરાજને સજા કરવાને નીકળ્યો. પૃથુરાજ તેનાથી લગારે ગભરાયો કે ડર્યો નહિ, પણ ઊલટો તેની સામો ચાલ્યો; ને પાદશાહે થાકેલા લશ્કરને આરામ લેવાને મુકામ નાંખેલો હતો તે ઉપર અણચિંતો હુમલો કર્યો; ને લાગલોજ પાદશાહી તંબુ આગળ જઇ એકદમ પાદશાહને કેદ કરી એક સાંઢણી ઉપર નાંખીને ચાલ્યો. તેથી સઘળા લશ્કરના માણસો ગભરાટમાંથી સાવધ થઇ પૃથુરાજ ઉપર ધસારો કરવા લાગ્યા, ત્યારે તેણે તેમને કહ્યું કે "ખબડદાર તમે જો લગારે ચું કે ચાં કર્યું તો, પાદશાહનો જીવ મારા હાથમાં છે. તમે લગાર પાસે આવ્યા કે પાદશાહ તો જાણે હતોજ નહિ એમ કરી નાંખીશ. નહિતો એને ઊની આંચ આવવાની નથી. માત્ર મારા બાપને પગે લગાડી પાછો મોકલી દેઇશ." મુસલમાનો આ ધમકીથી ડરી ગયા. તેમ પૃથુરાજના વચનપર તેમને પણ વિશ્વાસ હોવાથી તેઓ છાના રહ્યા. પૃથુરાજ પાદશાહને ચિતોડ લેઇ ગયો; ને પોતાના

પિતાના પગ આગળ તેને મૂકીને બોલ્યો કે "પિતાજી આપના માળવી દાસને બોલાવીને પૂછો કે આ કોણ છે?" આ પ્રમાણે પૃથુરાજે પોતાના પિતાનું ગહેણું ટાળ્યું એટલુંજ નહિ, પણ માળવાના પાદશાહને ચિતોડમાં એક મહિનો કેદ રાખી દંડ લેઈ છોડી મૂકી માન મરતબા સાથે વિદાય કરી પોતાનું વચન પાળ્યું.

રાણા રાયમલનો ઈતિહાસ તે પૃથુરાજના પરાક્રમનો ઈતિહાસ છે. પૃથુરાજના કાકાનો દીકરો સૂરજમલ ઘણી લડાઇઓમાં પૃથુરાજ સાથે છતાં ચારણી દેવીનું ભવિષ્ય પોતાનાથી બને તો ખરૂં પાડવાનો તેનો વિચાર હતો. જેમલ મરાયા પછી પૃથુરાજ દેશવટે હોવાથી અને સંગનું ઠેકાણું માલમ ન હોવાથી સૂરજમલે મેવાડની ગાદી ઉપરનો પોતાનો દાવો આગળ ધર્યો. તેથી રાયમલના બોલાવ્યાથી પૃથુરાજ આવ્યો ત્યારે તેણે સૂરજમલ સાથે પાછો કજીઓ આરંભ્યો. સૂરજમલને પૃથુરાજનો કજીઓ પણ રજપૂતોની ખાસિયત જાણવાને વાંચવા યોગ્ય છે.

સૂરજમલે ગાદી મેળવવાને જેટલા બન્યા તેટલા ઉપાય કર્યા. રાજ્યલોભ એના મનમાં રમી રહ્યો હતો. લાખારાણાનો બીજો વંશજ સારંગદેવ કરીને હતો તેની સાથે સૂરજમલે રાજ્ય વહેંચી લેવાનો ઠરાવ કર્યો; અને બને માળવાના પાદશાહ મુજફ્ફર પાસે ગયા. એની મદદથી મેવાડના દક્ષિણ ભાગ ઉપર તેમણે હુમલો કર્યો; અને સાદરો, બાતરી વગેરે નાઇ ને નીમચ વચ્ચેનો મૂલક જીતી લેઈ ચિતોડ ઉપર જવા લાગ્યા. આ ખબર સાંભળી જેટલું લસ્કર હાજર હતું તેટલું લસ્કર લઇને રાયમલ આ બંડખોરોને સજા કરવા નીકળ્યો. બંનેનો ગંભીરી નદી ઉપર મેળાપ થયો. આ વખતે રાણો એક સાધારણ સિપાઈની માફક બહાદુરીથી લડતો હતો, અને તેને બાવીશ જખમો થયા ત્યારે મૂર્છા ખાઇ નીચે પડતો હતો તેવામાં પૃથુરાજ એક હજાર સવાર લઈને આવી પહોંચ્યો અને ફરીને લડાઈ ચલાવી. પૃથુરાજે પોતાના પિત્રાઈ ભાઈ ઉપર ધસારો કર્યો, અને તેનું શરીર જખમોથી

ભરી કહાડયું. બંને બાજૂનાં ઘણાં માણસો મૂઆં પણ એકે બાજૂ નમ્યું આપે નહિ. જ્યારે બંને થાક્યાં ત્યારે બંનેએ સાથે લડાઇ બંધ કરીને રાત્રે પાસે પાસે મુકામ નાંખીને પડ્યા.

રાત્રિએ બંને ભાઈઓની થએલી મુલાકાત ઉપરથી વાંચનારને રજપૂતોની ખાસ ખાસિયત અને લાગણીનો વિચાર આવશે. દુનિયાની શરૂઆતથીજ લડાઈના વખતમાં લડવાઈઆઓમાં કદાચ આ વિલક્ષણ લક્ષણ હતું. આ મુલાકાતની હકિકત સાદરીમાં સૂરજમલ પછી જે ઝાલો ગાદીએ બેઠો તેના લખાણ ઉપરથી લીધેલીછે. રાત્રે પૃથુરાજ પોતાના ભાઇને મળવા આવ્યો ત્યારે સૂરજમલ પોતાના એક નાના તંબુમાં ગોદડા ઉપર સૂઇને હજામ પાસે જખમો સીવડાવી પાટા બંધાવતો હતો. પૃથુરાજને આવતો જોઈને તે ઊઠ્યો અને કાંઈ બન્યુંજ ન હોય તેમ રીવાજ પ્રમાણે પોતાના ભાઈને મળ્યો. પણ ઊઠવાને લીધે કેટલાક જખમો ફરીને સીવવા પડ્યા. એ બંને જણા વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

પૃથુરાજ—ભાઇ તમારા જખમો કેમ છે ?

સૂરજમલ—તને જોયાની ખુશીથી મારા જખમો સઘળા રૂઝાઈ ગયા.

પૃથુરાજ—પણ ભાઇ મેં રાણાજીને તો હજુ જોયા પણ નથી, હું તો તમને મળવાને દોડ્યો આવ્યો ને મને તો ભૂખ લાગીછે. કાંઈ ખાવાનું છે ?

ખાવાનું ભાણું આવ્યું અને આ વિચિત્ર ભાઇઓના જોડાએ એકજ થાળીમાં ખાધું. એટલુંજ નહિ પણ જતી વખતે પૃથુરાજને પાન આપ્યું તે ખાવાને પણ તેણે કાંઇ આચકો ખાધો નહિ.

પૃથુરાજ—ભાઈ સવારના પહોરમાં આપણે બંને જણ લડાઈનો છેડો લાવીશું.

સૂરજમલ—વારૂ ભાઇ વહેલો આવજે.

સવારના પહોરમાં લડાઈ શરૂ થઇ, તેમાં સારંગદેવે ઘણો ઝપાટો માર્યો. ચાર ઘડી સુધી જોસમાં લડાઈ ચાલી. ભાલા ને તરવારોના જખમો ઉપરા ઉપરી થવા લાગ્યા. બંને તરફ હજારો રજપૂતોના જીવ ગયા, અને સંખ્યાબંધ ઘાયલ થયા. એકલા સારંગદેવને પાંત્રીશ જખમો થયા. સૂરજમલ ને સારંગદેવ છેવટે હાર્યા અને સાદરી નાસી ગયા. પૃથુરાજને સાત ઝટકા વાગ્યા હતા તોપણ જીત કરી વાજતે ગાજતે ચિતોડ ગયો. આ હારથી નાઉમેદ થઇને બંડખોરોએ પોતાની આશા છોડી દીધી નહિ. બંને ભાઇ ઘણીવાર સામસામે આવી ગયા ને વઢ્યા. પૃથુરાજ કહેવા લાગ્યો કે ટાંકણીના માથા જેટલી મેવાડની જમીન ભાઇને હાથ રહેવા દેઈશ નહિ. સૂરજમલ કહે કે તારી ઘોર કરવા જેટલી જમીન માત્ર તારે તાબે રહેવા દેઈશ. પણ પૃથુરાજે તેમને નિરાંતે બેસવા દીધા નહિ. અહીંથી તહીં નસાડતો તેમની પાછળ લાગ્યો રહ્યો. સારંગદેવ ને સૂરજમલે બાતરોના જંગલમાં સંતાઇ રહેવાની જગા કરી હતી ત્યાં પૃથુરાજ ખોળતો ખોળતો આવી લાગ્યો. ઘોડાનો ખોંખાર સાંભળતાં સૂરજમલ સમજ્યો કે ભાઇ આવ્યો. એટલામાં પૃથુરાજે આવીને તરવારનો ઝપાટો ચલાવ્યો. જો સારંગદેવની મદદ આવી પહોંચી ન હોત તો પૃથુરાજના ઝટકાથી સૂરજમલના બે કટકા થયા હોત. સારંગદેવ કહે કે ભાઈ ઘડપણનો વખત છે. જવાનીમાં ઝટકા ખવાય પણ ઘરડપણમાં મૂકી ખમવી મુસ્કેલ પડે. સૂરજમલ કહે કે ઘરડપણમાં પણ જ્યારે મારા ભાઇની મૂકી હોય ત્યારે. સૂરજમલે કહ્યું કે ભાઈ, બંધ રહે. જો હું મરી ગયો તો ફિકર નથી. મારાં છોકરાં રજપૂત બચ્ચાં છે. આખો દેશ પડ્યોછે, ગમે ત્યાં પોતાનું પેટ ભરશે. પણ જો તું મરી ગયો તો ચિતોડનું શું થશે? મારે કપાળે કાળી ટીલી આવશે અને મારા નામને હમેશ સુધી કલંક લાગશે.

એ પ્રમાણે લડાઇ બંધ પડી, તરવારો મ્યાન કરી, અને

બંને ભાઇ ભેટયા. પૃથુરાજે કહ્યું ભાઇ, હું આવ્યો ત્યારે તમે શું કરતા હતા? સૂરજમલ કહે કે ખાધા પછી નકામી વાતો કરતા હતા. પણ ભાઇ, મારા જેવો દુશ્મન માથા ઉપર ને તમે આવા બેફિકરા કેમ રહ્યા? શું કરૂં? તેં મારી પાસે કાંઇ રહેવા દીધું નથી અને આરામ લેવાને મારે કાંઇ ઠેકાણું તો જોઈએ કે નહિ? સવારે પૃથુરાજે સૂરજમલને કહ્યું કે આ પાસેના દેરામાં ચાલો આપણે માતાને ભોગ આપીએ. પણ તેનાથી ગઈ રાત્રે થએલા જખમને લીધે જવાય એમ નહોતું, તેથી સારંગદેવ ગયો. એક પાડાનો ભોગ આપ્યો ને બકરાનો ભોગ આપવાનો હતો એટલામાં પૃથુરાજે પોતાની તરવાર સારંગદેવપર ચલાવી. આ બંને વચ્ચે ભારે લડાઈ ચાલી. છેવટે પૃથુરાજે સારંગદેવના માથાનો ભવાનીને ભોગ આપ્યો. સૂરજમલ સાદરી જતો રહ્યો. ત્યાં પોતાની સઘળી જમીન બ્રાહ્મણોને અને ભાટ ચારણોને આપી દીધી. સૂરજમલ કહેતો કે જો મારી જમીન મારાથી નહિ સચવાય તો રાણા કરતાં પણ વધારે જબરાને આપી દઇશ કે તેમની પાસેથી રાણાએ લઇ લેવાય નહિ. આ ઉપરથી સમજાયછે કે આ વખતે બ્રાહ્મણ ને ભાટ ચારણોનું પરિબળ વિશેષ હતું. સૂરજમલે પરવારીને મેવાડ છોડયું. ખાનથળના જંગલમાં થઇને જતાં એને એક જગાએ શુકન થયા. એક વરૂ એક બકરાના બચ્ચાને લઈ જતું હતું તેને તેની માએ બચાવ્યું. આથી સૂરજમલે ધાર્યું કે આ જગા બહુ મજબૂત છે. ચારણીદેવીનું વચન યાદ આવ્યાથી તે ત્યાં રહ્યો. આસપાસના જંગલી લોકોને વશ કર્યા, અને તેજ જગાએ દેવલાનો કિલ્લો ને ગામ બાંધ્યું, ને આગળ જતાં એક હજાર ગામનો ધણી થયો. આજે પણ ત્યાં એના વંશજો અંગ્રેજ સરકારના આશરા નીચે રાજ્ય કરેછે. પ્રતાપગઢ દેવલાના રાજ્યની આ રીતે સ્થાપના થઈ.

પૃથુરાજ ઘણોખરો વખત કોમલમેરમાં રહેતો હતો. અને ત્યાંજ પરાક્રમો કરી તેણે પોતાની જીંદગી પૂરી કરી. એના

દરેક પરાક્રમમાં એની સ્ત્રી તારાબાઈએ પણ ભાગ લીધો હતો. એ ચૌદ વરસનો થયો ત્યારથી તે ત્રેવીશ વરસની ઉમરનો થઇ મરાયો ત્યાંસુધી એણે ઉપર વર્ણવ્યાં એવાંજ પરાક્રમો કર્યાંછે. એતો ખરૂંછે કે એવા વીર પુરૂષની જીંદગી લાંબી મુદ્દત સુધી ચાલતી નથી, તોપણ તે પોતાનું નામ અમર કરી જાયછે. પૃથુરાજ કોઈ દુશ્મનને હાથે લડાઇમાં ઘાયલ થઇને મરાયો નથી. એને એના બનેવીએ દગાથી ઝેર દેઈને મારી નાંખ્યો.

પૃથુરાજ કોમલમેરમાં હતો ત્યારે એને માલમ પડયું કે એનો ભાઈ સંગ શ્રીનગરના ઠાકોરની કુંવરી વેરે પરણ્યો છે, ને તે ઠાકોરે તેને આશ્રય આપ્યો છે. સંગને આશ્રય નહિ આપવાનું કહાવ્યા છતાં શ્રીનગરના ઠાકોરે આ પ્રમાણે માથા ફરેલ થઇ સંગને રાખ્યો એટલુંજ નહિ, પણ તેની સાથે પોતાની કુંવરીને પરણાવી; તે પૃથુરાજથી ખમી શકાયું નહિ. તેથી તેણે એને શિક્ષા કરવા સારૂ જવાનો ઠરાવ કર્યો. પણ એટલામાં શિરોહીથી એની બેનનો પત્ર આવ્યો. પૃથુરાજની બેનનું લગ્ન શિરોહીના દેવરા રાજા વેરે થયું હતું. એ રાજા અફીણ કસુંબા કરી પોતાની સ્ત્રીને પોતાના ઢોલીઆ નીચે જમીન ઉપર સૂવાડતો, અને ઘણું દુઃખ દેતો. તેથી તેણીએ પોતાને એ દુઃખમાંથી છોડાવી બોલાવી લેવાને પૃથુરાજને કહાવ્યું કેઃ-

માડી જાયા વીર, પૃથુરાજ મુજ બંધવા;
ધારણ ધારી ધીર, વેગે વા'રે આવજો.
હું દુખીઆરણ બેન, સ્વપ્ને સુખ ન પામતી;
રહું દુખમાં દિનરેન, પૃથુ પૃથુ સંભારતી.
દુખી દુઃખ દધિમાંહિ, ઓ બંધુ પૃથુ તું છતાં;
આવી વા'રે આંહિ, દુખી બેનને છોડવો.
રાહ જોઉં દિન સાત, આશા ધારી તાહરી;
નહિતો ઓ પૃથુ ભ્રાત, હું પાડીશ દે' માહરી.

પૃથુરાજે આ સંદેશો સાંભળ્યો કે તેણે શ્રીનગર વેર લેવા-

ને જવાનું માંડી વાળી શિરોહી જઇ પોતાની બેનને દુઃખમાંથી છોડવવા માટે જવાનું ઠેરવ્યું ને લાગલોજ શિરોહી જઇ પહોંચ્યો. તે વખતે મધ્યરાત્રિ હતી. તેથી નિસરણી મૂકીને મહેલમાં ચઢી ગયો. ને શિરોહીના રાજા પ્રભુરાવને ગળચીમાંથી પકડયો. આ અણચિંતા બનાવથી પ્રભુરાવ ગભરાયો ને તેની સ્ત્રીના કાલાવાલા કરવા લાગ્યો કે મારો જીવ ઊગાર, હું તને કોઈવાર દુઃખ નહિ દેઉં. પૃથુરાજે કહ્યું કે મારી બેનનાં પગરખાં માથા ઉપર મૂકીને તેને હાથ જોડી પગે લાગે તોજ જીવતો મૂકું. પ્રભુરાવે તેમ કર્યાથી પૃથુરાજે તેને છોડયો. પછી પ્રભુરાવે સૈના ઉપર એટલી પ્રીતિ બતાવી તથા પોતાની સ્ત્રી સાથે એવી સારી વર્તણુક ચલાવી કે બંને ભાઈબેન પ્રભુરાવની પ્રીતિથી અંજાયાં. પ્રભુરાવના આગ્રહથી પૃથુરાજ પાંચ દિવસ સુધી મેમાન તરીકે શિરોહીમાં રહ્યો, એટલુંજ નહિ, પણ તેની બેન પણ શિરોહીમાંજ રહેવાને ખુશી થઇ, એટલે પૃથુરાજ કોમલમેર જવા નીકળ્યો. પ્રભુરાવ મુરબ્બો બનાવવામાં એક્કો હતો; તેણે કેટલોક મુરબ્બો પૃથુરાજને વાટમાં ખાવા માટે આપ્યો. પૃથુરાજ કોમલમેર નજીક આવ્યો ત્યારે ત્યાં નાસ્તો કરવા બેઠો; ત્યારે બહાદુર પણ ભોળા ને વિશ્વાસુ પૃથુરાજે તે મુરબ્બામાંથી પણ થોડોક ખાધો. પણ લુચ્ચો પ્રભુરાવ કાંઈ એના પિત્રાઇ ભાઈ સૂરજમલ જેવો નિખાલસ દિલનો નહોતો. તે બાયલો ને દગાખોર હતો. તેણે મુરબ્બામાં ઝેર મેળવ્યું હતું. મુરબ્બો ખાધા પછી પૃથુરાજ થોડો ચાલીને મામાદેવીના દેરા આગળ આવ્યો, તેટલામાં ઝેરની એટલી અસર થઇ કે તેનાથી આગળ ચલાયું નહિ. હવે તે પ્રભુરાવનો દગો સમજ્યો, તેથી તેણે તારાબાઈને સંદેશો કહાવ્યો કે જો મોં જોવું હોય તો જલદીથી આવો. જેવા સમાચાર મળ્યા કે એ બાઇ આવી, પણ તે અગાઉ પૃથુરાજ તો મરણ પામ્યો હતો, તેથી તારાબાઇ સતિ થવાને પોતાના પતિનું શબ ખોળામાં લેઈ વિલાપ કરવા લાગી. આ પ્રમાણે શૂરા પૃથુરાજનો ને તારાબાઈનો અંત

આવ્યો. એ બંનેને બાળ્યાં ત્યાં આગળ કરેલું દેરૂં હજુપણ હયાત છે.

**તારા—　　સિનાજીના મહિનાનો રાગ.**

મારા પ્યારા પ્રાણાધાર, મુને કયમ મુકી ગયા;
વા'લા વા'લ વિસારી આ વાર, નમેરા કયમ થયા.
જાતાં આપણ જોડે સજોડે, ઘોડે ચડી રણ મહી;
સજી સઘ સહુ હથિયાર, વિખૂટાં પડયાં નહિ.　　૧
પણ આજ વિખુટી કરી આપ, ગયા કરી વાયદો;
વા'લા જોતી રહી હું વાટ, ઉચાટ ઉરે થતો.
તમે તો એક વચની સદાય, આવ્યા વાયદો થતાં;
કા'વ્યો સંદેસો દુખદાઇ, મામા દેવી આવતાં.　　૨
આવી ધસમસી મળવાને માટ, વા'લા મુખ નિરખવા;
પણ હાય ! હુવો ઉચાટ, વા'લા વિખુટા હુવા.
ધિઃક નણદોઈ સગપણ તારૂં, બળી તારી બહાદુરી;
ગયું પરાક્રમ વે'તે પૂર, બળી વટ તાહરી.　　૩
ધિઃક લજવી તેં માતની કૂખ, વગોવી જાત તેં;
કર્યું બાયલા કેરૂં કામ, કરે ન કજાત તે.
સામે મુખે ધરી ખાંડું હાથ, કે ભાલો ભભકતો;
સામા સામી લીધા હોત ઘાવ, નહિ શોક તો થતો. ૪
કરે કો નહિ રજપૂત નારી, ભુંડા તેવું તેં કર્યું;
આપી વિશ્વાસ છેતરી આપ, મુરખ્ખે વિષ ધર્યું.
જાયું તેહ જવાનું જરૂર, રહેવાનું ન કો અહિં;
ક્ષણભંગુર દેહનો શોક, કરવો ઘટે નહિ.　　૫
પણ સ્વામી મુવા વણ મોત, તે વિશ્વાસઘાતથી;
મને તે થકી તન પરિતાપ, મૃત્યુથી બી'તી નથી.
ગયા આપ જુવાનીમાંય, લા'વો ન લીધો રતી;
નથી તેનો હું કરતી શોક, નથી મન લાવતી.　　૬
ખરા ક્ષત્રી મરે રણજંગ, શત્રુને સંહારતાં.

કાંતો જન્મ ભૂમિને માટ, કાંતો વટ રાખતાં.
મરે અબળાતણા રક્ષણાર્થે, મરે રાજ રક્ષણે;
મરે ધર્મના રક્ષણહાર, શત્રુ સંહારી રણે. ૭
મરે શરણાગતને માટ, કે નિર્બળ રક્ષતાં;
મરે ક્ષત્રી જુવાનને બાળ, કે શત્રુ સંહારતાં.
સ્વામી તેમ મુવા હોત આપ, કદી રણજંગમાં;
મારૂં હૈયું અતી હુલરાત, આનંદ ઉમંગમાં. ૮
ભાવિ થાય ન મિથ્યા બનાવ, થવાનું તે થયું;
શાને શોક કરૂં મનમાંહિ, હવે મારૂં શું રહ્યું.
સ્વામી ચિંતા ન કરશો લગાર, ઉતાવળી આવુંછું;
શોક કરતાં નકામી આમ, હું ખોટી થાઉંછું. ૯
આ હું આવી બેઠી તમ પાસ, ખોળે શીર લેઈને;
આ હું અગ્નિમાં પેસું આપ, આશીર્વાદ દેઇને.
થજો દેશી સહોદર સુખી, સુખી પ્રભુ[1] તું થજે;
એમ બોલી અંબે અંબે બોલ, થઈ બળી ભસ્મ તે. ૧૦

પૃથુરાજની વાત ઉપરથી રજપૂતોના ને રજપૂતાણીઓના ગુણ આપણને માલમ પડેછે. જો બાયલા પ્રભુરાવે હીચકારાની માફક દગાથી આ પ્રમાણે પૃથુરાજનો અંત આણ્યો ન હોત તો સંગને બદલે બાબર સામો એ થયો હોત, મેવાડની ગાદી દીપાવી હોત, અને કદાચ સંગ કરતાં વધારે નામજાદો થઈ, મેવાડને દીપાવી, મોગલાઈ રાજ્યનો પાયો નંખાતાં અટકાવી શકયો હોત. પણ બહાદુરી સાથે રહેલા ભોળપણે તેનો જલદીથી અંત આણ્યો ને ચારણી માતાનું ભવિષ્ય ખરૂં પાડી આપ્યું. કેમકે એના મૂઆ પછી રાણો રાયમલ પણ થોડાજ દિવસમાં દેવલોક પામ્યો. ઈ. સ. ૧૫૦૯. તેથી ચારણી માતાનો ઠરાવેલો સંગરાણો મેવાડની ગાદીએ બેઠો. રાયમલ રાણો જો કે હમીર, લાખા કે કુંભારાણા જેવો નહોતો, તોપણ તે સંકટ સમયે મેવાડની આબરૂ સાચવી શંકયો હતો.

---

૧ પ્રભુરાવ—બળીમરતાં સતિએ શાપ ન દેતાં મોટા મનથી આશીરવાદ દીધો.

# પ્રકરણ ૮ મું.

## સંગ્રામસિંગ (સંગ) રાણો.

### ઈ. સ. ૧૫૦૯થી ઇ. સ. ૧૫૩૦ સુધી.

સિંગ્રામ અથવા મેવાડના ઈતિહાસમાં જેને સંગ લખ્યો છે (મોગલ ઇતિહાસ કર્ત્તા એને સીંગ કહેછે.) તે સંવત ૧૫૬૫ (સન ૧૫૦૯ )માં ગાદીએ બેઠો. મેવાડની પૂરેપૂરી ચઢતી આ રાણા-ના વખતમાં થઇ. મેવાડની વંશાવળીમાં કહેછે કે રાણો સંગ મેવાડની કીર્ત્તિના શિખર ઉપર કળશ રૂપે હતો. એના પછી મે-વાડની કીર્ત્તિનો સૂર્ય આથમવા લાગ્યો. પછીથી જોકે કેટલાંએક તેજસ્વી કિરણોએ પડતીના વખતમાં મેવાડને શોભાવી, પણ તે કિરણો માત્ર પડતીના કળશને ઢોળ ચઢાવવા બરાબર હતા.

દિલ્લીની ગાદીએ પાંડુના વંશના તુંવાર રાજાઓ પછી પૃથુ-રાજ ચોહાણ થયો. તેની પાસેથી શાહબુદ્દીને એ રાજ્ય જીતી લીધું, અને અનુક્રમે ગિજની અને ગોરી વંશના, ગીલચી અને લોદી વંશના રાજાઓ દિલ્લીની ગાદીએ થયા. આ વખતે એ રા-જ્યના ઘણા ભાગ પડી જઇ તેમાંથી નાનાં નાનાં અનેક રાજ્યો ઊભાં થયાં હતાં, માત્ર દિલ્લી ને કાશીની વચ્ચેના પ્રદેશમાંજ ચા-ર[1] રાજ્યો હતાં. એક ઉમરાવને મારી નાંખીને બીજો બેસતો હતો. એવા કાપાકાપીના વખતમાં માત્ર કહેવાતા પાદશાહથી મે-વાડને કાંઇ ડર નહોતો. માળવા ને ગૂજરાતના પાદશાહો બંડખોરો-ની સાથે મળી જઇને આવતા, તોપણ જ્યારે સંગ પોતાના યો-દ્ધાઓને લઈને ચઢતો ત્યારે તેઓ મેવાડ ઉપર કાંઇ અસર કરી શકતા નહિ. રાણો જ્યારે યુદ્ધે ચઢતો ત્યારે તેની સાથે ૮૦૦૦૦ સવાર, સાત મોટા રાજાઓ, નવ રાવ, એકસો ચાર રાવળ અ-ને રાવત સરદારો, તથા પાંચસેં લડાઈના હાથીઓ જતા. માર-વાડ ને અંબર (જેપુર)ના રાજાઓ રાણાજીને મુરબ્બી ગણતા.

---

૧ દિલ્લી, બીઆણા, કાલ્પી, ને જોનપુર.

ગ્વાલ્હેર, અજમેર, સીકરી, રાયસેન, કાલ્પી, ચંદેરી, બુંદી, ગાગ્રોન, રામપુરા, અને આબુના રાવ પણ રાણાજીના તાબેદાર તરીકે લશ્કર લેઇ લડાઈમાં મદદે આવતા.

દુઃખના વખતમાં જેણે જેણે આશરો આપ્યો હતો તેને રાણો સંગ કાંઈ વિસરી ગયો નહિ. શ્રીનગરના કરમસિંગને અજમેરની જાગીર આપી તથા ચંદેરી જીતવામાં કરમસિંગના દીકરા જગમલે કરેલી મદદના બદલામાં જગમલને રાવનો ઈલકાબ આપ્યો.

પોતાના કુટુંબના થએલા માંહોમાંહોના કજીઆથી થએલો સઘળો ગેરબંદોબસ્ત સંગ રાણાએ ટુંક મુદતમાં બિલકૂલ શમાવી દીધો. જે કારણથી સંગે પોતાના હક્ક અને હોદ્દો થોડી મુદત સુધી પોતાના મિજાસી ભાઈને આપ્યો, તે કારણ ઉપર જો વિચાર કરીએ તો માલૂમ પડશે કે તેણે માત્ર અગમ બુદ્ધિથી તથા પોતાના ભાઇપરની અને સ્વદેશની પ્રીતિથીજ તેમ કીધું હતું. અને જો તેમ નહિ કીધું હોત તો મેવાડ ભયમાં આવી પડત, તથા એના કુટુંબની પણ ભારે ખુવારી થાત. ગાદીએ બેઠા પછી એણે જે પરાક્રમો કર્યાં તે ઉપરથી જણાયછે કે રાજગાદી ઉપરનો પોતાનો હક્ક છોડતી વખતે પણ એનામાં પરાક્રમ રહેલું હતું, અને તેથી તે હક્ક એણે બાયલાપણાથી છોડયો કહેવાય નહિ. રાણાસંગે ધીરે ધીરે પોતાનું લશ્કર સુધાર્યું, અને તેજ લશ્કરની મદદથી રણક્ષેત્રમાં પોતે વારંવાર જીત મેળવતો હતો.

સંગ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરી રહ્યો કે એને મુસલમાનો સાથે લઢાઈમાં ઉતરવું પડયું. તે વખતે દિલ્લીમાં ઈબ્રાહિમ લોદી રાજ્ય કરતો હતો. આખા રાજસ્થાનમાં સંગરાણો જોરાવર થવાથી તથા રજપૂતોનું એકત્ર બળ સંગ સાથે જોડાવાથી તેને સંગનો ડર લાગ્યો. તેથી તેનું બળ તોડવા માટે તે તૈયારી કરવા લાગ્યો. દિલ્લીની પાદશાહત સૈયદવંશી પાદશાહોના વખતમાં છેક નબળી પડી ગઇ હતી—તેમાંથી જુદાં જુદાં મુસ-

લમાની રાજ્યો સ્વતંત્ર પડી ગયાં હતાં, પણ લોદીવંશના પાદશાહોએ દિલ્લીના રાજ્યની પાયમાલી થતી અટકાવી હતી. ઇબ્રાહિમના બાપે અને દાદાએ દિલ્લીની આસપાસનાં કેટલાંક સ્વતંત્ર રાજ્યો જીતીને પોતાનું રાજ્ય મજબૂત પાયાપર આણી મૂક્યું હતું. જ્યારે ઈબ્રાહિમલોદી સંગ સામે લડવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે એ પાદશાહત બળવાન થઈ હતી; તેથી ઇબ્રાહિમ તેની સામે લડવાને એક બળવાન સૈન્ય જમાવી શક્યો, ને તે સૈન્ય મેવાડના રાણાને જીતવા માટે મોકલ્યું. સંગરાણો પણ ચપળતાથી પોતાનું લશ્કરી બળ એકઠું કરી મુસલમાનોપર ચાલ્યો. મુસલમાનો રજપૂતોના ધર્મશત્રુ હોવાથી તેમના સામા જવાને તેઓ ઉલટભેર તૈયાર થયા. સંગે પોતાના રાવ, પટાવત ને ખંડીઆ રાજાઓનું લશ્કર એકઠું કર્યું એટલુંજ નહિ, પણ તેનામાં તેના ભાઇ પૃથુરાજ જેવાજ ગુણ હોવાથી તથા ઠેકાણે ઠેકાણે પરાક્રમ કરી જીત મેળવ્યાથી પૃથુરાજના પરાક્રમથી મોહિત થએલા રજપૂતો પણ સંગની સરદારી નીચે લડવા જવાને ઉશ્કેરાઈ આવ્યા. એ બધું સૈન્ય લેઇ સંગ મુસલમાનો ઉપર ચાલ્યો. મુસલમાનો રાજસ્થાનમાં પગ મૂકે તે પહેલાં તો રજપૂતો તેમની સામા આવી પહોંચ્યા. મુસલમાનો પણ ધર્મના ઝનુનમાં ઉશ્કેરાઇ આવ્યા હતા. તે વખતે તેઓ પણ રજપૂતોને ધર્મશત્રુ ગણુતા હતા, અને તેમનું ચાલેતો રાજસ્થાનમાં પણ મુસલમાની કુતબો પઢાવવા ચૂકે એવા નહિ હતા. પરંતુ તેમની આશા ફળીભૂત થવાનાં કાંઇ ચિન્હ જણાતાં નહિ હતાં. એક પછી એક એમ ઘણી લડાઈઓમાં તેઓ હાર પામી ગયા. તેમને વારંવાર ઉશ્કેરીને રજપૂતો ઉપર દોરવા માંડ્યા, પણ તે દરેક વખતે તેમની વધારે ને વધારે ખરાબી થતી ગઇ. છેવટે તેમનું બાકી રહેલું થોડું સૈન્ય હારીને નાસી ગયું, તે દિલ્લી જઇ પહોંચ્યું.

ઈબ્રાહિમ એથી વધારે ભયભીત થયો. સંગ આ વખતે સીધોજ દિલ્લી ગયો હોત તો હિંદના ઇતિહાસમાં કોઇ નવોજ

ફેરફાર થાત. પરંતુ તેના લશ્કરમાં પણ ભરતીની જરૂર હતી. ઉપરા ઉપરી*લડાઈઓ થવાથી જો કે તેમને જીત મળી હતી, તોપણ તેમની કાંઈ થોડી હાનિ થઇ નહોતી. વળી ઘણા દિવસથી તેઓ ઘરબાર છોડીને આવેલા હતા. તેથી તેમને ઘેર જવા દેઈ થોડો આરામ આપવાની જરૂર હતી. કેમકે ઇબ્રાહિમ આ હારથી નિરાશ થઈ બેસી રહેશે તેમ નહોતું. વળી સંગ જેવા દીર્ઘદૃષ્ટિવાળા રાણાના વિચારમાં આ વાત પણ આવવી જોઈએ કે દિલ્લી ઉપર જતાં ત્યાંના તાજા લશ્કર સામે આપણું થાકેલું લશ્કર હાર્યું તો આજ સુધી આપણી મેળવેલી કીર્ત્તિ ઉપર પાણી ફરી વળવાનું. વળી ત્રણસેં વરસથી દિલ્લીમાં મુસલમાનો રાજ્ય કરતા હતા, તેથી દિલ્લી નામ મુસલમાનોને એટલું વહાલું હતું કે દિલ્લી ઉપર આપણે જઈશું તો હિંદનાં સઘળાં મુસલમાની રાજ્ય પાદશાહતનું રક્ષણ કરવાને આવશે; તે વખતે આપણને જીત મળવી મુશ્કેલ પડશે, એટલુંજ નહિ, પણ આપણું રાજસ્થાનનું ઉપરીપણું જાળવવું પણ મુશ્કેલ થઈ પડશે. આવા આવા લાંબા વિચારથી તે વખતે મુસલમાનોપર સંપૂર્ણ જય મળ્યો છતાં તે પાછો ચિતોડ આવ્યો.

પણ ચિતોડમાં તેને લાંબો વખત આરામ લેવા મળ્યો નહિ. હાર પામેલું મુસલમાની લશ્કર દિલ્લી પહોંચ્યું કે ઈબ્રાહિમ ફરીને લડવાની તૈયારી કરવા લાગ્યો. તેણે આખી પાદશાહતમાંથી જેટલું મેળવી શકાય તેટલું સૈન્ય જમાવીને રજપૂતોને નમાવવાનો નિશ્ચય કર્યો. તે પોતે જાતે પણ લડવાને આવવા તૈયાર થયો. પોતાના પાદશાહે પંડે લડાઇમાં આવવાનો ઠરાવ કરેલો જોઇ મુસલમાનો વધારે જોસમાં આવ્યા. આસપાસના પ્રાંતોનાં અને સૂબાનાં લશ્કરોની દિલ્લીમાં ભરતી થઇ. મુસલમાનોએ હિંદુઓ સામો દીનનો ઝુંડો ઊઠાવ્યો. એ રીતે મુસલમાનો જેમ જુસ્સામાં આવ્યા, તેમબીજી તરફ હિંદુઓ પણ ધર્મયુદ્ધ કરવાને ધર્મઘેલા થઇ સંગની સરદારી નીચે મુસલમાનો સામે જવાને ચઢી આવ્યા.

સંગ પણ તેજ જુસ્સામાં રજપૂતોને દોરીને મુસલમાનોપર આવ્યો. બાકરોલ આગળ હિંદુ મુસલમાન સામસામા થયા. રજપૂતોએ એકજ ધસારામાં મુસલમાનોની હરોલ તોડી. મુસલમાનો ફરીને સાવધ થાય, ઈબ્રાહિમ તેમને ઉશ્કેરીને તેમનામાં પડેલું ભંગાણ અટકાવી તેમને જમાવે; તે પહેલાં તો રજપૂતોએ ફરીને એવા તો જુસ્સાથી નાગી તરવારો લેઇ ઘોડા કુદાવ્યા કે મુસલમાનોમાં ભંગાણ પડી ગયું, ને ઈબ્રાહિમ પંડે નાસી ગયો. પછી ધાટોલી આગળ તેનું સૈન્ય ફરીને જમાવ થયું. પણ રજપૂતોએ મુસલમાનોને લાગેલા ધાપર ટેભા મારવાનો કે પાટાપટી કરવાનો વખત આપ્યો નહિ. બાકરોલની લડાઈમાં મૂએલાને ઠેકાણે પાડી તેઓ તરતજ મુસલમાનોની પૂઠે પડચા. ધાટોલી આગળ તેમને ઓચિંતા પકડચા. રજપૂતોને અણધાર્યા આવેલા જોઇ મુસલમાનો હિમ્મત હારી ગયા. કેટલાક સિપાહ બચ્ચા પોતાના પાદશાહની સાથે ઊભા રહી લડવા તૈયાર થયા, પણ ઘણાના તો ગાળાજ નરમ પડી ગયા. દુશ્મનો એટલા જલદી આવી પહોંચશે એમ નહિ ધાર્યાથી તેમને આવેલા જોઇ તેઓ આભાજ પડી ગયા. મુસલમાનો તૈયાર થાય કે ઈબ્રાહિમ સામો થવાને સજ થાય, તે પહેલાં તો રજપૂતોએ તરવારો ને ભાલા ચલાવ્યા. મુસલમાનો ભયભીત થઇ આમતેમ નાસવા લાગ્યા. નાસતા મુસલમાનોને પકડી પકડીને રજપૂતોએ કાપી નાંખ્યા. હથીઆર મૂકી તાબે થયા તે, કે તેમની નજર ચૂકાવી નાસી ગયા તેજ માત્ર બચ્યા, બાકીના સઘળા કપાઈ મૂઆ. ઈબ્રાહિમ ને થોડાક સ્વારો નાસી છૂટચા, તે મહા મુશ્કેલીએ દિલ્લી પહોંચ્યા. આ લડાઇમાં મુસલમાનો એટલા મરાયા કે ફરીને એક દાયકા સુધી તો તેઓ ટટાર થવા ન પામે એટલી તેમની ખુવારી થઇ. ઈબ્રાહિમનો એક સગો નાસતાં નાસતાં કેદ પકડાઈ ગયો. રાણાએ તેને જીવતદાન આપી જીવતો રાખ્યો. સંગ્રામ રાણાનો આ લડાઈમાં એક હાથ કપાયો તેથી તે ઠુઠ્ઠો થયો.

આ પ્રમાણે મુસલમાની લશ્કરની ખાખાવીખી કરી નાંખીને સંગ પોતાના સૈન્યને જીતનાજ મદમાં રણથંભોરના અજીતગઢ ઉપર લેઈ ચાલ્યો. રણથંભોરનો મજબૂત ગઢ પહેલાં રજપૂતોનો હતો પણ તે મુસલમાન પાદશાહોએ જીતી લીધો હતો. આ વખતે ત્યાં અલી નામે પાદશાહી સૂબો રાજ્ય કરતો હતો. અલીએ ઈબ્રાહિમ સામેની લડાઇમાં સંગને ઘણી મહેનત આપી હતી તેથી તેના ઉપર વેર લેવાને સંગ પોતાના બળવાન સૈન્ય સાથે ત્યાં આવ્યો. અલી ગઢ બંધ કરી અંદર ભરાયો. કોટના રક્ષણ અર્થે એક જબરૂં સૈન્ય રાખી પોતે તેની સરદારી લીધી. અલી પંડે બહુ બહાદુર ને પાદશાહનો નીમકહલાલ નોકર હતો. પાદશાહી લશ્કરની ખરાબી થયાની ખબર તેને મળ્યાથી તે ગઢની મજબૂતી ઉપર મુસ્તાક રહી, ગઢ બંધ કરી અંદર ભરાયો. આ ગઢ દુશ્મનોને જીતવો બહુ મુશ્કેલ છે. ઘણાઘણા એ ગઢ આગળ પોતાનું બળ અજમાવી માથાં પટકી નિરાશ થઇ પાછા ગયા હતા. પણ સંગ તેમ નિરાશ થાય તેવો નહોતો. તે બહાદુર પણ ધીરજવાળો ને ડાહ્યો હતો. એના ભાઈ જેવો એ ઉતાવળીઓ નહોતો. લડાઈમાં એ સઘળા રાણા કરતાં વધારે ચતુર હતો. કોઇપણ રીતે રણથંભોર લેવો, એવો દૃઢ નિશ્ચય કરીને સંગ આવ્યો હતો અને તે નિશ્ચય ફેરવે એવો એ પોચા મનનો નહોતો. રણથંભોરના લોકોને અનાજની તાણ પાડીને તાબે થવાની જરૂર પાડવી એવો વિચાર પણ સંગનો નહોતો. એ ગઢ ઊંચો, સીધો ને ચઢાણમાં મુશ્કેલછે. તેથી સંગે જાતિબળ અજમાવવાની યોજના કરી. તે પોતે એક આંખે કાણો ને એક હાથે ઠુંઠો તો હતોજ, તોપણ તેની પોતાની બહાદુરી વગર આ ગઢ લેવાશે એમ એને જણાયું નહિ. ચોકી પહોરાની સામે પોતાનો મુકામ રાખી પોતે કેટલાક વીણી કહાડેલા માણસો લેઇ ગઢની આસપાસ ફરી વળ્યો. જ્યાં લાગ ફાવ્યો અને ચોકી પહોરાનું બળ થોડું દીઠું ત્યાં નિસરણીઓ ગોઠવી ઉપર ચઢવાનો

વિચાર કર્યો. પણ ગઢની ઊંચાઇ તેમના સામી થઇ; નિસરણી-ઓનું બળ કાંઈ ચાલ્યું નહિ. પણ શૂરા ને મરણીઆ શું ન કરે? તેમણે નિસરણીઓ ઉપર ચઢી છેલ્લે પગથીએ ઊભા રહી આ-કાશચલ્લીના ખેલની પેઠે એક એકના ખભા ઉપર તેમને ઊભા લીધા ને ઉપર ચઢાવ્યા. આપણો ઠુંઠો રાણો પહેલો ગઢ ઉપર ચઢયો. તેણે એકજ ઝટકાથી ત્યાં ઊભેલા પણ ઝોકતા પહેરેગી-રના પ્રાણ લીધા. ત્યાંથી નીચે ઉતરતામાં તો મુસલમાનો જાગી ઊઠયા. દરવાનો એકપછી એક લડવાને સજવા લાગ્યા પણ તે પ-હેલાં તો બહાદુર રજપૂતો ગઢમાં દાખલ થયા. તેમાંના એક જ-ણે દરવાજો ખોલ્યો કે તૈયાર થઈ રહેલા ક્ષત્રીપુત્રો મુસલમાનો-પર તૂટી પડયા. તેટલામાં અલી દરવાજા આગળ આવ્યો તેનું સઘળું સૈન્ય હિમ્મત પકડી અટક્યું. હવે એક તરફ દીનદીનનો અને બીજી તરફ હરહર મહાદેવનો પોકાર થવા લાગ્યો. હિંદુ મુ-સલમાનો ખૂબ જુસ્સાથી લડયા. અલીએ પંડે ઘણું પરાક્રમ ક-ર્યું, પણ છેવટે તે પડયો ને મુસલમાનો તેની લાસ આગળ પ-તંગીઆની પેઠે કૂદી પડયા. પણ તે સઘળા સંગના હાથની અં-બા ભવાનીની દોધારીના ભોગ થઇ પડયા. આ રીતે સંગ રણ-થંભોરના અજીતગઢનો ધણી થયો.

પાદશાહી લશ્કર ઉપર બેવાર મેળવેલી જીતથી, રણથંભો-રનો અજીત કિલ્લો જીત્યાથી અને પાદશાહના ભાઈને કેદ પક-ડી લાવ્યાથી સંગની કીર્ત્તિ આખા હિંદુસ્તાનમાં ગવાઈ ગઈ. ભા-ટ ચારણોએ નવિન કાવ્યો કરી સંગને હિંદના કીર્ત્તિ શિખરપર ચઢાવી દીધો. સંગ તે કીર્ત્તિને ખરેજ યોગ્ય હતો. હિંદનાં સઘ-ળાં દેશી રાજ્યો મેવાડમણિને પોતાનો શિરોમણિ ગણવામાં માન સમજવા લાગ્યાં. જે માન આજ સુધી હમીર, લાખા કે કુંભાને મળ્યું નહોતું તે માન કુંભાના પૌત્રને મળવા લાગ્યું. સંગે મેવાડ-ના કીર્ત્તિસૂર્યને માથાપર આણી મૂક્યો. પણ જે પરાક્રમ એ-ના ભાઈ પૃથુરાજે કર્યું હતું તે પરાક્રમ સંગને કરવાનું હજુ બા-

ક્રી હતું. માળવાનો પાદશાહ મુજફ્ફર, સંગની કીર્તિની અદેખાઈ કરવા લાગ્યો. કોઇપણ ઉપાયે મુસલમાનોનું બળ વધારી સંગનું તોડવાને તેનાથી થાય તેટલા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે ગૂજરાતના પાદશાહને પોતાની મદદે બોલાવ્યો હતો. તે ખબર સંગને મળી એટલે તે પોતાનાં વીણી કહાડેલાં માણસો લેઈ એકદમ માંડુગઢ આવી પહોંચ્યો. ગૂજરાતનો પાદશાહ આવ્યાની તો હજુ નિશાની સરખી પણ જણાતી નહોતી. માળવાનો પાદશાહ મુજફ્ફરશાહ પણ હજુ કોઇ જાતની તૈયારીમાં હોય એમ જણાયું નહિ. સંગ પોતાનાં માણસો લેઈ સંધ્યાકાળે માંડુગઢમાં પેઠો, ને લાગલોજ રાજમહેલ તરફ ગયો. માંડુગઢના મુસલમાનો સંગના માણસો જોઇ અચંબો પામ્યા. સંગે પણ સાહસ કામ કર્યું હતું. મુસલમાનો ચેતીને ગઢ બંધ કરે તો સંગનો છૂટકારો થવો મુશ્કેલ થઇ પડે તેવું હતું. પણ સંગ કાંઇ કાચો નહોતો. દરવાનોને ધૂળ ફાકતા કરીને તથા ત્યાં પોતાના માણસો મૂકીનેજ આગળ વધ્યો હતો. દરવાનો મરાયાથી સઘળી પ્રજા ભયભીત થઇ ગઈ. મુસલમાનો પણ રજપૂતોનું લશ્કર કોણ જાણે કેટલું એ હશે તેના ખ્યાલમાં હબકી ગયા. રજપૂતો સીધા રાજમહેલમાં પેઠા. ત્યાં દરબારીઓ વચ્ચે જબરી મારામારી ચાલી. રજપૂતોના પોબાર પડ્યા. દરબારીઓ મરાયા કે મુજફ્ફર તાબે થયો. સંગ તેને પકડીને ચાલ્યો. તેને છોડવવાને મુસલમાનો તૈયાર થાય, તે પહેલાં તો રજપૂતો રસ્તે પડ્યા. એ રીતે સાહસ કરી સંગ માળવાના મુજફ્ફરશાહને કેદ કરીને ચિતોડ લાવ્યો. એને છોડવવાને ગૂજરાતના પાદશાહે ઘણાએ પ્રયત્ન કર્યા પણ તે અફળ ગયા. છેવટે સંગે પોતાને ફાવતી સરતો કરીને તેને છોડી મૂક્યો.

સંગના વખતમાં મેવાડના રાજ્યની હદ નીચે પ્રમાણે હતી: ઉત્તરે બીઆણાની પાસેનો પીળો ખાળ અથવા પીળો વહેળો, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે માળવા ને પશ્ચિમે ભેદી નહિ શકાય એવા મેવાડી પર્વતોરૂપી કોટ. આ પ્રમાણે રાજસ્થાનનો ઘણો ભાગ

એની સત્તા નીચે આવ્યો. સંગમાં રજપૂતોને પ્રિય લાગે એ- વા સદ્ગુણો હોવાથી તેઓ તેને બહુ ચહાતા. આ રીતે સંગ કીર્ત્તિના શિખરપર ચઢવા લાગ્યો. અને જો ઓકસસ ને જક- સાર્તિસ નદીઓના ફળદ્રુપ કાંઠાપરના ઉસ્બેક ને તાર્તર લોકોનાં જંગલી ટોળાં હિંદુસ્તાનના મેદાનોપર તૂટી પડયાં ન હોત તો ચક્રવર્તી રાજાનો મૂગટ ફરીને એકવાર હિંદુ રાજાના માથા ઉપર બિરાજતે, અને આધિપત્યપણાનો વાવટો ઇંદ્રપ્રસ્થને બદલે ચિ- તોડના કિલ્લા ઉપર ફરકતે. પણ નિરાશ થએલા મુસલમાનોને હિ- મ્મત આપવાને અને પોતાના વિજયી ઝુંડા નીચે એકઠા કરવાને અણીપર ઘીક વખતે બાબર હિંદુસ્તાનમાં આવ્યો.

સંગનો સામાવાળીઓ બાબર તેની બરોબરીઓ હતો. તે તૂર્કી જાતનો હતો અને એનું રાજ્ય ફરગાન (ખોકાન) પ્રાંતમાં હતું. સંગની પેઠે એ પણ દુઃખમાં ઊછર્યો હતો. તે ઇ. સ. ૧૪૯૪ માં બાર વરસની કુમળી વયે ગાદીએ બેઠો અને સોળ વરસની ઉમરે એના કેટલાક દુશ્મનોને હરાવીને સમરકંદ લીધું. તે બી- જાં બે વરસમાં ખોયું, અને વળી ફરીને લીધું. એની જીંદગીમાં એને ઘણીવાર હારજીત ખમવી પડી. એક વખત એ ટ્રાંઝોક- સીઆનાના મુખ્ય રાજ્યોનો ધણી થતો અને એક વખત એકલો નાસતો ફરતો. છેવટે હારીને એને સમરકંદ છોડીને હિંદુકુશ ઓળંગી આ પાર નાસી આવવું પડયું, અને ઇ. સ. ૧૫૧૯માં સિંધુ ઓળંગી તે હિંદુસ્તાનમાં આવ્યો. પંજાબ ને કાબુલ વચ્ચે એણે સાત વરસ ગાળી નાંખ્યાં અને અંતે દિલ્લીના પાદશાહ ઇ- બ્રાહિમલોદીની સામા લડવાને આગળ ધસ્યો. હવે એનું નસીબ ખૂલ્યું. ઇબ્રાહિમ મરાયો, એનું લશ્કર નાસી ગયું, અને ફરગાનના નાસી આવેલા રાજાને માટે દિલ્લી ને આગ્રાના દરવાજા ખૂલ્યા. જીત્યા પછી બાબર કહેતો કે "અરે અલ્લા આ મારી નહિ પણ તારી જીત છે." દિલ્લી લીધાને એક વરસ થયું એટલામાં એને સૌથી વધારે બળવાન દુશ્મન ચિતોડના રાણા સંગ સામે જવાની જરૂર પડી.

બાબરે દિલ્હી લીધી, ઇબ્રાહિમલોદી મરાયો ને હિંદમાં મોગલાઇ રાજ્ય સ્થપાયું, એ વાત સઘળે પસરી ગઇ. મુસલમાની રાજ્યમાં આ પ્રમાણે ફાટફૂટ થવાથી સંગરાણો એ તકનો લાભ લેવાને તૈયાર થયો. લોદી લોકો મોગલો ઉપર નારાજ હતા, એટલુંજ નહિ, પણ બીજા પઠાણ સરદારો પણ મોગલો ઉપર રાજી નહોતા. તેમને તેઓ પોતાના કટ્ટા શત્રુ ગણતા હતા. પણ દિલ્હી પડ્યાથી તેઓ નરમ પડી ગયા હતા. પરંતુ રાણો સંગ મોગલો સામે લડવાને તૈયાર થએલો સાંભળી તેઓ પણ સંગને મદદ કરવાને ઊભા થયા. ઈબ્રાહિમ લોદીનો છોકરો તો એના બાપના મરાયા પછી રાણા સંગને આશરે આવી રહ્યો હતો, તે બાબર ઉપર વેર લેવાને તળે ઉપર થવા લાગ્યો. મેવાતનો રાજા હસનખાન પણ પોતાનું સૈન્ય લેઈ સંગની મદદે આવી પહોંચ્યો. મુસલમાનો આ પ્રમાણે ઉલટ્યા ત્યાં હિંદના સઘળા રજપૂત રાજાઓ તો પોતપોતાનાં લશ્કર લેઇ આવે તેમાં શી નવાઈ ? રજપૂતો સંગના પરાક્રમથી ને તેના હાથ નીચે મેળવેલી જીતથી તેના ઉપર ફીદા ફીદા થઈ જતા હતા. બાબરે દિલ્હી લીધું તે વખતે આખા રાજસ્થાનમાં સંપૂર્ણ સંપ હતો. તેઓ સઘળા સંગને સહાય આપવાને ઉલટમંદ થયા. ડુંગરપરનો રાવળ, અને ચંદાવત, સોનીગઢા, પરમાર, હાડા વગેરે પટાવતો તથા રાઠોડ, ચોહાણ, તુવાર વગેરે રાજાઓ પોતાનાં સૈન્ય લેઈ આવી પહોંચ્યા. એ પ્રમાણે રાણો સંગ રાજસ્થાનના સઘળા રાજાઓનું લશ્કર લેઈ બાબર સામે આવ્યો. તેની સામો જવાને બાબર આગ્રેથી નીકળ્યો. સંવત ૧૫૮૪ના કાર્તિક શુદ ૫ને દિવસે રાણો બીઆણાથી નીકળ્યો. કાનુઆ આગળ તાર્તર લશ્કરના હરોળના ભોમીઆ પંદરસેં મળ્યા, તેમનો રાણાના લશ્કરે નાશ કર્યો. આ હારની ખબર બાબરને થઈ ત્યારે જીતની આશાએ આગળ વધવાને બદલે મોરચા બાંધી મુકામ કરવાને બાબરે પોતાના લશ્કરને હુકમ કર્યો. તેણે કેટલુંક બીજું લશ્કર મદદે મોકલ્યું,

તેની પણ એજ વલે થઇ. તોપણ બાબર તેથી કાંઇ નાઉમેદ થયો નહિ. અને લશ્કરમાં નાઉમેદી ફેલાય નહિ તેને માટે તેણે ચાંપતા ઉપાયો લીધા. મોરચા બાંધી તેમાં પોતાનું તોપખાનું રાખ્યું. એટલું છતાં પણ હિંદુઓના પોબાર પડવા લાગ્યા. મુસલમાન જોશીઓ પણ મુસલમાનો હારશે એમ કહેવા લાગ્યા. એ રીતે પોતાની છાવણીમાં કેદી તરીકે બાબર પંદર દિવસ નકામો પડી રહ્યો. બાબરે દારૂ નહિ પીવાને સોગન ખાધા અને પોતાની પાસે હતો તે ઢોળાવી દીધો, તોપણ તેથી લશ્કરમાં નાઉમેદી વધારે ફેલાઈ. છેવટે બાબરે પોતાના અમીર ઉમરાવોને અને લશ્કરને ભેગું કરીને તેમને હિમ્મત આપવાને એક અસરકારક ભાષણ કર્યું. બાબરે કહ્યું કે ભાઇઓ, આ દુનિયામાં જે આવેછે તે સઘળાનો નાશ એક દિવસે થાયછે. એકવાર મરવું તો છેજ, પણ કીર્તિ મેળવીને મરવું એ વધારે સારૂંછે. અપકીર્તિમાં જીવવું તેના કરતાં મરવું બેહેતર છે. જ્યારે આપણું શરીર નાશવંતછે ત્યારે કીર્તિ મેળવો અને તેમ કરતાં મરવામાં સંતોષ માનો. ખુદાએ અનુકૂળ થઈને આપણને આવી સ્થિતિમાં મૂક્યા છે. જો આપણે લડાઇમાં મૂઆ તો ધર્મનું રક્ષણ કરતાં મરીશું, માટે આવો અને આપણે સઘળા કુરાનના સોગન ખાઓ કે કોઇએ આ લડાઈમાંથી પીઠ બતાવી પાછા હઠવું નહિ, અને જ્યાં સુધી ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી દુશ્મનને મારવા. જીતવું કે મરવું. આ ભાષણથી લોકો ઉપર સારી અસર થઈ. સઘળા લોકો ઉશ્કેરાઇ ગયા. તે પછી બાબરે મુકામ ઊઠાવ્યો અને બે મૈલ આગળ આવ્યો. જ્યારે કાનુઆમાં બાબર ઘેરાઇ પડ્યો હતો, ત્યારે તે સંગ સાથે સંધિ કરવામાં ગૂંથાઓ હતો. તેમાં તેણે કબૂલ કર્યું હતું કે બીઆણા આગળનો પીળો ખાળ બંને રાજ્યની હદ સમજવી, અને દર વર્ષે રાણાને કાંઇ ખંડણી આપવી. તે વખતે બાબર એવી સંકડાશમાં આવ્યો હતો કે એના જેવો શાણો એ પ્રમાણે કબૂલ કરે તો તેમાં કાંઇ નવાઈ નથી. રાયસેનનો તુવાર રાજા

શિલાદિત્ય આ સલાહ કરવામાં હતો, અને જોકે એ સલાહ થઇ નહિ, તોપણ દગાથી બાબરનો છૂટકારો થયો. ૧૫૨૭ની ૧૯ મી માર્ચે તાર્તર લોકોની ડાબી બાજુએ અને મધ્યમાં રજપૂતોએ જબરો હુમલો કર્યો અને કેટલાક કલાક સુધી જોશમાં લડાઇ ચાલી. રજપૂતોએ આ ટાણે બતાવેલી સ્વામીભક્તિથી વધારે કોઇ વાર બતાવી નથી. કોની જીત થશે એ ઘણીવાર સુધી શક પડતું હતું, એટલામાં પેલો દગાખોર રાયસેનનો તુવાર રાજા જે સંગના લશ્કરની હરોળમાં હતો, તે ફૂટીને બાબરને જઇ મળ્યો. લડાઈની શરૂઆતમાં સંગને જીત મળવાની પૂરી આશા છતાં આ વખતે એને પાછા ફરવાની જરૂર પડી. એમાં પોતે સખત ઘાયલ થયો, અને એના સારામાં સારા સરદારો મરાયા. ડુંગરપરનો રાવળ ઉદેસિંહ, સલુંબરનો રત્નો, મારવાડના રાજાનો કુંવર રાયમલ રાઠોડ, મેરતીઆના ખેતસીનો રત્નો, સોનીઘડા રાવ રામદાસ, ઉજમસિંહ ઝાલા, ગોકળદાસ પરમાર, મેવાડના પહેલા વર્ગના ચોહાણ પટાવત માણેકચંદ અને ચંદ્રભાણ, મેવાતનો રાજા હસનખાન, અને ઈબ્રાહિમ લોદીનો છોકરો એ સઘળા આ લડાઇમાં મરાયા.

સંગ મેવાતના ડુંગરો ભણી નાસી ગયો અને પોતે પ્રતિજ્ઞા લીધી કે જીત મેળવ્યા વગર ચિતોડમાં પગ મૂકવો નહિ. અને જો એ વધારે મુદ્દત જીવ્યો હોત તો તે પોતાનું પણ પૂરું કરત, પરંતુ એની હારનું વરસ તે એની જીંદગીનું છેલ્લું વરસ હતું. મેવાતની હદ ઉપર બસવામાં એ મરી ગયો. એને કોઇએ ઝેર દીધું હોય એવો વહેમ છે. સંગે પણ લીધાથી એના વજીર આદિએ સુખમાં દહાડા કહાડવાને અને સંગની સાથે રખડપીટનો અંત લાવવાને આ કામ કર્યું હોય એવો શક છે.

રાણો સંગ સાધારણ ઊંચાઇનો પણ બહુ જોરાવર હતો. એ રંગે ગોરો હતો, અને તેની આંખો ઘણી મોટી હતી. એના ભાઇની સાથેની લડાઇમાં એની એક આંખ ગઈ હતી. દિલ્લીના લોદી રાજાની સાથેની લડાઇમાં એ ઠુંઠો થયો હતો, અને એક બીજી

લડાઈમાં તોપનો ગોળો વાગવાથી એ લંગડો થયો હતો, તથા તરવારના અને ભાલાના થઇને એના આખા શરીર ઉપર ૮૦ જખમો ગણી શકાતા હતા. એ પરાક્રમનાં સાહસ કામ કરવામાં પણ પ્રખ્યાત છે. માળવાના રાજા મુજફ્ફરને એનીજ રાજધાની-માંથી કેદ કરી લાવવાનો દાખલો એનું સાહસ જાણવાને બસ છે. રણથંભોરના અજીત કિલ્લાને અલી નામનો બહાદુર પાદશાહી કિ-લ્લેદાર બચાવતો હતો, તે છતાં પણ તે લીધો. એથી રાણાસંગની કીર્ત્તિ ઘણી વધી. કાનુઆ સુધી મેવાડની ઉત્તર હદ ઠરાવીને સંગે એક મહેલ બાંધ્યો હતો. અને જો એના પછી એના જેવી અ-ગમ બુદ્ધિનો અને તર્ક શક્તિવાળો રાજા મેવાડની ગાદી ઉપર થ-યો હોત તો બાબરના વંશજો હિંદુસ્તાનનું રાજ્ય સાચવી શક્યા નહિ હોત. સંગને સાત છોકરાં હતાં, તેમાંનાં બે બાળપણમાંજ મરણ પામ્યાં હતાં. તેથી ત્રીજો કુંવર રત્નો ઈ. સ. ૧૫૩૦માં મેવાડની ગાદીએ બેઠો.

---

## પ્રકરણ ૯ મું.

### ઈ. સ. ૧૫૩૦થી તે ઈ. સ. ૧૫૪૧-૪૨ સુધી.

### રત્નાદિત્ય.

સંગરાણા પછી તેનો મોટો દિકરો રત્નાદિત્ય ગાદીએ બેઠો. ઈ. સ. ૧૫૩૦. એ એના બાપના જેવોજ બહાદુર હતો. એણે ચિતોડના દરવાજા બંધ કરવાની મના કરી હતી અને રણક્ષેત્ર એજ પોતાની રાજધાની કરવાનો નિશ્ચય કર્યો હતો. એ જો વ-ધારે જીવ્યો હોત તો એણે એના બાપનું પણ પાળ્યું હોત, અને પોતાના દેશના અને ધર્મના શત્રુની સામા થવાને એકસંપ કર્યું હોત. પરંતુ તે વધારે જીવ્યો નહિ. જેપુરના રાજાની કન્યા સા-થે એનો વિવાહ થયો હતો, છતાં બુંદીનો રાજા સૂરજમલ પરણી

આવ્યાથી તેની સાથે એને કજીઓ થયો, તેમાં એ બંને જણુ માર્યા ગયા. તેથી તેના પછી તેનો ભાઇ વિક્રમજીત ગાદીએ બેઠો. ઈ. સ. ૧૫૩૫.

## વિક્રમજીત.

વિક્રમજીત એના ભાઇની પેઠે પોતાના સરદાર પટાવતને રાજી રાખી શકયો નહિ. એના ઉપરથી એના રજપૂત લશ્કરનો પ્રેમ ઓછો થયો. રજપૂતો સવાર થઇ લડવામાં માન સમજે છે. પ્યાદા લડવામાં તેઓ હલકું માનેછે. એટલુંજ નહિ પણ પાયદળને તેઓ ધિક્કારે છે. વિક્રમજીતે પોતાના લશ્કરમાં પહિલવહેલું પાયદળ રાખ્યું, તે રજપૂતોને પસંદ પડયું નહિ. બાબરના આવ્યા પછી હિંદુસ્તાનમાં તોપો વપરાવા લાગી હતી. એ તોપોના કામમાં એમને પાયદળ રાખવાની જરૂર પડી. તેમનું જોઈને રાણાએ પણ પાયદળની પોલિસ રાખી. ચિતોડની આસપાસના પહાડી લોકો એ પોલિસને નહિ ગણકારતાં ચિતોડનાં ઢોર વાળી લેવા લાગ્યા. એ ચોરોની પાછળ જવાને રાણો જ્યારે સવારોને કહેતો, ત્યારે જતા પહેલાં તેઓ મસ્કરીમાં કહેતા કે તમારી પોલિસને મોકલોની. એ રીતે રાણા ઉપર રજપૂતોને અભાવ થયો.

એ વખતે ગૂજરાતમાં બહાદુરશાહ રાજ્ય કરતો હતો. તેણે રજપૂતોમાં આ રીતે ફાટફુટ જોઈ તે તકનો લાભ લેવાનો અને પોતાની જાતના માંડુના પાદશાહ મુજફ્ફરને કેદ કરેલો તેનું વેર લેવાનો નિશ્ચય કર્યો. તેથી તેણે માંડુના પાદશાહને પોતાના પક્ષમાં લીધો ને તેની મદદ મેળવી તે રાણાના મૂલક ઉપર આવ્યો. રાણાએ પણ જેટલું બની શક્યું તેટલું લશ્કર જમાવી લડવાનો ઠરાવ કર્યો. રાણાના ઉમરાવો ને સરદારો ચિતોડનો બચાવ કરવાને રહ્યા ને પાયદળ લશ્કર લેઇ રાણો મુસલમાનો સામો ગયો. પણ મુસલમાનોના અસંખ્યાત લશ્કર સામા રાણાનાં થોડાં અને તે પણ પોલિસના પાયદળનાં લડાઇનાં બીન અનુભવી નવાં માણસો ટકી શક્યાં નહિ. તેથી રાણાને હરાવીને બહાદુર ચિતોડ ઉપર આવ્યો.

પણ આખી રજપૂત જાતને ચિતોડ નામ વહાલું હતું. તેનો બચાવ કરવા જવું એ પોતાની આબરૂ બચાવવાને જવા બરાબર ગણતા હતા. પ્રતાપગઢ દેવલાના રાજા સૂરજમલના મૂઆ પછી ગાદીએ બેઠેલો તેનો પુત્ર પણ પોતાના બાપદાદાના વતનનું રક્ષણ કરવાને આવ્યો. બુંદીના રાજાનો કુંવર પણ પાંચસેં હાડા લેઇને આવ્યો. એ વગર સોનીગડા, ઝાલોરના દેવરા રાવ, આબુના પરમાર, ને બીજા ઘણા રજપૂતો ચિતોડના રક્ષણાર્થે એકઠા થયા.

બહાદુરે પણ ચિતોડ લેવાની જબરી તૈયારી કરી હતી. યૂરોપિયન તોપખાનાના માણસો ને તોપો પણ ચિતોડનો કિલ્લો તોડવાને તે લેઈ આવ્યો હતો. તે તોપખાનાવાળા માણસો વાસ્કોડીગામાના માણસો હશે. અને એ તોપો વડેજ એ ચિતોડ જીતી શક્યો. બીકાખડકના રક્ષણાર્થે હાડાઓ ઊભા હતા. એ જગા સુરંગ ફોડીને ઉરાડી દીધી, તેમાં હાડાઓ માર્યા ગયા. રાવ દુરગા અને ચંદાવત સરદાર સતો અને દુદુ એમણે બહાદુરીથી ત્યાં થએલા ઘણા હુમલા પાછા હઠાવ્યા. આ વખતે રાઠોડાણી ( રાણાની રાઠોડ કુળની સ્ત્રી ) જવાહિરબાઇએ જે બહાદુરી બતાવી તે વખાણવા જોગ છે. રજપૂતસ્થાનની રજપૂતાણીઓએ અને તેમાં વિશેષે મેવાડની રજપૂતાણીઓએ કરેલી બહાદુરીના હજારો દાખલામાંનો એ પણ એક છે.

બીકા ખડક આગળ હાડા મરાયાના સમાચાર સાંભળ્યાથી રાણી જવાહિરબાઈને વિચાર આવ્યો કે હવે રજપૂતો હિંમત હારી જશે તો ચિતોડ બચવું મુસ્કેલ છે. તેથી એ રાણી બખતર પહેરીને ઊઘાડી તરવારે આવી પહોંચી. ત્યાંનું રક્ષણ કરનારા રજપૂતોને વધારે હિંમત આપવાને પંડે લડાઇમાં ઉતરી, અને પોતાનાં માણસોને બહાદુરીથી લડવાને પોતાનો દાખલો આપી ઉશ્કેરવા લાગી. પોતાની રાણીને મર્દની માફક લડતાં ને બહાદુરીથી મુસલમાનો સામા નિડરપણે તરવાર દેવીને ભોગ આપતાં જોઇ ચંદ્રસિંગના વંશજો પણ શૂરપર આવ્યા. તેમણે પોતાની રાણીની

સરદારી નીચે મુસલમાનોના હુમલા પાછા વાળ્યા. આ જગાએ રજપૂતોની ને મુસલમાનોની કાપાકાપી થઇ રહી, ધડ શીષ જુદાં પડી રખડવા લાગ્યાં, મુડદાંના ઢગલે ઢગલા થવા લાગ્યા, એટલામાં રાણીને ગોળી વાગવાથી તે પડી. રજપૂતોએ રાણીની લાશને મોકલાવી દીધી અને પછીથી તેઓ મરણીઆ થઇ મુસલમાનોપર ધસ્યા. મુસલમાનોના સંખ્યાબળ આગળ રજપૂતોની બહાદુરી ટકી નહિ. તેમની સંખ્યા પાતળી થતી ગઇ એટલે મુસલમાનો જમીન દબાવતા આગળ ધસ્યા. મુસલમાનો ધસતા જાય તેમ રજપૂતો કાપતા જાય, પણ છેવટે રજપૂતો પોતપોતાની જગાએ કપાઈ મૂઆ.

આ પ્રમાણે રજપૂતોની બાજુ નમતી ચાલ્યાથી તેઓ સઘળા એકઠા થઇ વિચારવા લાગ્યા કે હવે ચિતોડ પડશે અને આપણે સઘળા ચિતોડના ભોગ થઇ પડીશું. પણ એને મુસલમાનોના હાથથી છોડવવાને પાછળ કોણ રહેવાનું. સઘળાની નજૅર માત્ર સંગના ધાવણા બાળક ઉદેસિંગ ઉપર હતી. પણ તેને ઉગારવો કેમ ? અને એને નસાડીએ તો રાણાની જગાએ સરદારી કોણ લે ? એટલે પ્રતાપગઢ દેવલાનો રાજા (સૂરજમલનો પુત્ર) વાઘજી સરદારી લેવાને ઊભો થયો. તેણે કહ્યું હું રાણાની જગાએ મરવાને તૈયાર છું. તમે બધા મારી સાથે ચાલો ને ઉદેસિંગને બુંદી મોકલાવી દો. આ પ્રમાણે ઠરાવ કરી ઉદેસિંગને બુંદી મોકલી દીધો. હવે ભાંજગડ રજપૂત સ્ત્રીઓની આવી. કેસરીઆં કરવામાં સ્ત્રીઓ પણ સામેલ થાય એ વાત રજપૂતોને ગમતી નથી. કેમકે વખતે કોઇ જીવતી પકડાઇ જાય તો મુસલમાનો રજપૂતાણીની આબરૂ લે. તેથી તેમને ઠેકાણે પાડીને કેસરીઆં કરવાનો ઠરાવ કર્યો. એટલે ઉદેસિંગની મા કરણાવતી બોલી કે બેનો, આપણે તૈયાર થાઓ. આપણે ક્યાં નવાઇ કરવી છે. પદમણી આપણને દાખલો આપી ગઇછે. આપણે તેનો દાખલો લો. મારા પતિ પાછળ હું ગર્ભવંતી હોવાથી મારાથી સતિ થવાયું નહોતું. તે આજે હું

મારા ચિતોડ પાછળ સતિ થાઉંછું. બેનો, તમે પણ તમારા સ્વામીની પાછળ સતિ થવાને બદલે મારી સાથે ચાલો. તમારા સ્વામીની આવવાની રાહ જોઇ ઇંદ્રપુરીમાં પુષ્પમાળ હાથમાં લેઈ ઊભાં રહો. એમ કહી મહેલમાં પેઠી ને મહેલને આગ લગાડી શુમારે તેર હજાર રજપૂતાણીઓ એક પણ દિલગીરીનો કે શોકજનક અવાજ કર્યા વગર જીવતી બળી મૂઇ. તેમના સ્વામીઓ તો કેસરીઆં કરી તૈયાર ઊભાજ હતા. વાઘજી તેમની આગળ થયો. હાથમાં નાગી તરવારો લેઇ ભૂખ્યા સિંહની માફક સઘળા રજપૂતો મુસલમાનો ઉપર તૂટી પડ્યા, ને તેઓ સઘળા પોતાની તરવારોને મ્લેચ્છનું લોહી પાતા, એ રણજંગમાં ખપી ગયા. આ લડાઈમાં બત્રીસ હજાર રજપૂતો મરાયા. તેમાં ધણીખરી શાખાના સરદારો ને બહાદુર રજપૂતો મરણ પામ્યા. ઈ. સ. ૧૫૩૭.

ચિતોડની માઠી દશા જોઈને તથા તે હવે બચવાનું નથી એવું માલમ પડવાથી રાણી કરણાવતીએ દિલ્લીના પાદશાહ હુમાયુંને પોતાનો ભાઈ ગણીને રાખડી મોકલી હતી. હુમાયુંએ કરણાવતીને બેન ગણી રાખડી બાંધી. તે તે વખતે બંગાળા જીતવાનું કામ કરતો હતો, તે કામ પડતું મૂકીને પોતાના ભાણેજનું રક્ષણ કરવાને આવવા નીકળ્યો. પણ એટલે દૂરથી આવતાં વાર લાગી એટલામાં ચિતોડ પડ્યું. આ વખતે હુમાયું નજીક હોત તો ચિતોડનો નાશ થતો અટકત. બહાદુર ચિતોડ જીત્યા પછી માત્ર પંદર દિવસ ત્યાં રહી શક્યો. હુમાયુંને પોતાના ઉપર આવતો સાંભળ્યો કે બહાદુર માળવામાં ગયો. આ વાત ઉપરથી આ જગાએ હુમાયુંના મોટા મનનાં ને સદ્‌ગુણનાં વખાણ કર્યા વગર રહેવાતું નથી. એજ કરણાવતીનો સ્વામી સંગ, હુમાયુંના બાપ બાબર સામો લડ્યો હતો, ને હુમાયું હિંદુઓનો ધર્મશત્રુ હતો, છતાં કાંઈપણ વેર નહિ રાખતાં કરણાવતીને પોતાની બેન કબૂલ કરીને ભાણેજનું રક્ષણ કરવાને બંગાળા જીતવાની અણીપર હતો તે કામ,

પડતું મૂકી તાબડતોબ આવ્યો. એજ તેના મહાન્ રજપૂત ગુણો બતાવેછે. એજ એનામાં રહેલી બહાદુરી ને મોટું મન બતાવેછે. હુમાયુંના સદ્‌ગુણોનું આ એક ઉત્તમ દૃષ્ટાંત છે.

હુમાયું બેનની મદદે આવ્યો, તે વખતે તે મરણ પામેલી હતી તોપણ તેનો બોલ પાળ્યો. તેણે ચિતોડને દુશ્મનોના હાથમાંથી છોડવ્યું તથા બહાદુર ને તેના મળતીઆ માંડુના પાદશાહને હુમલો કરીને હરાવ્યા ને માંડુ જીત્યું, અને રાજા વિક્રમજીત નાસી ગયો હતો, તેને પાછો બોલાવીને માંડુના ગઢમાં પોતાને હાથે તરવાર બંધાવીને મેવાડના રાણા તરીકે સ્વિકાર્યો.

આ પ્રમાણે વિક્રમજીત ફરીને ગાદીએ બેઠો, પણ હજુ તે પોતાને પડેલાં સંકટના અનુભવથી સુધર્યો નહિ. તેણે પોતાના પટાવતોને પહેલાંના જેવુંજ અપમાન આપવું જારી રાખ્યું. તથા પોતાનો માન મરતબો જાળવવાનું બિલકુલ એક કોરે મૂકી દીધું. વળી વૃદ્ધાવસ્થાને આખી દુનિયામાં અને તેમાં હિંદમાં તો વિશેષે કરી માન અપાયછે તે માન પણ આપવું તેણે છોડી દીધું. એના બાપ સંગ રાણાને દુઃખના વખતમાં આશરો આપનાર અજમેરના રાવ કર્મસિંગને ખુલ્લી કોર્ટમાં એણે માર મારી અપમાન આપ્યું. આ અપમાનથી સભાના સઘળા ઉમરાવો એક પછી એક ઊભા થયા. તેમને ચંદાવત પટાવત કાનજીએ કહ્યું કે "ભાઈઓ આજસુધી આપણને મોરની વાસ આવતી હતી પણ હવે તો આપણને તેનાં ફળ ચાખવાં પડશે." પછી કર્મસિંગ પરમારે કહ્યું કે "કાલે એનો સ્વાદ માલમ પડશે." આમ બોલી તેઓ સઘળા ચાલ્યા ગયા.

જોકે રજપૂતો પોતાના રાજાને દેવ કે માબાપ પ્રમાણે ગણે છે, અને ધર્મમાં પણ તેની આજ્ઞા પ્રમાણે ચાલવાને ફરમાવેલું છે, તોપણ તેની હદ હોયછે. રાજાનાં કૃત્યથી રાજ્યને હાનિ થાય એવું બને ત્યારે અમીર ઉમરાવોએ અને રાજસભાસદોએ રાજાઓને પદભ્રષ્ટ કરેલાના દાખલા હિંદના ઇતિહાસમાં બનેલા છે.

પણ તેઓમાં એક જાતની પ્રીતિ અને ભય રહેલુ હોયછે, કે જે તેમને હદમાં રાખેછે ને તેમની સખતાઇને નરમ પાડેછે. ચિતોડના પટાવતો બાળક રાજાથી કંટાળીને હવે સંગના ભાઈ પૃથુરાજના દીકરા વનવીર પાસે ગયા; અને તેને ચિતોડની ગાદી લેવાને અરજ કરી. તેણે પ્રથમ તો ના પાડી. પણ જ્યારે તેમણે કહ્યું કે જે રાજા ઉપર ઉમરાવોનો વિસ્વાસ ને પ્રેમ ન હોય, એવો રાજા ગાદીએ હોવાથી રાજ્યને કેટલું નુકસાન છે તેનો આપ વિચાર કરો. ઉમરાવોના આગ્રહથી વનવીરે છેવટે હા કહી. એ રીતે ઉમરાવોની સાથે વનવીર ચિતોડ લેવા આવ્યો, તે વખતે વિક્રમજીતના પક્ષમાં કોઈપણ નહોતું. તેની ગેરવર્ત્તણુકે સઘળાને એના દુશ્મન કર્યા હતા. વિક્રમજીતની પાસે સામા થવાનાં કાંઇપણ સાધન નહોતાં, તેથી પટાવતોએ તેને પકડીને મારી નાંખ્યો અને વનવીરને ગાદીએ બેસાડ્યો. સારા રાજા વગર અને રાજાને અમીર ઉમરાવોમાં સંપ વગર રાજ્યમાં કેવી ફાટફૂટ થાયછે તેનો આ વિક્રમજીતનો દાખલો શીખવા જોગ છે.

ગાદીએ બેઠા પછી વનવીરમાં રાજ્યલોભ ઉત્પંન થયો. તેણે નિષ્કંટક રાજ્ય કરવાનો વિચાર કર્યો. રાજ્યમાં એની સામા ગાદીનો દાવો કરે એવો માત્ર સંગનો બાળકુંવર ઉદેસિંગજ હતો. તેને વિક્રમજીતના વખતમાં બુંદીથી ચિતોડમાં આણેલો હતો. તેને મારીને નિશ્ચિંતપણે રાજ્ય કરવાનો એણે વિચાર કર્યો. પણ વનવીરનો આ વિચાર ઉદેસિંગની ધાવને માલમ પડતાંજ તેણે એક કંડીઆમાં ઉદેસિંગને સુવાડી તે ઉપર પાંતરાં વગેરે ઢાંકી તે કંડીઓ એક હજામને આપી એક અમુક જગાએ લેઈ જઇ ઊભા રહેવાને કહ્યું. હજામ વિદાય થયાને થોડો વખત થયો કે વનવીર ઉદેસિંગને શોધતો આવી પહોંચ્યો. તેણે ધાવને પૂછ્યું કે ઉદેસિંગ ક્યાં છે ? ધાવે પોતાના છોકરાને બતાવીને કહ્યું કે પેલો પારણામાં ઊંઘે છે. વનવીરે ત્યાં જઈને તેને મારી નાંખ્યો. રાતનો વખત હોવાથી તથા પોતાનો વિચાર તાકીદે અમલમાં લાવવાની ઉતા-

વળમાં વનવીરે વગર તપાસે તે છોકરાને મારી નાંખ્યો. ઉદેસિંગ મરાયો એવી તેની ધાવે બૂમ પાડયાથી આખા રાવળામાં[1] હાહા કાર વરતાઇ રહ્યો. સઘળી રાણીઓ શોક સાગરમાં ડૂબી ગઈ. ઉદેસિંગની ધાવ ખીચી જાતની રજપૂતાણી હતી. તેનું નામ પન્ના હતું. તે છાનીમાની નીકળી નાઠી ને પેલા હજામને આવી મળી. તે પોતાના બાળરાજાને લેઇ દેવલાના વાઘજી પછી થએલા રાજા સિંગરાવ પાસે ગઈ. દેવલાનો રાજા પકડાઇ જવાની દેહેશતે તેમને લેઈ ડુંગરપુરના રાવળ એશકર્ણ પાસે ગયો. એશકર્ણની ઈચ્છા તેમનું રક્ષણ કરવાની હતી, છતાં એ વાત જાહેર થવાથી વનવીર સામા આપણાથી ટકી શકાશે નહિ, એ દેહેશતથી તેમને કોમલમેર જવાની સલાહ આપી. ત્યાંના વાણીઆ સૂબાને ત્યાં એ બાળક ઉછેરવામાં કોઇને શક જશે નહિ અને વાત પકડાશે નહિ, એમ વિચારી પન્નાને કોમલમેર વિદાય કરી. પન્ના ઈડર થઇ કોમલમેર આવી. ત્યાં દેવરા જાતનો જૈન્ય ધર્મનો વાણીઓ આશાશાહ નામે સંગના વખતથી સૂબાગીરી કરતો હતો. પન્નાએ તેના ખોળામાં ઉદેસિંગને મૂકી સઘળી હકીકત કહી, ને તેનું રક્ષણ કરી ઊછેરવાને અરજ કરી. આશાશાહના મનમાં ગડભાંગ થવા લાગી કે કેમ કરવું. પણ તે વખતે તેની મા ત્યાં ઊભી હતી. તેણીએ કહ્યું કે "બેટા, નિમકહલાલી ભયની કે મુશ્કેલીની દરકાર રાખતી નથી. એ તારા રાજા સંગનો પુત્ર છે એટલે તારા માથાનો મૂગટ છે, એનું તારે રક્ષણ કરવુંજ જોઈએ. માટે એને તારી પાસે રાખ ને આપણા ઘરમાં આપણાં છોકરાં ભેગો ઊછેર, એટલે વાત કોઇ જાણશે નહિ. પરમેશ્વર તારા રાજાને મોટો કરશે ને સૌ સારાંવાનાં થશે." વાણીએણ થઇને આવાં રજપૂતાણી જેવાં પોતાના પુત્રને શીખામણનાં વચન કહેનારને ધન્યવાદથી વધાવી લીધા વગર ચાલતું નથી. રજપૂતાણીઓની સોબતમાં રહેવાથી વાણીએણોને પણ કેવી "સોબતે

---

૧ જનાનખાનું.

અસર" થાયછે તે બતાવવાને આ આશાશાહની માનોજ દાખલો બસ છે. ઉદેસિંગ આશાશાહને સોંપ્યા પછી પન્ના ત્યાંથી ચાલી ગઇ, કેમકે શ્રાવકના છોકરાની રજપૂતાણી ધાવ હોય નહિ; અને એ વાત ચરચાય તો પરિણામ સારૂં ન આવે. ધન્ય છે એ પન્ના રજપૂતાણીને કે પોતાના રાજાના રક્ષણાર્થે પોતાના બાળકનો પ્રાણ ખોયો અને આટલું આટલું રખડી રઝળીને તેને સારા ને નિર્ભય સ્થળે સોંપી આવી. પન્નાની બહાદુરી, હોંશિયારી, નિમકહલાલી, મોટું મન, દૃઢતા, ને ધીરજ એ અનુપમ હતાં. પન્ના તે ખરે એક પન્નુ કે હીરોજ હતો. ઈતિહાસમાં એનો જોટો રજપૂતાણી વગર બીજી જાતમાં કવચિતજ મળી આવશે.

આશાશાહને ત્યાં ઉદેસિંગ સાત વરસ સુધી છાનો રહ્યો. પછી તે છતો થયો. એ વાત ગામોગામ ફેલાઇ ગઈ. સંગરાણાનો પુત્ર જીવતો સાંભળીને ચિતોડના સઘળા ભાયાતો કોમલમેરમાં એકઠા થયા. તેમણે આશાશાહને તે વાત પૂછીને તથા પન્નાને બોલાવીને ખાતરી કરી. પોતાની ખાતરી થયા પછી તેમણે આશાશાહને અને પન્નાને તેમની નિમકહલાલી માટે શાબાશી આપીને કોમલમેરમાં ઉદેસિંગના નામની આણ વરતાવી. પછી તેઓ સઘળા તૈયાર થઇ ચિતોડ આવ્યા. તેમણે વનવીરને પોતાની ઇચ્છા જણાવી, કે મહારાજા અમારી ઈચ્છા અમારા સંગરાણાના પુત્ર ઉદેસિંગને ચિતોડની ગાદીએ બેસાડવાની છે; માટે આપ આપના વતનમાં પધારો; જો આપ ખુશીથી જશો તો આપને આપની સઘળી મિલ્કત સાથે વગર હરકતે જવા દેવામાં આવશે; કેમકે એક વખત આપે અમારૂં વચન માની અમારા કહ્યાથીજ આ ગાદી લીધી છે, તો અમારીજ ઈચ્છાથી આપ રાજીખુશીથી રાજ્યગાદી છોડશો તો આપનું કોઈ નામ લેનાર નથી. વનવીરે વિચાર્યું કે સામા થવામાં હવે કાંઈ માલ નથી, માટે તેમની મરજીને તાબે થઈ માલમતા લેઇને જવું એજ ઠીકછે. એમ વિચારીને પોતાની સઘળી માલમિલ્કત તથા છૈયાં છોકરાં લેઇને તે

દક્ષિણ હિંદુસ્તાનમાં જઇ વસ્યો. વરાડના ભોંસલા રાજા એના વંશથી ઉતરેલા છે એમ કહેવાયછે. વનવીર ગયા પછી સઘળા પટાવતોએ મળીને ઉદેસિંગને ચિતોડની ગાદીએ બેસાડ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

### ઇ. સ. ૧૫૪૧ થી ઈ. સ. ૧૫૭૨ સુધી.

### ઉદેસિંગ.

ઉદેસિંગ ઈ. સ. ૧૫૪૧–૪૨માં બાર વરસની ઉમરે ચિતોડની ગાદીએ બેઠો. એનામાં એના બાપનો કોઇપણ ગુણ નહોતો. ખરૂં કહીએ તો ઉદેપુરના રાણાના નામને એ લાયક નહોતો. સંકટમાં ને એકાંતમાં છૂપો ઉછર્યો છતાં તેનામાં રજપૂતના નામને છાજે એવો એકે ગુણ આવ્યો નહોતો, અને તેથીજ એના વખતમાં અજીત ચિતોડનો નાશ થયો.

ચંદકવિ કહેછે કે "જે મૂલકમાં બાળક રાજા હોય કે રાણી રાજ્ય કરતી હોય તે મૂલકમાં પારાવાર દુઃખ જાણવું." પણ જ્યાં એ બંને વાનાં સાથે મળ્યાં હોય, ત્યાં તો દુઃખનો પારજ નહિ. ઉદેસિંગમાં રાજાને યોગ્ય એક પણ ગુણ નહોતો. વંશ પરંપરાથી ચાલતી આવેલી બહાદુરી પણ તેનામાં નહોતી. તેથી ચિતોડનું રાજ્ય એક બહાદુર પણ રાખેલી સ્ત્રીના હાથમાં ગયું. ઉદેસિંગ એ રાખેલી સ્ત્રીના હાથમાં રમકડા જેવો હતો.

હુમાયુંના નાસભાગના વખતમાં અને શિરશાહના વંશજોના ઝઘડાના વખતમાં ઉદેસિંગનામાં બહાદુરી નહિ છતાં તે ચિતોડમાં શાંતિથી રાજ્ય કરી શકત. પણ ચિતોડને અને સીસોડીઆઓને કમનસીબે જે સાલમાં ઉદેસિંગ ગાદીએ બેઠો, તેજ સાલમાં તેને હરાવનાર અને અજીત ચિતોડનો નાશ કરનાર સિંધના રણમાં અમરકોટમાં જન્મ્યો. ઉદેસિંગની પેઠેજ તે દુઃખમાં ઉછરીને મોટો થયો હતો. પણ તે દુઃખમાં ઘડાઇ ઘડાઈને

બહાદુર ને ધીટ થયો હતો. જેટલી ઉમરે ઉદેસિંગ ગાદીએ બેઠો તેટલી ઉમરે તો એણે એના બાપની સાથે હિંદુસ્તાનમાં આવીને સરહિંદ આગળ દુશ્મનો ઉપર જબરી જીત મેળવી અને દિલ્લી તથા આગ્રા જીતી લીધાં. અને તે પછી થોડી મુદ્દતમાં એના બાપના અચાનક મોતથી ૧૩ વરસની નાની ઉમરે તે દિલ્લીની ગાદીએ બેઠો. આ મહા પુરૂષ તે અકબર હતો.

જ્યાં આગળ રાજાની સત્તાની હદ નથી અને રાજ્યનો સઘળી જાતનો અધિકાર તેનાજ હાથમાં છે, ત્યાં આગળ દેશની ચડતી પડતી રાજાના ગુણ અને દુર્ગુણ ઉપર રહેછે. જો તે સદ્ગુણી હોય તો તે રાજ્ય આબાદ ને સુખી થાયછે, ને જો દુરાચરણી હોય તો તે રાજ્યે મેળવેલી કીર્ત્તિ પણ ખોઈ દેછે. આ વાતની સત્યતાનો પુરાવો અકબર અને ઉદેસિંગ બરાબર આપેછે.

અકબર અને ઉદેસિંગ બંને જણ ગાદીએ બેઠા ત્યારે લગભગ સરખી ઉમરના હતા. તેમને બંનેને સરખી સ્થિતિમાં રાજ્યની લગામ હાથ આવી હતી, પણ એકનું નસીબ જોરાવર હતું અને બીજાનું નબળું હતું. અકબરને બહેરામ ને અબુલફજલ જેવા શાણા ને ઉદાર દિલના સલાહકારો હતા, ત્યારે બીજો એક રાખેલી સ્ત્રીથી દોરાતો હતો. પણ એ રીતે બંનેનો મુકાબલો કરવો વાજબી નથી. જો કે બંને દુઃખમાં ઊછર્યા હતા તોપણ એના બાપની સાથે રખડીને, એના કાકાને ત્યાં ઊછરીને અને તરેહ તરેહનાં દુઃખ ખમીને અકબરને દુનિયાનો પૂરો અનુભવ મળ્યો હતો. પણ ઉદેસિંગ એના સ્વદેશી પહાડોમાં નાનપણથી ઊછર્યો હતો. એનો જન્મ છૂપો રાખ્યો હતો અને એને રાજ્યગુણને યોગ્ય કેળવણી મળી નહોતી, અને તેથીજ તેણે અકબર સામા લડવામાં ચિતોડનો નાશ કરાવ્યો.

મેવાડના રાજામાં રાજ્ય યોગ્ય ગુણોની ખામી હોવાથી મેવાડના નસીબનો પ્યાલો પૂરેપૂરો ભરાઇ રહ્યો. સીસોડીઆની કુળ

દેવીએ વચન આપ્યું હતું કે જ્યાંસુધી બાપા રાવળનો વંશજ મને ભોગ આપવાને આગેવાન થશે, ત્યાંસુધી હું ચિતોડનું રહેઠાણ તજીને જઈશ નહિ અને તેનું રક્ષણ કરીશ. જ્યારે અલાઉદ્દીને ચિતોડ ઉપર પહેલી વાર હુમલો કર્યો ત્યારે બાર રાજ કુંવરોએ મરતાં સુધી ચિતોડનો બચાવ કર્યો હતો. બીજો ઘેરો જ્યારે બહાદુરશાહે ઘાલ્યો ત્યારે મેવાડનો વંશજ દેવલાનો રાજા વાઘજી મરાયો. પણ આ ત્રીજા અને સૌથી મોટા ઘેરા વખતે મેવાડનો મૂગટ જેને માથે ધર્યો હોય એવો કોઇ ચિતોડના રક્ષણાર્થે નહોતો તેથી ચિતોડ પડયું. ચિતોડ નામથી સીસોડીઆ જે મોહ પામતા તે મોહ ગયો અને ચિતોડ સાથે પડેલી સ્નેહની મડા ગાંઠથી, ઘેલોટીઓ હમેશને માટે છૂટા પડયા. જે ચિતોડ અજીત કહેવાતું તે નહિ બચાવી શકાય એવું થઈ પડયું. જે ચિતોડ એક હજાર વરસ સુધી આખા હિંદુસ્તાનમાં સઘળા શહેરો કરતાં શ્રેષ્ટતા ભોગવતું હતું, તે ચિતોડનાં દેવળો જંગલી પ્રાણીઓનાં રહેઠાણ થઈ પડયાં. ચિતોડની રાજધાની જે પવિત્ર ગણાતી હતી તે મ્લેચ્છોનો વાસ થઇ પડી, અને જેને માટે ત્યાંના રાજા અને લોકો પોતાનો જાન કુરબાન કરતા તેમાં પેસવાને પણ ત્યાંના રાણાઓ પ્રતિજ્ઞા લેઇ બેઠા.

મુસલમાન ઇતિહાસ કર્ત્તાઓ અકબરે એકજ વખત ચિતોડ ઉપર હુમલો કર્યો ને જીતી લીધું એમ કહેછે, પણ રજપૂત વંશાવળી અકબરના બે હુમલાનું વર્ણન કરેછે. પહેલી વારના હુમલામાં અકબર હાર્યો હતો. એ હરાવનાર તે રાણાની રાખ હતી. તેણીએ મરદાનગીથી રજપૂતોની સરદારી લેઈ કિલ્લા બહાર નીકળી મુસલમાનોની છાવણી સુધી ધસારો કર્યો એટલુંજ નહિ, પણ પાદશાહના પોતાના તંબુ સુધી ધસારો લેઈ ગઇ. આથી મુસલમાનો ગભરાઇને નાસી ગયા. રાણાએ આ જીત એની રાખની બહાદુરીથી થઈ એમ જાહેર કર્યાથી, એના પટાવતો સઘળા ગુસ્સે થયા અને તેથી તે રાખને મારી નાંખી. આ માંહોમાંહે

કજીઆ થયા તેનો લાભ લેવાને અકબરે એક જબરૂં સૈન્ય લેઈને ચિતોડને ઘેરો ઘાલ્યો. એ લશ્કર એટલું હતું કે તેમની છાવણી દશ દશ મૈલ લાંબી થઈ હતી. જેવો અકબરે ચિતોડને ઘેરો ઘાલ્યો તેવોજ રાણો ઉદેસિંગ નાસી ગયો, તેથી ચિતોડના રક્ષકો હિંમત હારી ગયા નહિ, ચંદ્રસિંગનો વંશજ સહીદાસ પોતાના અનંત ભાયાતો લેઇને પોતાની જગાએ ચિતોડના રક્ષણાર્થે ઊભો હતો. સૂરજ દરવાજા ઉપર મુસલમાનોએ હુમલો કર્યો ત્યારે તેનું રક્ષણ કરતાં કરતાં તે ત્યાંજ મરાયો. ચંદ્રસિંગના સગા સાંગાનો વંશજ મદારીઆનો દુદો રાવત ને તેના ભાયાતો, દિલ્હીના પૃથુરાજના વંશજ બેડલા ને કોઠારીઆના ઠાકોરો, બીજોલીનો પરમાર ને સાદરીના ઝાલા, એમણે પણ પરાક્રમ કરી પોતાનો દાખલો પોતાના માણસોને આપી ઉશ્કેર્યા. દેવલાનો રાજા તો પહેલાં મરાયો હતો, પણ તેના પછીનો બીજો રાજા સિંગરાવ પણ ચિતોડનો રક્ષણ કાજે બહાદુરીથી લઢ્યો. એ તો રાણાના પોતાના પટાવતો, પણ એ વિના ચિતોડનું રક્ષણ કરવાને બીજા રાજાઓ પણ આવ્યા હતા. તેઓમાં ઝાલોરનો સોનીગડા રાવ, ઈસુરીદાસ રાઠોડ, કર્મસિંગ કછવા, દુદો સાદાણી અને ગ્વાલીઅરનો તુંવાર જાતનો રાજા એ મુખ્ય હતા. ઈ. સ. ૧૫૬૮.

પણ મેવાડના ઈતિહાસનાં આ વખતનાં કાળાં પાનાંમાં જે જે નામો પ્રકાશી નીકળેછે અને જે નામો હજુ સુધી ખરા રજપૂતો અને ભાટ ચારણો પવિત્ર ગણે છે, તથા અકબરે પોતે પોતાની કલમવડે જે નામોને અમર કર્યાંછે, તે નામો બેદનુરના જેમલ અને કેલવાના પ્રતાપસિંગનાં છે. એ બંને મેવાડના સોળ મોટા પટાવતોમાંના હતા. જેમલ મારવાડના બહાદુરમાં બહાદુર મેરતીઆ જાતનો રાઠોડ હતો, અને પ્રતાપસિંગ ચંદ્રસિંગના વંશની બીજી મોટી શાખાનો હતો. જેમલ ને પ્રતાપસિંગનાં નામ નાના બાળકથી તે વૃદ્ધ સુધી રાંક ને તવંગર સઘળામાં મશહુર છે. અને જ્યાં સુધી રજપૂતોને તાબે જમીનનો એક તુકડો પણ

હશે, અને પ્રાચીન કાળની વાતોના સંભારણાનો આભાસ પણ રહેશે, ત્યાંસુધી તેમના નામને માન આપશે. ચિતોડીઆઓને જ્યારે પોતાનો રાજા, પોતાનો બહાદુરી ભરેલો દાખલો આપી લડાઇમાં દોરેછે ત્યારે તેઓ જેવા ઉન્મત હસ્તિની માફક શૂરથી લડેછે, તેવા તેઓ રાજા વિના લડતા નથી. આ વખતે રાણો તેમને માથે નહોતો, તોપણ અગાઉ રજપૂતોનાં જેવાં પરાક્રમો વર્ણવ્યાં છે, તેવાંજ અને તેથી પણ વધારે પરાક્રમ અને સ્વાત્માર્પણનાં કામો તેમણે કર્યાંછે.

જ્યારે સૂરજ દરવાજા પાસે સલુમ્બ્રા મરાયો ત્યારે ત્યાંના લશ્કરની સરદારી કેલવાના પ્રતાપસિંગને મળી. તે વખતે તે માત્ર સોળ વરસની ઉમરનો હતો. એનો બાપ પહેલી લડાઈમાં મરાયો હતો, અને એની મા એને બીજાં કાંઇ છોકરાં ન હોવાથી કેલવાની ગાદીના વારસ પ્રતાપને ઊછેરવાને જીવતી હતી. પ્રાચીન કાળની સ્પાર્ટન માતાની પેઠે તેણીએ પોતાના એકનાએક પુત્રને કેસરીઆં કરવાને અને ચિતોડના બચાવમાં જીવ આપને માટે હુકમ કર્યો. પણ આ રજપૂતાણીએ તો સ્પાર્ટન માતાથી પણ વિશેષ કર્યું. પોતે કહ્યું તે પ્રમાણે પોતે પોતાનો દાખલો પોતાના પુત્રને આપ્યો. એટલુંજ નહિ, પણ પોતાના પુત્રને પોતાના કરતાં પણ વધારે વહાલી તેની સ્ત્રીની યાદ આવ્યાથી રખે કેલવાની પ્રકાશિત કીર્ત્તિને ઝાંખ લાગે, એ બીકથી તેણીએ પ્રતાપની જવાન વહુને ભાલો આપી હથીઆરબંધ તૈયાર કરી, અને બંને જણીઓ શત્રુઓ ઉપર તૂટી પડી. ચિતોડના રક્ષકોએ પોતાની બાજૂ ઉપર રહીને તે સાસુ વહુને બહાદુરીથી લડાઈમાં મરાતાં જોઇ. આ પ્રમાણે પોતાની બેનોને અને સ્ત્રીઓને પરાક્રમ કરીને મરતાં જોઇ તેઓ પણ મરણીઆ થયા. અને ઘણા દહાડા સુધી ચિતોડનો બચાવ કર્યો, પણ તાબે થવાનું નામ લીધું નહિ. એ ઘસારામાં પ્રતાપસિંગ પણ પોતાની સ્ત્રી ને માતાની સાથે બહાદુરીથી લડતાં મરાયો. પ્રતાપસિંગનું આ છે

હ્રી વખતનું પરાક્રમ અવર્ણનીય છે. આ પ્રમાણે જુસ્સાબંધ લડાઈ ચાલતી હતી, એવામાં રાણાના સગાના મૂઆથી તેની જગાએ જેમલે સરદારી લીધી હતી તેને ગોળી વાગી. પણ આવી દૂરની ગોળીથી મરતાં જેમલના આત્માને બહુ માઠું લાગ્યું. તેણે જોયું કે હવે ચિતોડ બચવાનું નથી. ઉત્તર તરફનો બચાવ બિલકુલ તૂટી ગએલો દીઠો અને તેથી તેણે પોતાની જીંદગીનો છેડો આવતાં પહેલાં પોતાનું નામ અમર કરી જવાનું ધાર્યું, અને આઠ હજાર રજપૂતોએ કેસરીયાં કર્યાં. તેઓ દરવાજા ખૂલ્લા મૂકી દુશ્મનો ઉપર તૂટી પડયા, અને તેમાં પોતાનાં કેસરીઆં વસ્ત્રને એબ લગાડી તાબે થવાને કોઈપણ જીવ્યું નહિ. અકબરે ચિતોડમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંના ત્રીસ હજાર રહેવાસીઓ અકબર જેવા જીતના તરસ્યા પ્રજાપતિના ભોગ થયા. અકબરના સૈન્ય સાથે ઘેરેઘેર ને સેરીએ સેરીએ ચિતોડવાસીઓ સામા થયા ને લડીને મરણ પામ્યા. પણ પરધર્મી દુશ્મનને તાબે થયા નહિ. અકબરે માત્ર ખાલી ચિતોડનો કબજો લીધો. એ લડાઈમાં મેવાડના ને બહારના સઘળી રજપૂત જાતના સરદારો અને સતરસેં રાણાના સગાઓએ પોતાના દેશના રક્ષણાર્થે જીવ આપ્યા. ગ્વાલીયરનો તુંવાર રાજા એકલોજ માત્ર કોઇ બીજા કીર્તિવંત દહાડાને માટે જીવતો રહ્યો હતો. નવ રાણીઓ, પાંચ કુંવરીઓ, બે નાના કુંવરો અને જે સરદારોની સ્ત્રીઓ પોતાના વતનમાં નહોતી તે સઘળી સ્ત્રીઓ, રજપૂતોએ કેસરીઆં કર્યાં ત્યારે ચિતોડને આગ લગાડી તે આગમાં અનંતકાળ પર્યંત યાદ રહે એવા આ હુમલાની અંદર બળી મૂઇ.

જેમલને ગોળી મારનાર તે અકબર હતો, એવું અબુલફ્જલે અને જહાંગીરે લખેલુંછે. જેમલે અને પ્રતાપે આ લડાઈમાં જે બહાદુરી કરી તેથી અકબર પણ ચકિત થયો હતો. તેણે પોતે તેમની નામના રાખવા માટે પોતાનો દિલ્લીમાં જે મહેલ હતો તે મહેલના દરવાજા આગળ બે બાજૂએ બેં હાથી કરી એક

ઉપર જેમલનું અને બીજા ઉપર પ્રતાપનું બાવલું ઊભું કર્યું હતું. આ બાવલાં ઈ. સ. ૧૬૬૩માં જ્યારે બરનીયર દિલ્હી ગયો ત્યારે તેણે જોયાં હતાં.

ઉદેસિંગ ચિતોડથી નાસી જઈને અરવલીના પહાડોમાં ભરાયો. એ પહાડની એક ખીણના મોં આગળ ઉદેસિંગે એક તળાવ કરાવ્યું હતું. તેને હજુ પણ તેના નામપરથી ઉદેસાગર કહેછે. ત્યાં આગળ એક બંધ બાંધ્યો કે જેથી એક વહેળો આવતો અટક્યો. અહીં કેટલીક ટેકરીઓ ઉપર એણે એક મહેલ બંધાવ્યો, તેને નવ ચોકી કહેછે. આ મહેલની આસપાસ ધીમે ધીમે બીજાં મકાનો થયાં અને આખરે એક ગામ જેવું થયું. તેને પોતાના નામ ઉપરથી ઉદેપુર નામ આપ્યું, ને પછી તે મેવાડની રાજધાની થઈ, જે આજે પણ છે.

ચિતોડ ખોયા પછી ઉદેસિંગ માત્ર ચાર વરસ જીવ્યો. અને બેતાળીશ વરસની કાચી ઉમરે તે મરણ પામ્યો. તેને પરણેલી સ્ત્રીઓથી થએલા પચીસ છોકરા [1]હતા. ગાદીએ બેસવાનો હક્ક સૌથી મોટા છોકરાનો છતાં તે ધારો એક કોરે મૂકી માંહોમાંહે છોકરા લડી મરે એવું કામ રાણાજીએ મરતી વખતે કર્યું. રાણાએ પોતાના વહાલા કુંવર જગમલને ગાદીનો વારસ ઠરાવ્યો. રાણાને બાળવા લઇ ગયા ત્યારે જગમલ ગાદીએ બેઠો. સૌથી મોટા ઝાલોરના સોનીગડા રાવની બેનનો કુંવર પ્રતાપ હતો. રાવે પોતાની બેનના કુંવરને ગાદી શા માટે નહિ મળી એવું સલુમ્બ્રાના ઠાકોર કૃષ્ણસિંગને પૂછ્યું. તેણે કહ્યું મારો વિચાર પ્રતાપસિંગને ગાદી આપવાનો છે. પછી કૃષ્ણસિંગ ને ગ્વાલીયરનો રાજા દરબારમાં ગયા. પ્રતાપસિંગ સવાર થઈને દેશ તજવાની તૈયારી કરતો હતો, તેવામાં પેલા બંને જણાએ આવીને એકેક જણે જગમલનો એકેક હાથ ઝાલી ઊઠાડ્યો; અને કહ્યું કે મહારાજા, આ જગા તો આપના મોટા ભાઈ પ્રતાપસિંગની છે.

---

૧ તેમના વંશજોને રાણાવત કહેછે.

એમ કહી પ્રતાપસિંગને તરવાર બંધાવી ગાદીએ બેસાડયો; તથા તેને નમીને મેવાડના રાણા તરીકે પોકાર્યો. રાણો ગાદીએ બેસે ત્યારે સલુમ્બ્રાનો ઠાકોર તેને તરવાર બંધાવે અને એજ વજીરાત કરે, એવો વંશપરંપરાનો રિવાજ છે, તે પ્રમાણે ચંદાવતે કર્યાથી સઘળા સરદારો ને પટાવતો તેને નમ્યા; તથા આગળ જતાં પ્રતાપસિંગના સંકટના સમયમાં પણ તેને છેવટસુધી વળગી રહ્યા.

———o*O*o———

## પ્રકરણ ૧૧ મું.

### પ્રતાપસિંહ.

ઇ. સ. ૧૫૭૨—૧૫૯૭.

જે વખતે રાજધાની દુશ્મનોએ જીતી લીધી હતી, પૈસા ટકા જતા રહ્યા હતા, સગાં વહાલાં અને જાતિલાઓમાંના ઘણા ખરા મરણ પામ્યા હતા, ને બાકીના પોતાની થએલી હારથી નાહિંમત થઈ ગએલા હતા, તે વખતે રાણો પ્રતાપસિંહ મેવાડની કીર્તિવંત ગાદીએ બેઠો. તોપણ પ્રતાપનામાં ખરો ક્ષત્રિય ગુણ હતો. અને તેથી તેણે પોતાની સત્તા પાછી મેળવવાનું અને પોતાના કુળની આબરૂ સાચવવાનું સ્થાન ચિતોડ લેવાનો ઉદ્યોગ જારી કર્યો. એ ઈચ્છા બર લાવવાની ઉત્કંઠામાં તેના દુશ્મનની સેના ને સાધન કેટલાં છે તેની ગણતરી કરવાની દરકાર રાખ્યા વિના એના બળવાન દુશ્મન (અકબર) સાથે લડાઇ કરવાની તેણે તૈયારી કરી. પોતાના રાજ્યના ઇતિહાસમાં એના બાપદાદાએ કરેલાં પરાક્રમો વાંચવાની આદત હોવાથી તથા મેવાડીઓના દુશ્મનને એક કરતાં વધારે વાર ચિતોડમાં કેદ કરેલા વાંચ્યાથી તેને એમ ભાસ્યું કે વખતે ચડતી પડતી વારાફરતી છે. દિવસ ને રાત્રિ વારાફરતી થાયછે. હમણા મેવાડમાં રાત્રિ છે તો પાછો મેવાડનો દિવસ ઊગશે ખરો, અને તે પ્રમાણે કદાપિ દિલ્લીનું અસ્થિર રાજ્ય મારી મહેનતથી ઊંધું વળી ફરીને કેમ ન ઊગે? પ્રતા-

પનું ધારવું વાજબી ને ઉમદા હતું. પણ પ્રતાપ જ્યારે આવા ઉંમદા વિચાર કરતો ત્યારે તેનો પાકો સામાવાળીઓ એના વિચાર ઊંધા વાળવાને એક યુક્તિ રચતો હતો. જે યુક્તિ પ્રતાપના જાણવામાં આવ્યાથી તેનું હૈયું ભરાઈ આવ્યું. એ પહોંચેલા મોગલ બાદશાહે પ્રતાપના સ્વધર્મી અને સગાઓને તેની સામા લડવાને ઊભા કર્યા. મારવાડ, અંબર, વિકાનેર અને ચિતોડની છેલ્લી લડાઇમાં જેમલની સાથે લડનાર બુંદીનો રાજા પણ અકબરને મળી ગયો અને તેની તાબેદારી કરવા લાગ્યો, એટલુંજ નહિ, પણ પ્રતાપનો પોતાનો ભાઇ સગરજી અકબરને આશરે ગયો. અને એ દગાના બદલામાં અકબરે તેને કંદહાર અને તેની આસપાસનો મૂલક આપ્યો. અકબરના શાહજાદા જહાંગીરનો મોટો સરદાર મોહોબતખાં તે આ સગરજીનો પુત્ર થાય. મોહોબતખાં મુસલમાન થઇ ગયો હતો.

આ પ્રમાણે જેમ જેમ આપદાનો વધારો થતો ગયો તેમ તેમ નાહિંમત ન થતાં પ્રતાપનું ધૈર્ય પણ દૃઢ થતું ગયું. પ્રતાપે પ્રતિજ્ઞા લીધી કે “ મારી માના ધાવણને હું કીર્તિ અપાવું ત્યારેજ ખરો. ” અને તે પ્રમાણે એણે છેવટ સુધી પોતાની પ્રતિજ્ઞા બરોબર પાળી. દિલ્લીની પાદશાહતના એકંદર લશ્કર સામે અને અકબર જેવા પરાક્રમી દુશ્મનની સામે રજપૂતસ્થાનના બીજા રાજાઓની મદદ ન છતાં, તથા તેઓ પણ અકબરના પક્ષમાં થઇ તેની સામા લડવા આવ્યા છતાં, પચીશ વરસ પોતે એકલો બહાદુરીથી લડ્યો. અને એક વખતે મેદાનમાં નાશ કરતો તો બીજીવાર આ પહાડથી આ પહાડ એમ ભટકતો અને પોતાના દેશના પહાડોમાંથી મળતાં ફળફૂલ ઉપર પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો, તથા ક્રુર પ્રાણીઓ અને તેમના જેવાજ જંગલી માણસોની અંદર પોતાની ગાદીના વારસ અમરસિંહને ઊછેરતો હતો, એ કાંઈ નાનીસૂની વાત ન કહેવાય. બાપા રાવળના દીકરા નાશવંત મનુષ્યને શિર નમાવે, એ વિચારજ પ્રતાપને

નહિ ખમી શકાય એવો લાગતો, અને તેથીજ એણે અકબરના તરફથી અકબરને તાબે થવાની કે મોગલોને (તેઓ આખા હિંદુસ્તાનના પાદશાહ હતા તોપણ) કન્યા દેઈને તેની સાથે સંબંધ કરવાની જેજે માગણીઓ આવી તે સઘળી તેણે ધિઃકારી કાઢી.

એ વખતે એણે જેજે પરાક્રમો કર્યાં તે મેવાડની દરેક ખીણુમાં હાલ પણ હયાત છે. એ પરાક્રમો દરેક ખરા રજપૂતના અંતઃકરણમાં આજ સુધી કોરાઇ રહેલાંછે. અને ઘણાં ખરાં તો તેજ વિજયી મોગલના ઇતિહાસમાં તેમના ઇતિહાસ કર્ત્તાઓએ નોંધેલાં છે. એ સઘળાં પરાક્રમો આ ઠેકાણે લખવાથી અને પ્રતાપે જેજે કષ્ટો સહન કર્યાં તે સઘળાં વર્ણવવાથી જે લોકોએ મેવાડમાં મુસાફરી કરી નથી, તેને ગપ્પાં લાગે. બાકી મેવાડની અંદર પ્રતાપસિંહના પરાક્રમની વાતો હજુ તાજી છે. જો પ્રતાપના સરદારોના વંશજોની સાથે આપણે હાલમાં વાતો કરીએ તો તેઓ તેમના વડવાઓનાં બહાદુરી ભરેલાં કામો વર્ણવેછે, તે સાંભળતાં આપણાં રૂવાં ઊભાં થાયછે. અને ઘણીવાર તો એ વાતો કરતાં શ્રોતાવક્તાની આંખો આંસુથી ભરાઇ જાયછે.

પ્રતાપના સરદારો ધૈર્યથી તેને છેવટ સુધી વળગી રહ્યા. જોકે તેના સરદારોને જાગીરની અને પૈસાની લાલચોથી ફોડવાને ઘણો પ્રયત્ન થયો હતો, તોપણ તેનો એકે સરદાર તેને છોડીને ગયો નહિ. એ તેમની સ્વામી ભક્તિને ધન્ય છે. પ્રતાપસિંહના પક્ષમાં રહી જેમલના છોકરાઓએ અને તેમનીજ સાથે નિમકહલાલ ચંદ્રસિંહના કુળના વંશજો સલુંબ્રાએ પોતાના પ્રાણ આપ્યા. મેવાડના ઈતિહાસનાં પચરંગી પાનાંમાં આ પડતીના વખતનાં પાનાં ગુલ થતા દીવાની પેઠે સૌથી વધારે પ્રકાશિત છે. કેટલાક સરદારો તો પ્રતાપના પડતા નસીબની વખતે પ્રતાપસિંહની સાથેજ લડવું ને મરવું એવા આગ્રહથી તેને વળગી રહ્યા. આવા સરદારોમાં દેલવાડાનો સરદાર મુખ્ય છે, કે જેની સ્વામી ભક્તિથી તેને રાણાની જમણી બાજૂએ બેસવાનો હક્ક મળ્યો.

રજપૂતોના આવા ધૈર્યનો, સ્વામી ભક્તિનો, સહન શીલતાનો, સ્વદેશાભિમાનનો, સ્વાત્માર્પણનો, ને પરાક્રમનો મુકાબલો કરવાને દુનિયાના ઈતિહાસમાં બીજી પ્રજાની ખોળ કરવી તે ધુમાડાના બાચકા જેવું છે. ધન્ય છે રજપૂત વીરાઓ તમને.

ચિતોડના નાશની યાદગીરી રાખવાને ચિતોડ ફરીને પાછું અસલની માફક કીર્ત્તિવંત થાય ત્યાંસુધી પ્રતાપે પોતે અને પોતાના વંશજોને શોખની અને ભભકાની વસ્તુઓ વાપરવાની મના કરી. સોનારૂપાની થાળીઓ દૂર કરીને તેને બદલે પત્રાળીમાં જમવું, ઘાસ ઉપર સૂવું, અને દાઢી મૂડાવવી નહિ એમ ઠરાવ્યું. વળી તેથી પણ વિશેષ તેમની પડતી જલદીથી માલમ પડવાને અને ચડતી કરવાની જલદીથી ઉશ્કેરણી થવાને પહેલાં લડાઇમાં કે વરઘોડામાં નગારખાનું હરોલમાં રહેતું, તે સૌથી પાછળ રાખવાનો ઠરાવ કર્યો. મેવાડની પડતીની આ છેલ્લી નિશાની હજુપણ છે. તેઓ હજુસુધી દાઢી કાતરતા નથી. અને જો કે ગમે તે બાનાથી પણ સ્વદેશાભિમાની પ્રતાપની કરેલી મના તજી દીધીછે, તોપણ તેની યાદગીરીની નિશાની હજુ સુધી રહેલી છે— પ્રતાપના વંશજો સોનારૂપાની થાળીઓમાં જમેછે અને ઢોલીઆ ઉપર સુઇ રહેછે, તોપણ થાળી નીચે પત્રાળાં ને ઢોલીઆ નીચે ઘાસ રાખેછે.[૧]

પ્રતાપસિંગ ઘણીવાર કહેતો કે "જો ઉદેસિંગ થયોજ ન હોત, મારી ને સંગ રાણાની વચમાં બીજો કોઈ રાણો થયો ન હોત તો કોઇ મુસલમાને રાજસ્થાન ઉપર કોઇવાર અમલ કર્યો ન હોત." પાછલા સૈકામાં હિંદુઓની સ્થિતિમાં સુધારો થયો. મુસલમાનોના દબાણથી પડી ભાગેલાં રાજ્યો આગળ પડવા લાગ્યાં. તેમાં અંબર ને મારવાડનાં રાજ્યો મુખ્ય હતાં. તેઓ એટલાં બળવાન થયાં હતાં કે મારવાડનું એકલું રાજ્ય દિલ્લીના પાદશાહ શીરશાહના સામું થઈ શક્યું હતું. તેમજ ચંબલ નદીના

૧ ટાડ રાજ્યસ્થાન પુસ્તક ૧ લું.

બંને કાંઠા ઉપર નાનાં નાનાં ઘણાં રાજ્યો હસ્તીમાં આવી બળવાન થયાં હતાં. મુસલમાનોની પાસેથી રાજ્ય પાછું છીનવી લેવાને માત્ર એક પરાક્રમી સરદારની ખામી હતી. એવો સરદાર તેમને સંગ મળ્યો હતો. તેનામાં અધિરાજા થવાને યોગ્ય સઘળા સદ્‌ગુણો હતા. વળી ચિતોડના રાણાને હિમાલયથી રામેશ્વર સુધીના સઘળા રાજાઓ કુળવાન ગણીને માન આપતા હતા. એવા સરદારને તાબે રહેવાની અગત્ય તેઓ સમજતા હતા, અને એવા સરદારની ખામીથીજ તેમણે તેમના બાપદાદાનું જૂનું દેશીરાજ્ય ગુમાવ્યું હતું. એ સંગના જેવોજ સરદાર તેમને પ્રતાપસિંહ મળ્યો હતો. તેણે જો ઉદેસિંગ ન થયો હોત, અથવા અકબર જેવો જોરાવર પાદશાહ એના સામો ન હોત તો એણે હિંદુ રાજ્યની પુનઃસ્થાપના કરી હોત. પણ હિંદુ રાજ્યને કમનસીબે તે વખતે દિલ્લીની ગાદીએ બળવાન ને અકલબાજ પાદશાહ હતો. તેણે રજપૂત ઐક્યમાંથી યુક્તિથી ઘણાં બળવાન રજપૂત રાજ્યોને નોખાં પાડ્યાં, એટલુંજ નહિ, પણ તેમને પ્રતાપસિંહની સામા લડવાને ઊભાં કર્યાં. તેથી પ્રતાપસિંહ એકલો પડી ગયો. અને તેથીજ તે હિંદનાં રજપૂત રાજ્યોનું નસીબ ફેરવી શક્યો નહિ.

અનુભવી ને અકલવાળા કેટલાક સરદારોની મદદથી પ્રતાપે તે વખતને અનુકૂળ આવે એવો પોતાની ટુંકી ઊપજને અનુસરીને રાજ્યમાં સુધારો કર્યો. અમુક પ્રકારે નોકરી કરવી ઠરાવીને નવી જાગીરો આપી. રાજ્યગાદીની જગા કોમલમેરમાં હતી તે જગા મજબૂત કરી. અને એજ પ્રમાણે ગગુંદા ને બીજા પહાડી કિલ્લા પણ મજબૂત કર્યાં. મેવાડના સપાટ દેશમાં લડવાનું અશક્ય હોવાથી એના વડવાઓની રીત મુજબ તે પહાડોમાં ભરાયો ને એની રૈયતને પણ પહાડોમાં ભરાઇ જવાનો હુકમ કર્યો, તથા જે ન જાય તેને દેહાંત દંડની શિક્ષા ઠરાવી. તેથી બનાસ અને બેરીસ નદીની અને અરવલીની પૂર્વના ઊંચ પ્રદેશવચ્ચેનો ફળદ્રુપ દેશ એના વખતની લાંબી મુદ્દત ચાલેલી લડા-

ઇના વખતમાં દીવા વગરનો રહ્યો.

આ વખતે પોતાના હુકમનો બરાબર અમલ થવાને પ્રતાપે જે સખતાઈ વાપરી તેની ઘણી વાતો જોડાએલી છે. થોડા સવારો સાથે લેઇને પોતાના હુકમનો બરાબર અમલ થએલો જોવાને પ્રતાપ ઘણીવાર પર્વતોમાંથી બહાર આવતો. એ પ્રમાણે એની સખતાઈથી સપાટ ફળદ્રુપ દેશ ઉજડ જેવો થઈ ગયો. અનાજને બદલે ખેતરોમાં ઘાસ ઊગી નીકળ્યાં, ધોરી રસ્તામાં બાવળીઆ ઊગ્યા ને વસ્તીવાળાં ઊજડ થએલાં ગામોમાં શિકારી જાનવરો વસવા લાગ્યાં. એક વખત એક ભરવાડે છાનાંમાનાં પોતાનાં મેઢાંને બનાસ નદી ઉપર ઊગેલા સારા ઘાસમાં ચાર્યાં, તેની તપાસ કરીને તેને મારી નાંખ્યો, ને બીજા લોકોમાં ભય બેસાડવાને તેને ઊંચો લટકાવ્યો. આવા સખત ઉપાયો લેઈ લેઇને પ્રતાપે રાજસ્થાનનો આ મેવાડી ભાગ જીતનારાને નિરૂપયોગી કરી મૂક્યો. એ વખતે દિલ્લી ને યૂરોપ વચ્ચે વેપાર શરૂ થયો હતો, તે વેપારનો માર્ગ મેવાડમાં થઈ સૂરત ને બીજાં બંદરો મારફત હતો; તે પ્રતાપે લૂટ ચલાવ્યાથી બંધ પડ્યો.

પ્રતાપની સાથે લડાઈ ચલાવવાને અકબર પંડે આવ્યો, ને અજમેરમાં પોતાની છાવણી કરી. આ પ્રખ્યાત કિલ્લો આગળ જતાં અકબરના બાવીશ સૂબામાંના એક સૂબાની રાજધાની થઇ, તથા ત્યાં પાદશાહી લશ્કર રહેવા લાગ્યું. શીરશાહની સામા બહાદુરીથી લડનાર મારવાડનો રાજા માલદેવ, અંબરના રાજા ભગવાનદાસનો દાખલો લેઈ અકબરને શરણે આવ્યો. પ્રતાપ ગાદીએ બેઠા પછી બીજે વરસે જોધપુર અને મેરતીઆ આગળ લડાઈમાં હાર્યા પછી માલદેવે પોતાના દીકરા ઉદેસિંગને અકબરની છાવણીમાં તાબે થવાનું કહેણ લેઇ મોકલ્યો. ઈ. સ. ૧૫૭૩. અજમેર જતાં નાગોર મુકામે અકબરે ઉદેસિંગની મુલાકાત લીધી. તે વખતે અકબરે મંડોરના રાવને રાજાનો ઈલકાબ આપ્યો. આગળ જતાં જોધપુરના રાજા મહારાજાના નામથી ઓળખાવા લા-

આ, અને ત્યારથી મારવાડના રાજાને મોગલ પાદશાહને જમણે હાથે બેસવાનો હક્ક મળ્યો. રજપૂતોની ખાસિયત તજી દેઇ એણે જે મોટાઈ મેળવી તે કરતાં, તે વગરજ રાઠોડ રાજા એના દેશીઓમાં વધારે આબરૂદાર હતો. પહેલ વહેલી ઉદેસિંગેજ પોતાની દીકરી અકબરના દીકરા સલીમ વેરે પરણાવી. ઉદેસિંગે આબરૂ વેચી તેના બદલામાં અકબરે તેને વીશ લાખ રૂપિઆની ઉપજના ચાર પ્રાંતો આપ્યા. મારવાડ ને અંબરના રાજાઓનો દાખલો લેઇ રાજસ્થાનના નાના રાજાઓ પણ દિલ્લીના તાબામાં આવ્યા. આ રાજાઓને મોગલ ઇતિહાસ કર્ત્તાઓ રાજ્યના થાંભલા અને શણગાર તરીકે લખેછે તે બિલકુલ વાજબી છે.

પણ એ બધું પ્રતાપને નુકસાનકારી હતું. તેનાજ દેશીઓ ને તેનીજ જાતના તેની સામા થયા. તેઓ પ્રતાપના મહાન્ ઠરાવની નકલ કરવાને બદલે તેની અદેખાઈ કરવા લાગ્યા. રાજસ્થાનના બુંદી સિવાયના સઘળા રાજાઓએ હિંદુ આચાર છોડી દીધો, તેથી પ્રતાપે તેમની સાથેનો વ્યવહાર બંધ કીધો; અને પોતાનો વ્યવહાર દિલ્લી, પાટણ, ધાર, ને મારવાડના જૂના રાજકુળના પોતાના મટાવતો સાથે ચાલુ કર્યો. પ્રતાપને અને તેના વંશજોને ધન્ય છે કે મોગલ રાજ્યની આખર આવી ત્યાંસુધી પણ તેમણે મોગલોને કન્યા દીધી નહિ; એટલુંજ નહિ, પણ મારવાડને અંબરના રાજાઓ સાથે પણ વ્યવહાર રાખ્યો નહિ. સદ્‌ગુણના જુસ્સાની જીત લખતાં કોને અભિમાન ન આવે ? મારવાડ ને જેપુરના રાજા વખતસિંગ અને જેસિંગ લખી ગયાછે કે અમે રજપૂતોની ખાસિયત તજી દેઈ મોટાઇ મેળવીછે, ને ખરી રજપૂતાઈને વળગી રહેવાથી મેવાડ પડતી હાલતમાં આવ્યુંછે, તથા અમે પાદશાહની મહેરબાનીથી અમન ચમનમાં મશગુલ છીએ, તોપણ અમારે પવિત્ર થવાને માટે અને કન્યા વ્યવહારમાં દાખલ થવાને શુદ્ધ થવા માટે રાણાજીના કાલાવાલા કરવા પડ્યા. અને અમારી આ માગણી રાણાએ ફરીને મુસલમાનોને કન્યા નહિ

દેવાની સરતે કબૂલ કરી. તે સાથે બીજી સરત એ કરી કે મેવાડની કન્યા જે રાજ્યમાં દીધી હોય તેનો પુત્ર પાટવી હોય કે નહિ, તોપણ તેજ તે રાજ્યનો વારસ થાય. આ સરત મોગલ રાજ્યની પડતીને લીધે તૂટી નહિ. આબરૂ વેચીને મોટાઇ મેળવવા કરતાં આબરૂ નહિ વેચવામાં પ્રતાપની મોટાઈ રજપૂત વટ રાખવાથી કેવી સચવાઈ ? મોટા કહેવાતા રજપૂતોનેજ પ્રતાપના વંશજોના કાલાવાલા કરવા પડયા એ કેટલી મોટાઈ ? જો પ્રતાપે રજપૂતોની ખાસિયત તજી દેઈ બીજાઓનો દાખલો લેઈ રજપૂતોની પવિત્રતા સાચવી નહોત તો હાલમાં પવિત્ર રજપૂતો ક્યાંથી હોત ? પણ મહાન્ પ્રતાપના મહાન્ સદ્ગુણોથીજ એ પવિત્રતા આજ સુધી સચવાઇ રહીછે.

મુસલમાનોને કન્યા દીધાથી પ્રતાપ ને તેના પટાવતો આ પ્રખ્યાત રાજાઓને કેટલા ધિક્કારતા હતા તે આ નીચેની વાત ઉપરથી માલમ પડેછે. અંબરની ગાદીએ એ વખતે રાજા માન રાજ્ય કરતો હતો. એ રાજા અંબરના રાજાઓમાં ઘણો પ્રખ્યાત થઇ ગયોછે. એ રાજ્યની ચડતી પણ માનસિંગથીજ થઇછે. પોતાના રાજ્યની મજબૂતી કરવાનો ઉપાય હિંદુઓ સાથે લગ્ન સંબંધ કરીને કરવાની જે રીત બાબરે પાડી હતી તે ખરી છે, એવું માનસિંગે સાબિત કરી આપ્યું. એ માનસિંગની બેન હુમાયું વેરે પરણાવી હતી, માટે રાજા માન અકબરનો મામો હતો. માનસિંગ બુદ્ધિ અને બહાદુરી વડે તથા અકબર સાથે આ સગાઈ હોવાથી અકબરના સઘળા સરદારોમાં પ્રખ્યાત થઈ ગયોછે. અકબરે જે જય મેળવ્યા હતા તેમાંના અર્ધોઅર્દ્ધ તો આ માનસિંગે મેળવ્યા હતા. માનસિંગ કછવા જાતનો રજપૂત રાજા હતો. કછવા ભાટોએ રાજા માનનાં બહુ વખાણ કર્યાંછે. "ઈરાનમાંના પેરોપામીસન પર્વત સુધી પશ્ચિમમાં ને આરાકાન સુધીનો પૂર્વમાં સઘળો મૂલક એ રજપૂત રાજાએ રજપુત લશ્કર વડે જીતીને તાબે કર્યો." એમ તેઓ લખી ગયાછે. અને એ વાતમાં સચ્ચાઈ પણ છે.

માનસિંગ દક્ષિણમાંથી સોલાપુરની જીત કરી દિલ્લી જતો હતો ત્યારે પ્રતાપસિંહે મુલાકાત માટે કોમલમેર જે રાણાની રાજધાની હતી ત્યાં બોલાવ્યો. પ્રતાપસિંહ તેની મુલાકાત માટે ઉદેસાગર સુધી આવ્યો. એ સરોવરને કાંઠે જમવા માટે રસોઇ તૈયાર કરાવી. જમવા માટે પાટલા માંડયા પછી પ્રતાપસિંહના કુંવર અમરસિંહને પીરસવાનું કામ સોંપી માનસિંગને તેડું મોકલ્યું. માનસિંગ આવ્યો પણ ત્યાં રાણાજી ન આવ્યાથી કારણ પૂછતાં અમરસિંગે જણાવ્યું કે રાણાજીનું માથું દુખેછે, તેથી આપ જમવા માટે બેસી જાઓ. મેમાનગત માટે પણ તેથીજ રાણાજીએ મને મોકલ્યો છે. રાણાનું નહિ આવવાનું ખરૂં કારણ માનસિંહ સમજ્યો. તેથી તેણે નમ્રતાપૂર્વક કહ્યું કે "રાણાજીને કહો કે તેમનું માથું દુખવાનું કારણ હું સમજ્યોછું પણ જે ભૂલ થઇ તે સુધરે તેમ નથી. જો રાણાજી મારી સાથે નહિ બેસે તો હું જમવાનો નથી." હવે કાંઇ બીજું બાનું રહ્યું નહિ હતું. એટલે અમરસિંહે દિલગીરી બતાવી કહ્યું કે "જે રજપૂતે તૂર્કને કન્યા દીધી અને જે કદાચ તેની સાથે જમ્યો પણ હોય, તેની સાથે રાણાજી જમશે નહિ." માનસિંગ આ અપમાન ખમે એવો નહોતો. અને જ્યારે પ્રતાપસિંહેજ એને નોતરૂં દેઈ આ અપમાન આપ્યું, ત્યારે તે વાજબી પણ નહિ હતું. તેથી માનસિંગ જમ્યા વગરજ અન્નદેવને અપમાન ન થાય માટે થોડા દાણા પાઘડીમાં મૂકી ઊઠ્યો અને બોલ્યો કે "અમે તમારી આબરૂ સાચવવા માટે અમારી બેનો ને દીકરીઓ તૂર્કને આપી અમારી આબરૂ ગુમાવી છે. પણ હવે આ દેશમાં તમે રાજ્ય કરી શકવાના નથી. માટે જો તમારો એવો દૃઢ નિશ્ચયજ હોય તો દુખમાં પણ તમે તેવાજ રહેજો." આ મુલાકાતનો એ રીતે ઓચિંતો છેડો આવ્યાથી રાણાજી ત્યાં આવ્યા. એટલે માનસિંગે ઘોડેસવાર થઇ પ્રતાપસિંહ તરફ ફરીને કહ્યું કે "જો હું તમારો અહંકાર નીચો નમાવું નહિ તો મારૂં નામ માનસિંગ ન-

હિ." ત્યારે પ્રતાપે કહ્યું કે "ભલે તમે જ્યારે આવશો ત્યારે હું પણ તમને ખુશીથી ભેટવાને તૈયાર છું." તેવામાં એક જણે લગાર મરડાગીમાં કહ્યું કે "એ જ્યારે આવશે ત્યારે એના ભાણેજ અકબરને લાવ્યા વગર નહિ રહે." માનસિંગ ગયા પછી જ્યાં ભાણું નાંખ્યાં હતાં તે જગા અપવિત્ર થએલી ગણી ત્યાં ગંગાજળ લાવી છાંટયું. તથા ત્યાં રાણાના જે સરદારો આવ્યા હતા તે સરદારોએ માનસિંગના આવવાથી જાણે અભડાયા હોય તેમ નાહીને કપડાં બદલ્યાં. આ દરેક વાતની અકબરને ખબર થઇ. તેથી આ અપમાન પોતાને મળેલું ગણી અને જે વહેમ તે નાશ પામેલો ધારતો હતો તે ફરીને તાજો થએલો જોઈ અકબરને રીસ ચઢી. તેણે ધાર્યું કે પ્રતાપની તોછડાઇ અટકાવીશું નહિ તો બધા રજપૂતો મારો પક્ષ છોડી જતા રહેશે. તેથી જે લડાઇઓએ પ્રતાપનું નામ અમર કર્યું છે તે લડાઈઓમાંની પહેલી લડાઈ જલદીથી શરૂ થઈ. એ પહેલી લડાઈ હલદીઘાટ આગળ થઈ. મેવાડમાં જ્યાંસુધી સીસોડીઆનું રાજ્ય હશે અથવા એ લડાઇની વાત કહેવાને મેવાડનો એક પણ ભાટ જીવતો હશે ત્યાંસુધી હલદીઘાટ ભૂલાવાનો નથી.

પોતાના પાટવી કુંવર સલીમની સરદારી નીચે અકબરે સૈન્ય મોકલ્યું, અને સલીમના સલાહકાર તરીકે રાજા માનને તથા પ્રતાપના ભાઈ સગરજીના દીકરા મોહોબતખાનને મોકલ્યા. સલીમના સામા થવાને પ્રતાપનો મુખ્ય આધાર પોતાના બાવીશ હજાર રજપૂતો અને મેવાડના પહાડો ઉપર હતો. અરવલીને પશ્ચિમ છેડે થઈને આવતાં મોગલાઈ લશ્કરને કાંઈ અંતરાય નડયો નહિ. તેઓ જ્યારે આ અજાણ્યા દેશના ભયંકર રસ્તાના નાકા આગળ આવ્યા ત્યારે ત્યાં સઘળા એકઠા થયા.

પ્રતાપસિંહ જે જગાએ ભરાઈ બેઠો હતો તે જગાની આસપાસ ને તેમાં વિશેષે નવી રાજધાનીની પશ્ચિમ બાજૂએ પહાડો હતા. એ જગા ઉત્તરમાં કોમલમેરથી દક્ષિણમાં રીકમનાથ સુ-

ધી ૮૦ મૈલ લાંબી અને પશ્ચિમમાં મીરપુરથી પૂર્વમાં સાતુલા સુધી શુમારે ૮૦ મૈલ પહોળી હતી. આ સઘળી જગા પહાડો ને જંગલો તથા ખીણો ને નાળાંથી ભરેલી હતી. સઘળી દિશા તરફથી રાજધાની ઉપર આવવાના રસ્તા એટલા સાંકડા હતા કે તે રસ્તાને સાંકડી ખીણુ કહીએ તો ચાલે. રસ્તાની દરેક બાજૂએ ઊંચા છાતી વરામ ખડકો હતા, અને તે રસ્તા બે ગાડી સામસામી મુશ્કેલીથી જાય એટલા પહોળા હતા. તે રસ્તાઓમાં કોઇ કોઈ ઠેકાણે કુદરતી બનાવની એવી જગાઓ હતી કે જ્યાં આગળ હજારો માણસનું લશ્કર રહી શકે. હલદીઘાટનું મેદાન પણુ એવું હતું. આસપાસ પર્વતો ને ખીણુના મોં આગળ નાના ટેકરા આવ્યાથી જાણે ખીણુ બંધ થઇ ગઇ હોય તેવું હતું. તેથી એ જગા દુશ્મનોને જીતવી મુશ્કેલ હતી.

આ જગોએ પ્રતાપ પોતાના બાવીશ હજાર રજપૂતો ને ભીલોનું લશ્કર લઇ આવ્યો. સઘળું લશ્કર જમાવ થયું એટલે તેમને ભેગા કરીને પ્રતાપસિંહે કહ્યું કે—મારા શૂરા ભાઇઓ, આજે આપણે આપણી આબરૂ સાચવવા, આપણા દેશનું રક્ષણુ કરવા, અને દિલ્લીનો પાદશાહ જેપુર ને જોધપુરવાળાને મુસલમાન કર્યા તે પ્રમાણે આપણુને મુસલમાન કરવા ધારેછે તેથી બચવાને એકઠા થયા છીએ. અંબરવાળો નાકકટ્ટાએ નાત વધારી તેમ પોતાના જેવા આપણુને કરવાને એના મામાને લઈને લડવા આવ્યોછે. પણુ આજે આપણે તેને બતાવી આપીશું કે કછવા જેવા કંઇ સીસોડીઆ બાયલા નથી કે તેઓ ડરીને મુસલમાન થશે. શૂરા સીસોડીઆ પ્રાણુ તજશે પણુ પોતાની રજપૂતવટ કદી તજવાના નથી. સીસોડીઆ ગમે તો રાજ્ય ખોશે, પ્રાણુ આપશે, ને પામમાલ થશે પણુ તેઓ પોતાની વહાલી આબરૂ ખોશે નહિ. આ લોકના ચાર ઘડીના ચાંદરણા માટે તેઓ સ્વર્ગનું અનંતકાળ લગીનું સુખ વેચશે નહિ. સીસોડીઆ મેવાડની તસુએ તસુ જમીનને માટે છેવટ સુધી લડશે ને તેમના પરાક્રમનો તેમને સ્વાદ ચખાડશે, પણુ તે-

ઓ તાબે થઈ મુસલમાન થવાના નથી. છેવટે સીસોડીઆ તમારી સંખ્યાના બળથી હિંમત હારી પાછા હઠવાના નથી. તેઓ છેવટ સુધી તમને નિરાંત વળવા દેવાના નથી. મારા શૂરા ભાઇઓ, આપણે એ વટલેલ કછવાઓને ને રાઠોડોને બતાવવું કે તમારા જેવા સ્વદેશશત્રુને સીસોડીઆઓએ કોઈ દિવસ લેખામાં ગણ્યા નથી ને ગણવાના પણ નથી. મુસલમાનોની સંખ્યા ઘણી છે તોપણ શું થઈ ગયું? એવાં ઘેટાંના ટોળાથી શું સિંહ નાહિમ્મત થશે? શું સિંહો બકરાંના ટોળાથી હઠી જશે? એવાં બકરાંને મારવામાં કે ભગાડવામાં સિંહ બચ્ચાને કેટલી વાર લાગવાની છે? પેલો અલાદીઓ ખૂની ઘણુંએ બકરાં લઇ આવ્યો હતો. વળી માળવા ને ગૂજરાતવાળા ક્યાં ઓછાં ઘેટાં લઈ આવ્યા હતા. વહાલાઓ, આપણા બાપ દાદાઓએ એવાં ધર્મશત્રુ ઘેટાંઓનો કેટલીએવાર ભગાડીને નાશ કર્યો હતો, તે તમને ક્યાં માલૂમ નથી. માટે મારા શૂરા સિંહો ચાલો, તૈયાર થાઓ. મુસલમાનો તૈયાર થઈ આવેછે તેમને રોકવાને, નસાડવાને, અને નાશ કરી જડ મૂળ કહાડવાને તૈયાર થાઓ. ચાલો અને આપણી તલવારનો સ્વાદ તેમને ચખાડો. પણ જો તમારામાંનો કોઈ મુસલમાન અને મુસલમાન થઈ ગએલા રજપૂતોના સંખ્યાબળથી ડરતો હોય, જેને પોતાના દેશની આબરૂ કરતાં પ્રાણ વધારે વહાલો હોય તે હમણાં સુખેથી જાય ને ઘર ભેગો થાય. જાઓ મારી રજા છે. એવા અધકચરાથી આપણને કાંઇ મદદ મળવાની નથી પણ ઊલટા તે આપણને સાચવવા ભારે થઇ પડશે. માટે ભાઇઓ, એવા અધકચરા હો તે પહેલેથી સુખે ઘેર જાઓ. હું તેમને રજા આપુંછું. પણ કાં રજપૂત કાં ભીલ, કાં જુવાન કાં વૃદ્ધ, સૌ ઊભા રહ્યા. સઘળા પોતાના દેશનું, ધર્મનું ને આબરૂનું રક્ષણ કરવાને સ્થિર થઇ ઊભા. તેઓ સ્વદેશાભિમાનના જુસ્સામાં મોટા આવેશથી સૌ સાથે બોલી ઊઠ્યા કે મહારાજા, અમે પણ આપની પ્રજા ને બચ્ચાં છીએ. અમારામાં જો આપના જેવાજ સદ્ગુણો ન હોયતો અમને ધિઃ-

કાર છે. અમે તો આપનીજ સાથે મરીશું કાં મારીશું. અમે અમારા ધર્મનું, દેશનું, ને રજપૂત વટનું રક્ષણ કરીશું. ને તેમ કરતાં મરીશું તો મોક્ષ પામીશું. પણ અમારી જાત લજવીશું નહિ. મહારાજા, આ દેહમાં પ્રાણ હશે ત્યાંસુધી અમે તમારીજ સાથે રહી સુખ દુઃખના ભાગીઆ થઈશું, આબરૂ ગુમાવીને જીવવાનું કોઇ મેવાડી પસંદ કરવાનો નથી. તે તો કચ્છવા ને રાઠોડોને સોંપ્યું. માટે મહારાજા અમને હુકમ આપો. એમ બોલી તેમણે સઘળાઓએ " એકલિંગજીની જે, મેવાડપતિની જે, હિંદુ ધર્મની જે. " એ પ્રમાણે ત્રણવાર જય પોકરાવી. જયજયકારનો અવાજ શમ્યો કે રાણા સાહેબ બોલ્યા, મારા બહાદુર શૂરવીરો ને સુભટો, આપણે કાંઇ ઉતાવળનું કામ નથી. દુસ્મનોને આપણી ખીણો નજીક આવવા દો, આપણે માત્ર સાવધ રહો કે આપણા ઉપર એ દગાખોરો છાપો મારે નહિ. તેઓ ઘણા છે માટે આપણે વધારે સાવચેતી રાખવી જોઇએ. પછી ભીલો તરફ ફરીને તેમને કહ્યું—શૂરા રાવતો ને નાયકો, તમે રજપૂતોની સાથે મેદાનમાં લડશો તે કરતાં ડુંગરી લડાઇમાં તમે વધારે ફાવશો. તલવારો આગળ તીર કામઠાં ટકશે નહિ. માટે તમે ડુંગરાની આ ધારો ઉપર ને શિખરો ઉપર જાઓ ને ત્યાંથી દુસ્મનો ઉપર તીરોનો વરસાદ વરસાવજો. અને દુસ્મનો આ ધારોની નજીક આવે કે તેમના ઉપર મોટા મોટા પથરાની ગદાઓ ગબડાવી પાડજો, ને તીર ને પથરાના વરસાદથી નાશ કરજો. જોજો ભાઈઓ સાવધ રહેજો. અને કદાપિ આપણો પાસો અવળો પડે તો તેમને હાથ નહિ આવતાં ડુંગરાની છૂપી બખોલોમાં ભરાઈ જઇને મને આવી મળજો. ને જો હું પણ કામ આવ્યો હોઉં તો તમારા બાળક રાણાનું રક્ષણ કરી સાચવજો કે આગળ ઉપર મેવાડનું રાજ્ય પાછું સ્વતંત્ર થઈ આબાદી ભોગવે. એમ કહી ભીલોને બરાબર ગોઠવ્યા પછી રજપૂતો તરફ ફરીને બોલ્યો કે—મારા વીરાઓ, મારૂં આટલું વચન યાદ રાખજો કે આ લડાઇમાં

આપણે અમર નામ કરી આપણી આબરૂ સાચવીશું એ તો નક્કી-જ છે, પણ જો મેવાડને કમનસીબે હું કામ આવ્યો તો તમે નકામા પતંગીઆની માફક અવિચારથી ઝંપલાવશો નહિ. મારી સાથે તમે પણ બધા કામ આવી ગયા તો તમારા બાળક રાણા-નું રક્ષણ કોણ કરશે ? દુઃખની વખતે તેની સહાય કોણ કરશે? અને તેથી પણ વધારે આપણા દેશની સ્વતંત્રતા પાછી મેળ-વવાને રાણા અમરસિંહને મદદ કોણ કરશે? માટે મારો આ છે-લ્લો હુકમ છે. ને મને આશા છે કે તમે તેને માન આપશો કે જો દૈવ ઈચ્છાથી આ લડાઇમાં હું કામ આવું તો તમે તરતજ પાછા જઇ તમારા બાળક રાણાને આ પહાડોની ગુહ્ય ગુફાઓમાં આપણા વનપતિ ભીલ રાજાઓના રક્ષણ નીચે લઇ જઇ ઊછેર-જો કે આગળ ઉપર આપણો દેશ મુસલમાનોના હાથમાંથી છો-ડવે, ને આ લડાઇનું વેર લે. આ આજ્ઞા સઘળાઓએ પોતાની ઈચ્છા નહિ છતાં માથે ચઢાવી.

આ પ્રમાણે બંદોબસ્ત કરી રહ્યો કે મુસલમાનો ત્યાં આ-વી પહોંચ્યા. બંને લશ્કર સામસામાં આવ્યાં કે રજપૂતો ભૂખ્યો સિંહ જેમ હરણના ઉપર તળપ મારે તેમ મુસલમાનો ઉપર હા-થમાં નાગી તરવારો લેઇ તૂટી પડ્યા. સામસામી ભાલા ને તર-વારો ઊછળવા લાગી. એક બીજાનાં ધડ માથાં જુદાં થવા લા-ગ્યાં. લોહીની નદીઓ વહેવા લાગી ને તેમાં માથા વગરનાં ધડ ને ધડ વગરનાં માથાં તણાવા લાગ્યાં. લડાઈ દેવીને બંને તરફ-ના જોદ્ધાઓ ભોગ આપવા લાગ્યા. મુસલમાનો ઘણા હતા ને ર-જપૂતો થોડા હતા તેથી હિંમત ન હારે માટે પ્રતાપસિંહ લડાઇ-ને મોખરે વિક્રાળ સિંહ રૂપ ધારણ કરી ઘૂમવા લાગ્યો અને શ-ત્રુનો કચરઘાણ કહાડવા લાગ્યો. તેનો દાખલો લેઇ તેના શૂરા સા-મતો પણ પોતપોતાનાં માણસો લેઇ મરણીઆ થઇ શત્રુ ઉપર તૂટી પડવા લાગ્યા. પ્રતાપે મોખરે રહી રાજા માનને પોતાની ત-રવારનો સ્વાદ ચખાડવાને ઘણોએ ખોળ્યો પણ તે તોફાનાં એ છૂ-

પાઈ ગએલો તે હાથ લાગ્યોજ નહિ. જ્યારે પ્રતાપસિંહ માનસિંગને ખોળવામાં કોઈ રીતે ફતેહ ન પામ્યો ત્યારે તેણે છેવટે અકબરના વારસ સલીમ ઉપર પોતાનો ઘોડો ઠેકાવ્યો, અને એકજ ભાલે તેના માવતના પ્રાણ લીધા. તેમજ સલીમના રક્ષકોને પણ ખુદાને આશરે પહોંચાડયા. અને જો સલીમે બખતર પહેર્યું ન હોત તો અકબરના વારસને પણ પ્રતાપે કયારનોએ ઘોરમાં પહોંચાડયો હોત. પ્રતાપસિંહનો પ્રતાપી ઘોડો પણ એના જેવોજ હતો. આ લડાઇના જે જે નકશા ચીતરેલાછે તે બધામાં પ્રતાપનો ઘોડો ચૈતક સલીમના હાથી ઉપર એક પગ ચઢાવી ઊભેલો અને પ્રતાપ ભાલા સહિત સલીમ ઉપર ધસેલો ચીતર્યોછે. હાથીનો હાકનાર મરાયો એટલે સલીમનો હાથી કોઈના કબજામાં ન રહ્યાથી સલીમને લેઈને નાસી ગયો. આ જગાએ ખૂનામરકીની હદ રહી નહિ. મોગલો સલીમનો બચાવ કરવાને અને સલીમને મારવા આવેલાને મારવાને તે સ્થળે એકઠા થયા. તેમ બીજી તરફથી પ્રતાપસિંહ મોગલો વચ્ચે ઘેરાઇ ગયાથી તેને બચાવવાને મેવાડી જોદ્ધાઓ ખૂબ જુસ્સાથી તૂટી પડયા; અને મોગલોને કાપી પ્રતાપસિંહની આસપાસ ખૂલ્લો રસ્તો કરવા લાગ્યા. એ સમયે પ્રતાપને ત્રણ ભાલાના ને ત્રણ તરવારના જખમો થયા હતા અને એક ગોળી વાગી હતી, પણ તે કશાની દરકાર રાખ્યા વગર પ્રતાપ ગાંડા હાથીની માફક ઘૂમવા લાગ્યો. એની દોધારીના સપાટામાં જે આવતા તે એકજ ઝટકે પૂરા થતા. તે વખતે લડાઈની દેવીએ જાણે પ્રતાપની તરવારમાંજ વાસો કર્યો ન હોય તેમ જણાતું. પ્રતાપને માથે રાજછત્ર હોવાથી તેને મારવાને કે પકડવાને સઘળું મોગલાઇ બળ ત્યાં આગળ એકઠું થયું હતું, છતાં ત્રણ વાર પ્રતાપે પોતાની તરવારના બળથી પોતાની આસપાસની જગા મોગલો વગરની કરી. પણ મોગલો એ એટલા બધા જુસ્સામાં આવ્યા હતા કે તેઓ ફરી ફરીને એજ જગાએ એકઠા થતા હતા. છેવટે મોગલોનું બળ વધ્યું ને પ્રતાપ

ઘેરાઇ ગયો. એને માથેથી રાજછત્ર ખસે નહિ તો પ્રતાપનો પ્રાણુ બચવો મુશ્કેલ હતો. તેથી તે અડીની વખત સાદરીના ઝાલા રાજા માનસિંગે સાચવી. તેણે પ્રતાપની જગાએ પોતાનો પ્રાણુ અર્પી સ્વાત્માર્પણુનો ઉત્તમ દાખલો આપ્યો. માનસિંગે મેવાડનું રાજછત્ર પોતાને માથે ધરાવીને પ્રતાપસિંહને ત્યાંથી પાછો કહાડયો ને બચાવ્યો. માનસિંગ પોતાના સઘળા લશ્કર સાથે મુસલમાનોપર આગળ ધસ્યો અને બહાદુરીથી લડતાં લડતાં મરાયો. આ શૂરા ઝાલા રાજાની સ્વામીભક્તિની યાદગીરી માટે હલદીઘાટની લડાઇ થઇ ત્યારથી તે આજ સુધી તેના વંશજોને માથે મેવાડનું રાજછત્ર ધરાયછે;[૧] અને તેઓ રાણાના જમણા હાથપર બેસેછે.[૨] રજપૂતો ગમે એટલા મરણીઆ થઇ શૂરથી લડ્યા, પણ એમની સઘળી મહેનત વ્યર્થ ગઇ. મૂઠીભર બહાદુરોની બહાદુરી લાખો માણસોના દળ આગળ શી વિસાતમાં? મોગલોની તોપોના ને બંધુકોના માર આગળ શૂરા રજપૂતોની તરવારોનું શું ચાલે? એટલે હલદીઘાટના બચાવ માટે મળેલા બાવીશ હજાર મેવાડીઓમાંથી માત્ર આઠ હજાર જીવતા રહ્યા. સ્વામીભક્તિનાં ને સ્વદેશ રક્ષણુ માટે સ્વાત્માર્પણુનાં દૃષ્ટાંતો આ લડાઇમાં જેવાં બન્યાંછે તેવાં બીજી કોઈ લડાઇમાં ભાગ્યેજ બન્યાં હશે.

બીજા કોઇપણ સોબતી વગર પ્રતાપસિંહ એકલો ચૈતક ઉપર પાછો ફર્યો. આખો દિવસ ચાલતાં ચૈતક અટક્યો નહિ. પ્રતાપને પાછો ફરેલો જેઇ તેની પાછળ બે મોગલ સરદારો પડ્યા હતા. તેમણે એને પકડી પાડયો હોત, પણ એટલામાં એક ના-

---

૧ ટાડ રાજસ્થાન.

૨ ઝાલા રાજા માનસિંગના વંશજો હજુપણ સાદરીમાં રાજ્ય કરેછે. અને આ લડાઈને લીધે મળેલા સઘળા હક્ક ભોગવેછે મેવાડમાં સાદરીના ઝાલા રાજા સિવાય બીજા કોઈનાં નગારાં રાજમહેલના દરવાજા સુધી વગાડાતાં નથી. એ હક્ક પણ હલદીઘાટની લડાઈમાંજ તેમને મળ્યો. તથા ઝાલા રાજાને 'રાજ'નો ખીતાબ પણ ત્યારથીજ મળ્યો છે.

ની નદી આવી; તે ચૈતક કૂદી ગયો, ને મોગલોના ઘોડાથી નહિ કૂદાયાથી તેમને થોડી વાર લાગી. પણ પ્રતાપની પેઠે તેનો ઘોડો ચૈતક પણ ઘવાયો હતો, તેથી તેની પાછળ પડનાર મોગલો આવી પહોંચશે એમ તેને જણાયું. એટલામાં એક જણને મેવાડી ભાષામાં તાણીને બૂમ પાડતાં સાંભળ્યો કે "ઓ આસમાની રંગના ઘોડાવાળા સવાર હોઓ" આ સાંભળી પ્રતાપે પાછળ જોયું તો માત્ર એક સવાર તેના જોવામાં આવ્યો. એ સવાર એનો ભાઇ સકતો હતો.

એ સકતાને અને પ્રતાપને અણબનાવ હોવાથી તે અકબરને જઈ મળ્યો હતો; અને તે સલીમની સાથે લશ્કરમાં આવ્યો હતો. તેણે પ્રતાપને સોબતી વગર એકલો નાસી જતો જોયો. ત્યારે તેના મનમાંથી સઘળી દુશ્મનાવટ જતી રહી. અને તેના અંતઃકરણમાં પોતાના ભાઇપરનો પ્રેમ ઊભરાઇ આવ્યો. તથા તે સાથે મેવાડીઓની હારથી તેના મનમાં દિલગીરી થઇ. તેથી તે પ્રતાપની પાછળ પડ્યો. પણ તે માત્ર પેલા બે પઠાણોને મારવા માટેજ. તેણે પોતાના ભાલા વડે બંને પઠાણોને માર્યા. અને પછીથી પ્રતાપને બૂમ પાડીને બોલાવ્યો. આ વખતે તેમની જીંદગીમાં પહેલીજ વાર બંને ભાઈઓ હેતથી ભેટ્યા. અહીં આગળ ચૈતક ઉપરથી તંગ છોડી નાંખ્યો કે તે જમીન ઉપર પડ્યો ને મરણ પામ્યો. તેથી સકતાએ પોતાનો "અંકારો" નામનો ઘોડો પ્રતાપને આપ્યો, તે ઉપર પ્રતાપ સવાર થયો. ચૈતક મરી ગયો ત્યાં આગળ કરેલો ચોતરો આજે પણ ઝારોલ પાસે છે.[૧] આ સઘળો દેખાવ ઉદેપુરનાં અર્ધોઅર્ધ ઘરોમાં ચીતરેલો આજપણ જોવામાં આવે છે. સકતાની સ્વદેશપ્રીતિ પણ વખાણવા યોગ્ય કહેવાય. સ્વદેશપ્રીતિ માટે વેરભાવ છોડી દેવો એ ગુણ પ્રશંસનીય છે. એ ગુણની ખામીથીજ પૃથુરાજ સામો શાહબુદ્દીન જીતી શક્યો. તે વખતે જો સઘળા રજપૂતો સ્વદેશ રક્ષ-

૧ ટાડ રાજસ્થાન.

ણુ માટે વેરભાવ ભૂલી ગયા હોત તો હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થાતજ નહિ. પણુ હાય! વેરભાવ ને કુસંપેજ હિંદનું સત્યાનાશ વાળ્યુંછે.

પ્રતાપ ને સકતા વચ્ચેની મુલાકાત ટુંકી હતી. હસમુખો સકતો સલીમના લશ્કર તરફ પાછા જતી વખતે પ્રતાપની મશ્કરી કર્યા વગર ન રહ્યો. તેણે કહ્યું કે "કેમ ભાઇ માણુસ જીવ લેઇને નાસતો હોય ત્યારે તેને કેવું લાગતું હશે!" તેણે પ્રતાપને કહ્યું કે "ભાઇ લાગ આવશે કે હું તને પાછો આવી મળ્યા વગર નહિ રહું." એમ કહી તે સલીમ પાસે પાછો આવ્યો. સકતાને સલીમે હકીકત પૂછી ત્યારે તેણે કહ્યું કે "પ્રતાપે બંને પઠાણોને મારી નાંખ્યા એટલુંજ નહિ પરંતુ મારા ઘોડાને પણ મારી નાંખ્યો. તેથી હું પેલા પઠાણુના ખોરાસાની ઘોડા ઉપર પાછો આવ્યોછું" પણુ આ વાત સલીમના માનવામાં આવી નહિ, તેથી સલીમે સકતાને કહ્યું કે "જો તું સાચેસાચું કહી દેશે તો તારો જે ગુનો હશે તે માફ કરીશ." ત્યારે સકતાએ કહ્યું કે "મેવાડના રાજ્યનું જોખમ મારા ભાઈ ઉપર છે. તેને જ્યારે જોખમમાં આવેલો દીઠો ત્યારે મારાથી તેનો બચાવ કર્યાં વગર રહેવાયું નહિ." આ સાંભળી સલીમે પોતાનો બોલ પાળ્યો, પણુ તેને પોતાને ત્યાંથી રજા આપી. તેથી તે પોતાના ભાઇ પાસે જવાને નીકળ્યો. પણુ પોતાના ભાઇને મળતાં કાઇ યોગ્ય નજરાણો કરવો, એ વિચારથી એણે ભૈનસ્રોર ઉપર છાપો મારી જીતી લીધું. અને ઉદેપુર આગળ પ્રતાપને આવી મળ્યો. પ્રતાપે તેને ભૈનસ્રોરની જાગીર આપી. એ સકતાના વંશજો સક્તાવત કહેવાયછે. એ સક્તાવતોની રાજધાની ઘણી મુદ્દત સુધી ભૈનસ્રોરમાં રહી. જે બે મોગલ સરદારોને સકતાએ માર્યા હતા તે બે ખોરાસાની ને મુલતાની હતા; માટે સકતાની ને તે જગાની યાદગીરી સારૂ એ જગાને ત્યારથી તે આજસુધી "ખોરાસાની મુલતાની હદ" કહેછે.

સંવત ૧૬૩૨ના શ્રાવણુ શુદ ૭ નો દિવસ મેવાડના ઇતિ-

હાસમાં યાદ રહેવા જોગ થયો. તે દિવસે મેવાડીઓના શૂરા લોહીથી હલદીઘાટ છંટાઈ ગયો. રાણાના નજીકના સગાઓમાંના પાંચસેં જોદ્ધાઓ તે દિવસે મરાયા. ગ્વાલિયરના પદચ્યુત રાજા રામસિંગે અને તેના કુંવર ખંડેરાવે તેના ૩૫૦ તુવાર યોદ્ધાઓ સાથે રણસંગ્રામમાં પડીને રાણાની મેમાનદારીનો બદલો વાળ્યો. બાબરે તેમને ગ્વાલિયરમાંથી કહાડી મૂક્યા પછી તેઓએ મેવાડમાં રાણાનો આશરો લીધો હતો. તેમના ગુજરાનને માટે દરરોજ આઠસેં રૂપિઆ આપવા માટે રાણાજીએ હુકમ કર્યો હતો. રાયભક્ત ઝાલા રાજા માનસિંગ પોતાના દોઢસો જોદ્ધાઓ સાથે મરાયો. અને મેવાડના દરેક ઘરમાં ઘર ચલાવનારના મોતથી શોકે નિવાસ કર્યો.

એ રીતે જીત પાળી ફૂલાતો સલીમ ડુંગરી મૂલક છોડી અજમેર ગયો. વર્ષાઋતુ બેઠાથી લડાઇનું કામ અટકી પડયું, તેથી થોડા મહિના પ્રતાપને વિસામો મળ્યો. વર્ષાઋતુ ખૂલ્યા પછી પાછા દુશ્મનો લડવાને આવ્યા. તેમની સાથે પ્રતાપે સંવત ૧૬૩૩ ના માહા શુદ સાતમને દિવસે લડાઈ કરી પણ તેમાં એ પ્રતાપ હાર્યો; તેથી કોમલમેરમાં જઈ ભરાયો; ત્યાં તેને શાબાજખાન કોકાએ ઘેરી લીધો. કોમલમેરનો એણે બહાદુરીથી લાંબી મુદ્દત સુધી બચાવ કર્યો, પણ છેવટે જે કૂવાના પાણી ઉપર તેમનો આધાર હતો તે કૂવાનું પાણી જીવડા પડી બગડયું, આબુનો દેવરા રાજા, જે આ વખતે અકબરના પક્ષમાં હતો, તેણે દગાથી આ પાણી બગાડયું એમ કહેવાયછે. પ્રતાપ કોમલમેરથી કેઓન્ડના કિલ્લામાં ભરાયો, ને સોનીગડા જાતનો સરદાર ભાણુ કોમલમેરનો બચાવ કરવા રહ્યો, તેણે છેવટની ઘડી લગી બચાવ કર્યો, પણ આખરે તે મરાયો. આ જગાએ મેવાડનો રાજબારોઠ પોતે કવિતા ગાઇને અને પોતાનો દાખલો આપીને લશ્કરને ઉશ્કેરતો હતો તે મરાયો. નિર્દય પાદશાહની સામે છેવટ સુધી લડવાના જુસ્સાની ને પ્રતાપનાં પરાક્રમોની સ્તુતિ વિષેની એની કવિતા હજુ પણ દરેક જ-

ણુ મેવાડમાં ગાયછે. રાજ્યારોટ મરાયાથી તેની સાથે કાવ્ય શક્તિ નાશ પામી નહિ. કેમકે રાજાઓ ને સરદારો, ભાટ ને ચારણુ, નાના ને મોટા બહાદુર રજપૂતોને શૂર ચઢે એવા જુસ્સાવાળી કવિતા સ્વદેશાભિમાની પ્રતાપના ગુણુ ગાવાને નવી બનાવી ગાવા લાગ્યા, અને પ્રજાના આ જુસ્સાથી પ્રતાપ અને તેના માણુસો યુદ્ધ કરવામાં ઝંપલાવા લાગ્યા.

કોમલમેર લીધા પછી માનસિંગે ધરમતિ ને ગગુંદાના કિલ્લાને ઘેરી લીધા. મોહોબ્બતખાંએ ઉદેપુર જીતી લીધું, અને પ્રતાપના સગામાંના એક જણે [1] ઓગુણાપાનોરાના રહેવાસીઓ પ્રતાપને સામાન પૂરો પાડતા હતા તે અટકાવ્યો. તથા ફરીદખાન ચપન[2] ઉપર હુમલો કરીને દક્ષિણુ દિશા તરફથીકેઓન્ડ જઇ પહોંચ્યો. આ પ્રમાણે ચારે બાજૂએ પ્રતાપ ઘેરાઇ ગયો. સંતાઇ રહેવાની છાનામાં છાની જગાએથી પણુ એક ખીણુથી બીજી ખીણુ ભણી એમ નસાડવા માંડયો એટલે પ્રતાપને જીતવાની કાંઇ આશા રહી નહિ. એટલું છતાં પણુ જ્યારે એના દુશ્મનો એને ધડકતી છાતીએ કોઈ છૂપાઇ રહેવાની જગોએ ભરાઈ રહેલો ધારતા હતા, ત્યારે તે પોતાની છૂપી સંજ્ઞાઓ વડે પોતાનાં માણુસો એકઠાં કરીને અણુચિંત્યો દુશ્મનો અસાવધ હોય ત્યારે ધસારો કરતો. ફરીદ ધારતો હતો કે પ્રતાપ હવે મારા હાથમાં કેદ પકડાઈ જવાનો; પણુ એવામાં પ્રતાપે એક વાર યુક્તિથી એને એક ખીણુમાં આંતરી લીધો. તે વખતે તેની પાસે માત્ર એકજ માણુસ રહ્યું હતું. પણુ ઉદાર પ્રતાપે તેને નહિ મારતાં તેનાં હથીઆર મૂકાવી જવા દીધો. વાહવા!! પડતીમાં પણુ મોટું મન રાખનાર પ્રતાપ તારાં કેટલાં વખાણુ કરવાં !!! મોગલો આવી જાતની લડાઇમાં માહિતગાર નહિ હોવાથી કોઇ કોઈ વારજ દુશ્મનો હડીએ ચડે એ-

---

૧ મેવાડની વંશાવળીમાં અમીદાસ લખ્યો છે.

૨ મેવાડના નૈરૃત્ય ખૂણાના પહાડી મૂલકને ચપન કહેછે, એમાં આશરે ૩૫૦ ગામડાં હતાં ને તેમાં મુખ્યત્વે ભીલ લોકો રહેતા હતા. કેઓન્ડ પણુ એ ચપનના પહાડી મૂલકમાં મધ્ય ભાગે હતું.

વા દુશ્મન સાથે લડવાને કંટાળી ગયા. આગળ જતાં મરાઠાઓ-એ પણ એમને એજ રીતે થકવ્યા હતા. એવામાં વર્ષાઋતુ બેઠી, નદીનાળાં ભરાઇ ગયાં, ભરાઈ રહેલાં પહાડી ઝરણાંને લીધે હવા ઝેરી થઇ ગઈ, તેથી તેઓ પાછા પોતાની છાવણીમાં ગયા. એ રીતે વર્ષાઋતુ પ્રતાપને થોડો થોડો વિસામો આપતી.

આ પ્રમાણે વર્ષપર વર્ષ જવા લાગ્યાં, પણ દર વરસે પ્રતાપનાં સાધનો ઘટતાં ગયાં અને આપદાઓ વધતી ગઈ. સૌથી વધારે ચિંતા એને એના કુટુંબની હતી, કે તે રખેને દુશ્મનોના હાથમાં સપડાઈ જાય, અને ઘણીવાર તેઓ અણીપર ધીક વખતે બચી જતાં. એકવાર તેઓને પકડાઈ જતાં કાવાના વિશ્વાસુ ભીલોએ બચાવ્યાં. તેમણે નાની નાની ડાળીઓની ગૂંથેલી ટોપલીઓમાં ઘાલીને તેમને જાવડાની કલાઇની ખીણોમાં સંતાડયાં. અને ત્યાં તેમને તેઓએ ખાવાપીવાનું આણી આપ્યું ને સાચવ્યાં. જાવડા ને કેઓનડમાં વાઘ વરૂથી બચાવ કરવા સારૂ રાણાના કુંવરોને ટોપલીઓમાં સૂવાડી ઝાડની ડાળીઓએ લટકાવતા ને હિંચોળતા, કેમકે રાજકુંવરોને માટે તે વખતે એજ પારણાં હતાં. એ ડાળી ને પારણાં આજલગી સાચવી રાખ્યાં[1] છે. એવાં એવાં અસહ્ય દુઃખોના દરિયા વચ્ચે પણ પ્રતાપની ધીરજ તેવી ને તેવીજ હતી. અકબરે પ્રતાપના સમાચાર લાવવાને મોકલેલા જાસૂસે અકબરને ખબર આપી કે પ્રતાપને અને તેના સરદારોને થોડું ને જંગલમાં ફળફળાદિનું ખાવાનું મળેછે, તોપણ રાજશાહી રીતે, અને સલાહ શાંતિના દહાડાની માફક સંતોષથી જમેછે. પ્રતાપના નહિ નમે એવા મહાન્ મનની વાત સાંભળી અકબર પણ ગદગદિત થયો. અને રાજસ્થાનના સઘળા રાજાઓને પ્રતાપના ગુણ શીખવાને ફરમાવ્યું. એટલુંજ નહિ પણ અકબરના લશ્કરમાં જે જે માણસો આવ્યા હતા તેઓ પણ પ્રતાપની વાત સાંભળી શાબાશીના પોકાર મારવા લાગ્યા. વળી દિલ્લીના સૂ-

૧ ટોડ રાજસ્થાન.

બાઓમાંના પહેલા સુબા ખાનખાનાને પ્રતાપનાં પરાક્રમ અને આગ્રહના વખાણની કવિતા મેવાડી ભાષામાં કરેલી તે મેવાડની વંશાવળીમાં સાચવી રાખીછે. તેમાં ખાનખાનાન લખેછે કે-"આ દુનિયામાં સઘળું નાશવંત છે, જમીન ને દોલત સઘળું જતું રહેશે, પણ મહાન્ પુરૂષના સદ્‌ગુણો હમેશ લગી રહેશે. પટ્ટા (પ્રતાપ) એ જમીન ને દોલત સઘળું તજી દીધું, પણ કોઈને કોઈ વાર માથું નીચું નમાવ્યું નહિ. હિંદુસ્તાનના સઘળા રાજાઓમાં માત્ર એણે એકલાએજ રજપૂતોની લાજ રાખી." ધન્ય છે પ્રતાપ તને, કે તારા સદ્‌ગુણો ને જુસ્સાનું માન તારા દુશ્મને તારીજ ભાષામાં કાવ્ય કરી તને આપ્યું ને તારી કીર્તિ અમર કરી.

પણ કેટલીકવાર એવો વખત આવેછે કે જીંદગીથી પણ વધારે વહાલાની જરૂરીઆત જોઈને માણસ વધારે ઝનુની થઇ જાય છે. પ્રતાપની રાણી ખડકોમાં કે ગુફાઓમાં સંતાડયા છતાં સલામત નહિ હતી. એનાં નાનાં બાળક જે સઘળાં રાજશીખને યોગ્ય હતાં તે ખોરાક વગર ટળવળતાં હતાં. કેમકે મરણીઆ મોગલો એટલી દૃઢતાથી એમની પાછળ પડયા કે પાંચવાર તૈયાર થએલી રસોઈ વખત નહિ મળવાથી ખાધા વિના તેમને નાશી જવું પડયું. એક વખત એની રાણી અને એના કુંવરની સ્ત્રીએ મોલ (એક જાતનું મેવાડમાં ઘાસ થાયછે) ને દળીને તેના લોટના રોટલા કર્યા અને દરેકને એકેક અર્ધો હમણાં ખાવાને અને અર્ધો બીજીવાર ખાવાને માટે આપ્યો. એ વખતે પ્રતાપ પોતાના કમનશીબ ઉપર એક ખૂણે બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલામાં એની દીકરીએ ચીસ પાડી, તે સાંભળી એ ઉભો થયો. એ દીકરીએ પોતાનો અર્ધો રોટલો રાખી મૂકયો હતો, તે એક રાની બિલાડી લેઇ ગઇ તેથી ભૂખની મારી એ બૂમે બૂમ પાડવા લાગી. અત્યાર સુધી પ્રતાપનું હૈયું દૃઢ હતું, એનાં છોકરાંને અને સગાં વહાલાંને રણસંગ્રામમાં મરતાં જોયાં હતાં, તોપણ તે બાબત એને કાંઈ લાગ્યું નહિ હતું. કેમકે રજપૂત તેજ માટે જન્મે

છે, પણ ખોરાકને સારૂ એનાં છોકરાંને રડતાં જોઈ એનું હૈયું ભરાઇ આવ્યું. એણે આવી સ્થિતિમાં આવી રીતે માત્ર નામનું રાજ નામ ધારણ કરવું ધિક્કારી કહાડયું અને પોતાનાં દુઃખ ઓછાં કરવા માટે અકબરને તાબે થવું એ ઠીક, એવો એ વિચાર કરવા લાગ્યો.

પણ આ વિચારની વાત અકબરના છૂપા જાસૂસોથી અકબરને માલમ પડી. એક દિવસે એ છૂપા જાસૂસે સલીમને જઈને જાહેર કર્યું કે પ્રતાપસિંહ એટલો દુઃખી હાલતમાં આવી ગયો છે કે એણે આપને તાબે થવાનો વિચાર કર્યોછે. આ ખબર સાંભળીને સલીમ અત્યંત ખુશી થયો. તેણે એ વાત અકબરને લખી મોકલી. એ કાગળ વાંચતાં અકબર પણ ખુશી થયો. તેણે આખા શહેરમાં ખુશાલીમાં દિવસ ગુજારવાનો હુકમ કર્યો. આ વાતની ખબર પડતાંજ વિકાનેરનો પૃથુરાજ તેની પાસે આવ્યો, ત્યાંરે અકબરે તેને પણ સલીમનો કાગળ વંચાવ્યો. મારવાડના રાજ્યમાંથી વિકાનેરનું રાજ્ય થોડી મુદ્દત થયાં જુદું પડયું હતું. ત્યાંના રાજાનો ભાઈ આ પૃથુરાજ હતો. વિકાનેરનું રાજ્ય સપાટ પ્રદેશમાં આવ્યાથી તેઓ મારવાડના રાજા માલદેવની માફક દિલ્લીના પાદશાહની સામા થઈ શકયા નહોતા, ને તેથી તેમને પણ બીજા રાજાઓની માફક અકબરને તાબે થવાની ફરજ પડી હતી. પૃથુરાજ ઘણો બહાદુર ને સ્વદેશાભિમાની સરદાર હતો. તેમ તે પંડે કવિ હતો. પોતાના દેશનું કામ હોય તો પોતાની કવિતાવડે તથા પોતાની તરવારવડે કામ લાગે તેવો એ હતો. એટલુંજ નહિ પણ રાજસ્થાનના કવિઓની સભામાં આ રાઠોડ રાજકવિને પ્રમુખ તરીકે ઠરાવ્યો હતો. એ પૃથુરાજ પ્રતાપના નામને પણ પૂજતો હતો. તેને અકબરે આ સમાચાર કહ્યાથી તેનું અંતઃકરણ બહુ દાઝયું. તેણે જુસ્સામાં અકબરને ખુલ્લે ખુલ્લું કહી દીધું કે પ્રતાપની કીર્ત્તિની અદેખાઈ કરનારા કોઈ દુશ્મને આ દગો કરેલોછે. હું એને સારી પેઠે ઓળખુંછું. તમારી

આખી પાદશાહતને માટે પણ એ તમારે તાબે થાય એવો નથી. માટે જો આપ રજા આપોતો હું મારા માણસ સાથે લખી મોકલી પ્રતાપને પૂછાવું. અકબરે તેમ કરવાની તેને પરવાનગી આપી. એ કાગળ લખવાની દેખીતી મતલબ ખરી વાત શી છે તે જાણવાની હતી, પણ તેના અંતઃકરણની મતલબ તો અકબરે કહેલી વાત સાચી હોય તો તેને તાબે થતો અટકાવવાની હતી. એ મતલબથી અકબરની પરવાનગી લેઈ તેણે કવિતાની અંદર એક કાગળ લખી પોતાના ખાસ માણસ સાથે પ્રતાપ ઉપર મોકલ્યો. એ કવિતા હજુ પણ વખણાયછે. એ કવિતાનો *તરજુમો આ નીચે આપ્યોછે. પણ મારે કહેવું જોઇએ કે તે કવિતામાં જે જુસ્સો છે, તે જુસ્સો નીચેની કવિતામાં લાવી શકાયો નથી. મારો વિચાર એ અસલ કવિતા મેળવીને મૂકવાનો હતો, પણ ઘણો પ્રયત્ન કરતાં પણ એ કવિતા એનહિ મળી શકવાથી ટાડ સાહેબે એ કવિતાનો અંગ્રેજીમાં તરજુમો કરેલોછે, તે અંગ્રેજી ઉપરથી તરજુમો કરી નીચેની કવિતા બનાવીને મૂકવાની જરૂર પડીછે.

### લાવણી.

ધન્ય ધન્ય પરતાપ તૂજને, ધન્ય ધન્ય માતા તારી,
ક્ષત્રીવટ તેં ખરી સાચવી, જતી આબરૂ ઉગારી;
ખોઈ પરાક્રમ રોઈ રહ્યા સૌ, ક્ષત્રી ક્ષત્રીવટ ખોતે,
ક્ષત્રાણીની લાજ લૂટાતી, જુએ બાયલા બનિ પોતે. ૧
બજાર બન્યું રજપૂતો કેરૂં, દલાલિ દિલ્લીપત કરતો,
સસ્તુ સસ્તુ સહુ ખરીદ્યું, શૂર ક્ષત્રિ કેરૂં હરતો;
સંગ કુલજ શૂર પ્રતાપ વિના, સહુ ક્ષત્રી સસ્તા લીધા,
પ્રતાપની ખરિદી કરતાં તો, સહુ મુસલ્લા બહુ બીધા. ૨
ચાર દિવસનું ચાંદરણું આ, મટિ અંધારૂં ઘબ વળશે,
એ અજવાળે ખરા ક્ષત્રિ તે, સુકીર્ત્તિ સહુ સ્થળમાં રળશે;
પરાક્રમો કરિ કીર્ત્તિ રળે તે, કીર્ત્તિ અમર તેને કરશે,
નામ બોળું ને નઠોર નીકળે, તે નકિ નર્ક વિશે ઠરશે. ૩

રજપૂતોને વા'લી આબરૂ, વેચિ આબરૂ હીન થયા,
અરે હાયા તે બજારમાં શું, ચિતોડગઢ વેચવા ગયા;
નહી નહી એ કદી બને નહિ, ચિતોડ વેચાયે કદીએ,
જીભ કાપવી પડે મૂખથી, જો કદિ એહ વચન વદીએ. ૪
સિસોડીઆ સૌ કપાવિ નાંખ્યા, ધન દોલત ખરચી સઘળી,
દેશ બાગ ઉજડ કરી નાંખી, પ્રતાપ પણ તેં કીર્ત્તિ રળી;
ક્ષત્રીવટ તેં ખરૂં સાચવ્યું, સઘળાએ વેચી દીધું,
ખરો નામ મહિમા તેં રાખ્યો, અમર નામ તેંતો કીધું. ૫
અકબર દલાલ પાસે સરવે, લાજ ક્ષત્રિ કેરી લજવી;
અહો સંગ તારા પૌત્રે તો, સુકીર્ત્તિ સૌ સ્થળમાં ગજવી;
ખરો મર્દ તું પ્રતાપ નીવડ્યો, ખરા ખપર ખાંડે ખપવ્યા,
ખરા સિસોડી સામદ સઘળા, ખરા મુસલ્લાને થકવ્યા. ૬
સહુ ક્ષત્રિનો દલાલ અકબર, નથી અમર આ દુનિઆમાં,
પાપ કુંભ ભરપૂર થશે ત્યાં, કાળ ઝડપશે જોતામાં,
ક્ષત્રી વિનાના ઉજડ ક્ષેત્રમાં, ક્ષત્રી બિજ બોવા માટે,
સહૂ ખોળશે ખરૂં ક્ષત્રિ બિજ, પસ્તાતા વાટે ઘાટે. ૭
કોઇ સ્થળે જડશે પણ ક્યાંથી, પ્રતાપસિંગ તારા પાખી,
વિલે મુખે તારી ગમ વળશે, લાજ ક્ષત્રિની તેં રાખી;
તે માટે નાના મોટા સૌ, આશા તુજ ઉપર રાખે,
ખરૂં ક્ષત્રિ બિજ તું સાચવશે, એમ મુખેથી સૌ ભાખે. ૮
તું થકિ ક્ષત્રી શુદ્ધ નીપજશે, પ્રકાશશે ફરિ રાજસ્થળે,
આર્યજનોની આશા પ્રતાપ, તુજ વિન બીજે ક્યાંથિ ફળે;
અરે તજાએ કેમ તેમને, જે ક્ષત્રી આવે શરણે,
પ્રતાપ આશા ભંગ કરે કદિ, નહિ નહિ કેમ બને મરણે. ૯

રાઠોડની આ પ્રમાણે કવિતામાં ઉશ્કેરણી વાંચ્યાથી પ્રતાપને જે જુસ્સો ઉપજ્યો તે દશ હજાર માણસની બરાબર હતો. તેથી તેનું પડી ભાગતું મન ઉશ્કેરાયું અને તે લડાઈ કરવાને તૈયાર થયો. કેમકે એ કવિતામાં કહ્યું કે સઘળી રજપૂત જાતના

લોકોની આશા માત્ર તારા ઉપર છે, રજપૂતોની પવિત્રતા માત્ર તેંજ સાચવીછે, ને એ રજપૂતો જ્યારે મુસલમાનોથી છૂટશે ત્યારે તેઓ પવિત્ર થવાને તારીજ પાસે આવશે. આજસુધી આટલી મહેનતે સાચવેલી એ શુદ્ધ રજપૂતી જ્યારે તું ખોશે, ત્યારે પછી રજપૂતો શુદ્ધ શાથી થવાના? પતિત રજપૂતોની એ આશા સફળ કરે એવો માત્ર તુંજછે. આ માન કાંઇ એને ઓછું નહિ હતું.

મુસલમાનો સાથે લડવાનાં સાધનો ખૂટી પડયાં હતાં; પૈસા ને માણસોની ખુવારી ખૂબ થઈ હતી, દેશ ઉજડ થઈ ગયો હતો, વેપાર રોજગાર બંધ પડયો હતો, સઘળાં લોકો નાસભાગ કરી રહ્યા હતા, એના સગાવહાલા ને મોટામોટા સરદારો ને માણસો મરણ પામ્યા હતા, આખો મેવાડ મુસલમાનોએ જીતી લીધો હતો, અને પોતાની આસપાસ સઘળે દુશ્મનો વીંટાઈ વળ્યા હતા, ઘડીઘડી તેમના હાથમાં પોતાનાં છૈયાં છોકરાં પકડાઇ જવાની દહેશતમાં આવી પડયો હતો, પોતાને અને પોતાના કુટુંબને ખાવાના પણ સાંસા પડતા હતા; એવી સ્થિતિમાં મેવાડમાં સલામતીથી રહેવાય, અને કોઇવાર કાંઈપણ સાધન વિના મેવાડને મુસલમાનોના હાથમાંથી છોડાવાય, એવી કાંઇપણ નિશાની પ્રતાપને જણાઇ નહિ. તેણે નક્કી કર્યું કે ગમે તેટલું દુ:ખ ખમવું ને મરવું, પણ મુસલમાનને તાબે તો થવુંજ નહિ. તેથી એણે ઠરાવ કર્યો કે મેવાડને છેલ્લી સલામ કરી અને લોહીથી છવાયલું ચિતોડ તજીને પોતાના સીસોડીઆને પોતાની સાથે લેઈ જઈ સિંધુ નદીના બેટમાં આવેલા સોગડી લોકોની રાજધાનીના શહેરમાં વસાવવા અને મેવાડનો ફીરમજી ઝુંડો ત્યાં રોપવો. ત્યાં જવાથી પોતાની ને પોતાના હડહડતા દુશ્મનોની વચ્ચે સિંધનું રણ આવ્યાથી એ જગા નિર્ભય હતી. તેથી ત્યાં જવાને માટે પોતાનું કુટુંબ તથા જેઓ પોતાની સાથે આવા સંકટના વખતમાં પણ વળગી રહેલા હતા અને આબરૂ ખોઈને દેશમાં રહેવા કરતાં આબરૂ સાચવવા માટે દેશ તજવાને વધારે પસંદ ક-

રતા હતા, તેવા આગ્રહી સીસોડીઆની ટોળી લેઈ તે અરવલીનો ધાટ ઉતર્યો; અને સિંધના રણની હદ ઉપર આવી પહોંચ્યો. પણ તેવામાં એક એવો બનાવ બન્યો કે જેથી પ્રતાપને પોતાનો ઠરાવ બદલવાની જરૂર પડી; તથા જેથી આજે પણ તેના વંશજો મેવાડમાં રાજ્ય કરેછે. મેવાડના ઈતિહાસમાં જેમ મુકાબલો ન થાય એવી સખત રાજનીતિની નોંધછે, તેમ તેમાં અનુપમ રાજભક્તિના દાખલા પણ ઓછા નથી. રજપૂતો કે એ રજપૂતો જેની કૂખમાં જન્મ્યા તે રજપૂતાણીઓ તો રાજભક્તિ, સ્વામીભક્તિ, દેશભક્તિ ને સ્વાત્માર્પણનાં કે સ્વદેશાભિમાનનાં કામો કરે, પણ વાણીઆ જેવી ધનલોભી જાત ધનલોભ મૂકીને રાજભક્તિ કે સ્વામી ધર્મ બજાવે એ આશ્ચર્ય પમાડનારૂં છે. ગૂજરાતીઓને એ નવાઇનું છે. પણ એ મેવાડની ભૂમીનાજ પ્રતાપ છે. મેવાડની પવિત્ર ભૂમિજ જાણે પોતાની પવિત્રતા સાચવવાને રજપૂતો, રજપૂતાણીઓ, ભીલો, ભીલડીઓ ને વાણીઆ સર્વેને ઉશ્કેરતી હોયની ! એમ જણાયછે.

વખાનો માર્યો પ્રતાપ પોતાનાં માણસો લેઈ મેવાડ તજીને નીકળ્યો એ સમાચાર એના જૂના કારભારી ભામાશાહને મળ્યા. પોતાનો રાજા દુઃખી હાલતમાં કાંઈપણ સાધન કે ઉપાય ન રહ્યો ત્યારે દેશ તજીને જાયછે, તો આપણે તેના કારભારી શા કામના? બળ્યા આપણા પૈસા ને બળ્યું આપણું જીવતર. જેનાવડે આટઆટલું કમાયા ને સુખ ભોગવીએ છીએ તેજ દુઃખી હાલતમાં દેશ તજેછે ને આપણે તેનાજ પૈસાવડે સુખ ભોગવવું? બળ્યું એ સુખ ને બળ્યા એ પૈસા. આવી અડીની વખતે હું એને કામ નહિ આવું ત્યારે મારૂં જીવતર પણ શા કામનું? રાજાને દુઃખમાં રીબાતો રહેવા દેઇ હું સુખ ભોગવીશ? ના ના એ કદી બનવાનું નથી. મારાથી જે થાય તે મદદ મારા રાજાને મારે કરવીજ જોઇએ, એમ વિચારી એકદમ ઊઠી ઘોડે સવાર થઇ રાજાને ખોળતો તે સિંધના રણની હદ ઉપર પ્રતાપસિંહને

આવી મળ્યો. પોતાના રાજાને આ પ્રમાણે નિરાશ થતો જોઇ ભામાશાહ પ્રતાપને ભેટી પડયો ને બોલ્યો, મહારાજ, આપ ક્યાં પધારોછો? ને શા માટે પધારોછો? પ્રતાપ કહે કે કામદાર, મેવાડમાં રહેવામાં હવે કાંઈ માલ રહ્યો નથી. ત્યાં રહે આબરૂ સચવાય તેમ નથી. પાસે નથી માણસ કે નથી પૈસો. સગાંવહાલાં ને મદદ કરનારા પણ મરી ફીટયા. મેવાડ પાછું મેળવવાનાં સાધન એ નથી અને આશા એ નથી. માટે માત્ર આબરૂ સાચવવાને મેવાડ તજી કોઈ સલામત જગાએ રહેવાને આ તરફ આવ્યોછું. આખી પૃથ્વી આપણી છે. જ્યાં જોગ આવશે ત્યાં જઈને રહીશું. આવાં વચન સાંભળી ભામાશાહ ગળગળો થઇ ગયો. તે પ્રતાપને પગે પડયો ને બોલ્યો, અંનદાતા તમે આ દેહના માલિકછો. તમારૂં અંન ખાધું છે ને તમારૂંજ ખાઉછું. મારી પાસે જે કાંઈ છે તે આપતુંજ છે. આ દેહના ચામડાનાં તમારે માટે ખાસડાં સીવડાવવું તોપણ તે થોડુંછે. લાચાર છું કે આ વૃદ્ધ અવયવોમાં હવે કાંઈ તાકાદ રહી નથી. નહિ તો વાણીઓ છતાં પણ આપનું ખાધેલું અંનપાણી, રે મારી મેવાડ માતા, મને હજાર હાથ જેટલું બળ આપત. મહારાજા સાહેબ, હવે હું કોઇ રીતે આપને મદદ કરી શકું તેમ નથી, પણ મારી પાસે થોડોઘણો પૈસો છે. તે માલિક સાહેબ આપનોજ છે. એ પૈસાવડે આપથી મેવાડ માતાનું જેટલું થાય તેટલું રક્ષણ કરો. પ્રભુ કરશે તો સૌ સારાં વાનાં થશે માટે આપ પાછા પધારો. મારી દોલત સઘળી મેવાડની ને આપનીજ છે, અને તે મેવાડના ને આપનાજ કામમાં આવશે તેથી હું પણ કૃતાર્થ થઈશ. આ પ્રમાણે ભામાશાહના આગ્રહથી જાણે મેવાડ માતાએજ તેને મોકલ્યો હોય એમ માની તે તેની સાથે પાછો વળ્યો. ભામાશાહે પોતાની સઘળી દોલત પ્રતાપસિંહની આગળ ભેટ કરી. એવું કહેવાય છે કે એ દોલત પચીશ હજાર માણસને બાર વરસ પહોંચે એટલી હતી!! કેવી રાજભક્તિ ને સ્વદેશ પ્રીતિ? એવો કોઈપણ વ-

જીર આખા ભરતખંડમાં આજે છે કે જે પોતાના રાજાના દુઃખમાં ભાગ લે, તેને દુઃખે દુઃખી ને સુખે સુખી થાય ને જરૂરને પ્રસંગે સારી સલાહ આપે? જે રાજાના પ્રતાપથી પૈસા કમાયછે તે રાજાના દુઃખમાં ભાગ લેનાર, તેને પૈસા આપનાર, ને મદદ કરનાર તો રહ્યા, પણ પોતાના રાજાને કુમાર્ગે ચઢતો અટકાવવાને સારી સલાહ આપનારાજ કેટલા છે? એ પ્રતાપ પણ ગયા ને એ ભામાશાહ પણ ગયા. પરંતુ તેમને સામે હિસ્સે ગુણ ધરાવનારાજ આજે કેટલા છે? અરે ઈશ્વર અમારા ઉપર તારી એટલી બધી કેમ કરડી નજર? અમે તારો શો અપરાધ કર્યો છે? અમારા ઉપર ક્ષમા કરી અમારા અપરાધ માફ કર, અને આ દેશમાં પ્રતાપસિંહ જેવા રાજા ને ભામાશાહ જેવા વજીર ઉત્પન કર. મેવાડને મુસલમાનોના હાથમાંથી છોડવનાર ભામાશાહ હતો. અને એ નામ મેવાડના ઈતિહાસમાં મશહુર છે. વાણીઆ જેવી લોભી જાતના ભામાશાહે આ પ્રમાણે અનુપમ રાજભક્તિનો દાખલો આપ્યોછે, તે હાલના વણિકોને ખસૂસ શીખવા યોગ્યછે. ભામાશાહના પૈસા આવ્યાથી તથા પૃથુરાજના કાવ્યમાં આપેલો જુસ્સો યાદ કરીને પ્રતાપ ફરીને મેવાડ જીતવાને આવ્યો. તેની પાસે પૈસા આવ્યા એટલે લઢવૈયા માણસોની કાંઈ ખોટ રહી નહિ. થોડીવારમાં એની અજીત સીસોડીઆની ટોળીમાં લશ્કરની પૂરતી ભરતી થઇ. તેમને લેઈને આ બહાદુર વીર મેવાડને છોડવવાને આવ્યો. જે વખતે દુશ્મનો ધારતા હતા કે પ્રતાપ સિંઘના રણ તરફ થઈને પેલીમેર નાસી ગયોછે, તેવામાં તેણે પોતાના મેવાડી લોકોની ટોળીઓ એકઠી કરી શાહબાજખાનની દેવર ગામમાં છાવણી હતી તેના ઉપર હુમલો કર્યો, અને તેના લશ્કરના તૂકડે તૂકડા કરી નાંખ્યા. બાકીના નાઠા તેમની પાછળ પ્રતાપ આમેતસુધી પડ્યો, ને આમેતના કિલ્લેદારોને પણ કાપી નાંખ્યા. દુશ્મનો આ ભયમાંથી જાગૃત થાય તે પહેલાં તો પ્રતાપે કોમલમેરપર હલ્લો કર્યો ને તે ગઢ પણ જી-

ત્યો. ત્યાંના કિલ્લેદાર અબદલ્લાખાનને અને તેના લશ્કરને પણ કાપી નાંખ્યું. એ રીતે ૩૨ કિલ્લા અણચિંતા હુમલા કરીને થોડી મુદ્દતમાં જીતી લીધા ને મુસલમાન લશ્કરનો ધાણ કહાડ્યો. મેવાડના ઇતિહાસમાં કહેછે કે આ ટાણે પ્રતાપે મેવાડને ઉજડ કર્યો, તથા સપાટ પ્રદેશમાં જે મળ્યું તેનો ભોગ તરવાર દેવીને આપ્યો. સન ૧૫૮૬ની માત્ર એકજ સાલમાં એણે ચિતોડ, અજમેર, અને માંડલગઢ વિનાનો પોતાનો સઘળો મૂલક જીતી લીધો. પછી પોતાના ઉપર અંબરના રાજા માનસિંગે જે જીત મેળવી હતી તેનો બદલો વાળવાને તેણે અંબરના રાજ્ય ઉપર હુમલો કરીને એના રાજ્યનું વેપારનું મુખ્ય સ્થળ માલપૂરા લૂટી લીધું.

તે પછી પ્રતાપે ઉદેપુર પણ જીતી લીધું. પ્રતાપના પરાક્રમ ને ધૈર્ય ઉપર અકબર અને તેનો સરદાર ખાનખાનાન ફીદા ફીદા થઈ ગયા હતા તેથી, તથા અકબરને આશ્રયે ગએલા રજપૂત રાજાઓ પણ પ્રતાપના પરાક્રમ, સાહસ, ને ધૈર્યથી મોહિત થઈ તેમને પોતાનાં કૃત્યોની શરમ આવ્યાથી તેઓ પ્રતાપ તરફ નરમાસ બતાવતા હતા તેથી, તથા અકબરને બંગાળા ને કાશ્મીરની લડાઇમાં રોકાવું પડવાથી પ્રતાપસિંહને મેવાડનું રાજ્ય પાછું મેળવ્યા પછી નિરાંત વળી.

એ રીતે દુશ્મનો તરફથી નિરાંત વળી ને એણે ખોએલું રાજ્ય પાછું મેળવ્યું, તોપણ એનું ચંચળ મન કાંઇ સ્થિર રહ્યું નહિ, તેથી એનું શરીર ઘસાઇ ગયું ને વ્યાધિ ઉત્પંન થઇ ને ભરજુવાનીમાં મરણ પામ્યો. એ રીતે જેણે એકવાર પોતાનું રાજ્ય પોતાની નિર્બળતાથી નહિ પણ શત્રુના અજીત બળથી અને લડવાનાં પોતાનાં સાધનો ખૂટી પડયાથી ગુમાવેલું તે, ફરીને પાછાં લડાઇનાં સાધનો મળ્યાથી પોતાના પરાક્રમ, ધૈર્ય ને આગ્રહથી રાજ્ય મેળવી, તે પોતાનીજ જન્મ ભૂમિમાં મરણ પામ્યો. પણ મરતી વખતે કાર્થાજીનીયનની પેઠે એ સ્વદેશાભિમાની ને વીર પુરૂષે પણ પોતાના સરદારોને અને દીકરાને પોતાના દેશના દુશ્મનો સામેની

લડાઈ બંધ નહિ પાડવાના સોગન ખવડાવ્યા ત્યારે એ મહાત્માનો જીવ શાંતિમાં ગયો. કાર્થાજીનીયન સરદાર હેમીલ્કરે મરતી વખતે તેના દીકરા હાનીલાલને સોગન આપ્યા હતા કે તેના દેશના દુશ્મન–રોમન લોકો સાથે મરતા સુધી દુશ્મનાવટ છોડવી નહિ. હાનીબાલે તે સોગન છેવટ સુધી પાળ્યા હતા. હેમીલ્કરને હાનીબાલે જેવી હિંમતથી ખાતરી આપી હતી તેવી ખાતરી પ્રતાપને તેનો દીકરો આપશે એવો તેને ભરાંસો નહોતો. કેમકે એનો દીકરો અમરસિંગ વગર કીર્ત્તિની નિરાંતમાં એણે મેળવેલી કીર્ત્તિ ગુમાવી દેશે એવાં એનાં ચિન્હ જણાયાં હતાં. તેથી તેની ફીકરમાં એનો જીવ જતો નહિ હતો. આ વખતનાં જે ચિત્રો ચિત્રેલાં છે તે બહુ દયા ઉપજવા જોગ છે. પ્રતાપને એક ઝુંપડામાં મરણની પથારીએ પડેલો અને એના વિશ્વાસુ ને સુખ દુ:ખના સાથીઓને એની આસપાસ બેઠેલા ચીતર્યા છે. મરતા પહેલાં મનને માઠું લાગ્યું હોય એવો અવાજ સલુંબ્રાને કાને પડવાથી તેણે પ્રતાપને પૂછ્યું કે “ તમારા આત્માને શું દુ:ખ છે કે તે શાંતિમાં જતો નથી. ” પ્રતાપે ધીરે શાદે કહ્યું કે “ મને શાંતિ મળે એવી પ્રતિજ્ઞાની મારે જરૂર છે તે એકે મારો મેવાડ તૂર્કને હાથ જવા દેવો નહિ. ” મરવાની તૈયારી વખતે પોતાનો છોકરો પોતાના જેવો નહિ નીકળે, અને પોતાના સુખની ખાતર પોતે પોતાની બાળપણની સ્થિતિ ભૂલી જશે તથા પોતાના દેશ ઉપર પડતા દુ:ખોની દરકાર નહિ રાખે એવો થશે, એવું પોતે શાથી ધારેછે તેનો દાખલો સઘળાની આગળ પ્રતાપે કહી સંભળાવ્યો.

પેશોલા તળાવને કાંઠે પ્રતાપે અને એના સરદારોએ પોતાના દુ:ખની વખતમાં વરસાદથી અને તાપથી રક્ષણ થવાને કેટલાંક છાપરાં બાંધ્યાં હતાં. એ ઘરમાંથી પ્રતાપનો કુંવર અમરસિંગ બહાર જતો હતો તેવામાં તેને ઘર નીચું છે એ વાત યાદ નહિ રહ્યાથી છાપરામાંનો વાંસ એની પાઘડીમાં ભરાયો અને પાઘડી પડી ગઈ. એ વખતે એના મનને જે માઠું લાગ્યું તે

તેના દેખાવ ઉપરથી પ્રતાપના જોવામાં આવ્યું. ત્યારથી તેના મનમાં ખાતરી થઈ કે સ્વદેશને માટે જેજે મુશીબતો ખમવી જોઇએ તે અમર કદી ખમી શકવાનો નથી. મરતી વખતે તે બોલ્યો કે "એથી એને રહેવાને માટે સુંદર મોટા મહેલ જોઇશે. પછીથી એને સુખ પામવાની ઈચ્છા ઉત્પંન થશે. તથા તેમ કરતાં મોજ શોખ ને વૈભવ ભોગવવાની મરજી થશે. છેવટે મેવાડનું સ્વતંત્રપણું જાળવવાને આપણે આજ સુધીમાં જે હજારો સગા વહાલા અને આપણા શૂરા સીસોડીઆનાં લોહી રેડયાંછે તે સ્વતંત્રતા ખોઇ દેશે. તેમજ મારા વહાલા સરદારો, તમે પણ એનો દાખલો લેઇ એના જેવાજ થશો. તેથીજ મારો આત્મા શાંતિમાં જતો નથી." આ સાંભળી સઘળા સરદારોએ સાથે મળીને બાપા રાવળની ગાદીના સોગન ખાઇને કહ્યું કે "મેવાડ સંપૂર્ણ સ્વતંત્ર થાય ત્યાંસુધી તેઓ રાજમહેલ બાંધવા દેશે નહિ." આ સાંભળી પ્રતાપનું મન શાંત થયું, અને શાંતિમાં એનો મહાત્મા આ દેહથી જુદો પડયો. મરણ સમયની પ્રતાપની દીર્ઘ દૃષ્ટિ કેવી સાચી હતી તે અમરસિંગનો ઇતિહાસ કહી આપશે.

એ પ્રમાણે મરતા સુધી જેના અંતઃકરણમાં સ્વદેશપ્રીતિ સ્વદેશ સુખ, સ્વદેશ સ્વાતંત્ર્ય, સ્વદેશાભિમાન અને સ્વદેશોન્નતિએ નિવાસ કરેલો હતો; એવા પ્રતાપી પ્રતાપની પ્રતાપી જીંદગીનો છેડો આવ્યો. એને દરેક સીસોડીઓ આજે પણ પૂજ્ય બુદ્ધિથી સંભારે છે, અને મેવાડીઓમાં સ્વદેશાભિમાનની હજુ સુધી જે કાંઈ ચિંગારીઓ રહેલી છે તે, નાશ પામશે નહિ ત્યાં સુધી સંભાર્યાં કરશે.

એ વખતે મોગલ રાજ્ય આખી દુનિયામાં જોરાવર હતું. તેમનું લશ્કર અસંખ્યાત હતું. તથા ગ્રીસની સ્વતંત્રતા છીનાવી લેવાને ઇરાનીઓએ મોકલેલા લશ્કર કરતાં ઘણું બહાદુર હતું. એવા મહા બળવંત રાજ્યની સામા એક નાના રાજ્યનો રાજા પ્રતાપ થોડા લશ્કર વડે સામો થયો ને લડયો. તે ઉપરથી સ્પષ્ટ

જણાય છે કે મુસલમાનો સામા લડવાને તેનો જુસ્સો કેટલો ઉશ્કેરાયલો હોવો જોઈએ, તથા એનું મૂઠીભર લશ્કર કેટલું ઉશ્કેરાયલું હોવું જોઈએ. ગ્રીક લોકોની વિખ્યાતિ વધારનાર થ્યુસીડાઇડીસ અને ઝેનોફોન જેવા મેવાડમાં ઇતિહાસ કર્ત્તા હોત તો પેલોપોનેસસની + લડાઇ કે દશ હજાર ગ્રીકોનું પાછું હઠવું * ઇતિહાસમાં જેટલો આનંદ પમાડે છે, તેના કરતાં મેવાડની અતિશય આપદા વચ્ચે પ્રકાશિત રાજ્યમાં થએલાં પ્રતાપી કામો આપણને વધારે આનંદ પમાડત. પાછું ન હઠે એવું પરાક્રમ, કાર્ત્તિને પ્રકાશિત કરે એવી હિંમત, બીજી કોઇ પ્રજામાં ભાગ્યેજ મળે એવી નિમકહલાલીસાથે આગ્રહ, એ ગુણો વડે પ્રતાપ લોભી, અતિબુદ્ધિવાન, અત્યંત સાધનોવાળા અને ધર્મના જુસ્સાવાળા મુસલમાનો સામો લઢી શકયો. કેમકે એ સબળાં નહિ જીતાય એવા દૃઢ મનની આગળ કાંઈ ગણતીમાં નહોતાં. અરવલીના આખા પહાડમાં એવી કોઈ જગા નથી કે જે જગા પ્રતાપે પોતાના પરાક્રમી કામથી પવિત્ર કરી નહોય. એ પરાક્રમી કામો કોઇવાર પ્રકાશિત જીતનાં અને ઘણી વાર તો પ્રતાપને જેબ આપે એવી હારનાં હતાં. હલદીઘાટ એ મેવાડનું થરમાપીલીનું [1] અને [2] દેવર એ મારાથોનનું મેદાનછે.

દિલ્લીના પૃથુરાજાને અમર કરનાર તેનો કવિ ચંદ હતો. પણ પ્રતાપને અમર કરનાર તેવો કોઈ મોટો કવિ નહોતો. એટલું છતાં પણ પ્રતાપી પ્રતાપની કીર્ત્તિની કાવ્ય મેવાડમાં ને ગુજરા-

---

+ ગ્રીસના મોરીઆમાં થએલી લડાઈઓને પેલોપોનેસસની લડાઇ કહેછે. એ લડાઈઓને પ્રખ્યાત કરનાર થ્યુસીડાઈડીસ થઇ ગયો.

* દશહજાર ગ્રીક લોકો ઈરાની રાજાના ભાઈ ડરાયસને મદદ કરવા ગયા હતા, પણ ડરાયસ હારયાથી બહુ મુશીબતે એ ગ્રીક લશકર પાછું આવી શકયું હતું. એ હારને પ્રખ્યાત કરનાર તેમનો સરદાર ઝેનોફોન છે.

૧ થરમાપીલી આગળ ગ્રીકોએ ઈરાનીના અસંખ્યાત લશ્કરસામે લઢવામાં કીરતિવંત હાર ખાધી હતી, અને ૨ મારાથોન આગળ એવાજ જબરા ઈરાનીના લશ્કરને ગ્રીકોએ હરાવ્યું હતું.

તમાં આજે પણ ગવાયછે. એ કવિતામાંના કેટલાક ફકરા આ ઇતિહાસ પૂરો કરતા પહેલાં મૂકવા જરૂરનાછે. બહાદુર રજપૂતોને તથા બહાદુર કવિઓને પ્રતાપ કેટલો પ્યારો હતો, તે એ ફકરા ઉપરથી વાંચનારને જણાશે. એ કવિતા ચારણી ભાષામાંછે.

દુહા.

જનની જણતો એડા[૧] જણ, જેડા[૨] રાણ પ્રતાપ
અકબર સુતો ઉદ્રકે[૩], જાણ[૪] સીરાણે[૫] સાપ.
વાઇ[૬] રાણ પ્રતાપે, બખતરમાં બરસી[૭]
જાણે ઢીમરરી[૮] જાળમે, મોં કઢયો મસી.[૯]

સોરઠા.

અકબર ઘોર અંધાર, અંજાણ્યા ભૂપત અવર
જાગે જગદાતાર, પોહોરે[૧૦] રાણ પ્રતાપસિંહ.
હે ગોધલા હડાળ[૧૧], આઇંઝે[૧૨] અકબર કણે
રાણ નઇયો[૧૩] રાહ[૧૪], પ્રાંઝો[૧૫] હાંડ પ્રતાપસિંહ.
અકબર સમુદ્ર અથાહ[૧૬], વેજે[૧૭] નત છોળો વહે
મેવાડો તણુમાંહ[૧૮], પોયણ ફુલ પ્રતાપસિંહ.

---

## પ્રકરણ ૧૨ મું.

### અમરસિંગ.

### ઈ. સ. ૧૫૯૭ થી ઈ. સ. ૧૬૨૧ સુધી.

પ્રતાપના સત્તર છોકરાઓમાંથી સૌથી મોટો અમરસિંગ તેની પછી ગાદીએ બેઠો. એ આઠ વરસનો હતો ત્યારથી તે એના પિતાના મરણકાળ પર્યંત તે નિરંતર સાથેજ ભટકતો હતો,

૧ એવા. ૨ જેવા. ૩ ઝબકે ૪ જાણે. ૫ ઓશીકે. ૬ ઘોચી. ૭ બરછી. ૮ માછી. ૯ માછલે. ૧૦ ત્રણ કલાકે. ૧૧ એક દોરડે બે બળદ બાંધેલા હોય તે. ૧૨ માથું નમાવવું. ૧૩ ન આંચ્યો. ૧૪ ઠેકાણે, કબજે. ૧૫ પહોંચેલો. ૧૬ અથાગ. ૧૭ ભરતીની. ૧૮ તેમાં.

અને એના દુ:ખમાં ને આપદામાં એણે ભાગ લીધો હતો. દરેક જાતની પહાડી લડાઈમાં એના પ્રતાપી બાપે એને કેળવ્યો હતો. તથા એવી લડાઇઓમાં પડતાં દુ:ખોથી તે ભોમીઓ થયો હતો. એ રીતે માહિતી મેળવીને અમરસિંગ ઇ. સ. ૧૫૯૭માં ભરજુવાનીમાં ગાદીએ બેઠો. પોતાની તરવાર વડે જેટલું સંપાદન કરે તેટલું સાચવી શકે એવા બહાદુર રજપૂત જોદ્ધાઓથી અમરસિંગનું દરબાર ભરેલું હતું.

પ્રતાપનો સૌથી મોટો દુશ્મન અકબર તેના મૂઆ પછી માત્ર આઠ વરસ જીવ્યો. પ્રતાપની સાથે લડવામાં એને એવું મન એટલું બધું રોકવું પડયું હતું તથા જીત થઇ તેપણ એટલી બધી મોંઘી થઈ હતી કે એ લડાઈઓ અકબરને બંધ કરવી પડી. અકબરની બાકીની જીંદગીમાં તેણે અમરસિંગને છેડયો નહિ. તેમ અમરસિંગને પણ મોગલોની બહોળી સત્તાની સામે વગર કારણે લડાઇ જોડવી વાજબી નહિ હતી. તેથી અકબર જીવ્યો ત્યાંસુધી મેવાડના દિવસ સલાહ શાંતિમાં ગુજર્યા. એ વખતે અમરસિંગે રાજ્યમાં સુધારા કર્યા. જમીનના વિભાગ ફરીને પાડયા અને જાગીરદારોને જાગીરની ફરીને વહેંચણી કરી આપી. તથા તેના બદલામાં કેટલો વખત નોકરી કરવી તે નક્કી કર્યું. એણે ચઢતા ઉતરતી હોદા ઠરાવ્યા, તે આજસુધી ચાલેછે. વળી તેણે બીજા કેટલાક ધારા કર્યા, તેમાં પાઘડી કેવા ઘાટની બાંધવી તે પણ ઠરાવ્યું. તેને અમરશાઈ પાઘડી કહેછે, અને આજે પણ રાણાઓ અને કેટલાક ઉમરાવો દરબાર વખતે એજ ઘાટની પાઘડી બાંધેછે. પરદેશીઓને પોતાની મૂળ ઘાટની પાઘડી બાંધવા દેવાની છૂટ રાખી હતી. આ ફેરફારોનાં ચિત્રો આ દેશમાં પત્થરના સ્તંભો ઉપર કોતરેલાં ઘણે ઠેકાણે આજે પણ માલમ પડેછે.

પણ અમરસિંગે આ પ્રમાણે શાંતિમાં દિવસ ગુજાર્યાથી પ્રતાપનું વર્તેલું ભવિષ્ય ખરૂં પડયું. એની આપેલી શિખામણ ઉપર એણે લક્ષ દીધું નહિ. તેણે પોતાને રહેવાને માટે એક ત-

ળાવને કાંઠે મહેલ બંધાવ્યો અને પોતાના નામપરથી તેનું નામ અમર મહેલ પાડ્યું. એ મહેલ તેની બાંધણીને માટે આજે પ્રખ્યાતછે. જહાંગીરના ગાદીએ બેઠા પછી ચાર વરસમાં તેણે પોતાના રાજ્યનો સજો કહાડીને બંદોબસ્ત કર્યો. પછી મોગલોનું ઉપરીપણું કબુલ નહિ રાખનાર માત્ર મેવાડનોજ રાણો હતો, તેને જીતીને પોતાના રાજ્યને પ્રખ્યાત કરવાનું તેણે ધાર્યું; અને સઘળું પાદશાહી લશ્કર એકઠું કરી મેવાડ ઉપર જવાનો હુકમ કર્યો.

શાંતિ ભોગવવાનો લોભ અને કીર્ત્તિ એ બેની વચમાં અમરસિંગનું મન આ વખતે ઘોળાવા લાગ્યું. શાંતિ ભોગવવી કે કીર્ત્તિ મેળવવી એ બેમાંથી શું કરવું તે સૂઝે નહિ. એ જે કહે તેને હાજીહા ભણનારાની પણ દરબારમાં કાંઈ ખોટ નહોતી. મેવાડના સરદારો જ્યારે અમરસિંગને ચેતાવવાને અને આ અઘડીના વખતને માટે તૈયાર કરવાને ગયા, ત્યારે તેમણે તેને એવી સ્થિતિમાં દીઠો. ત્યારે બહાદુર ચંદાવતે પ્રતાપી પ્રતાપના મરતી વખતના બોલ સઘળાને યાદ આપીને તે પ્રમાણે વર્ત્તવાને કહ્યું, તેથી તેઓ પ્રતાપનો દાખલો લેવાને અને તે પ્રમાણે કરવાને તૈયાર થયા.

પોતાના કહેવાની કાંઇપણ અસર રાણા ઉપર થઈ નહિ, તેથી ચંદાવતે ગાલીચાની એક કોર ઉપર તે દાબવાને મૂકેલું પીતળનું વાસણ રાણાજીના હૂકા તરફ ફેંક્યું, અને ઊભા થઇ રાણાનું કાંડું ઝાલી ગાદીએથી ઊઠાડ્યા અને સરદારો તરફ ફરીને તેમને કહ્યું કે "સરદારો સવાર થાઓ અને પ્રતાપના પુત્રને અપકીર્ત્તિમાંથી બચાવો." આ દેખીતી અપમાન ભરેલી રીત જોઈ કેટલાકને માઠું લાગ્યું અને તેમણે આ સ્વદેશાભિમાની સરદારને દગાખોરની ઉપમા આપી. પણ પોતાના મનમાં પોતાનો આ ખરો ધર્મ સમજ્યાથી તથા સારા સારા સરદારો એની મદદમાં હોવાથી તેણે પોતાના આ અપમાનની દરકાર રાખી નહિ. તેણે રાણાજીને ઘોડા ઉપર સવાર કર્યા અને તેને મેવાડના સઘળા શૂ-

રા રજપૂતો અને સરદારો વીંટાઇ વળી ચાલ્યા. અમરસિંગને આ અપમાનથી માઠું લાગ્યું અને આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં તોપણ તે કાંઈ બોલ્યો નહિ. એ રીતે તેઓ ડુંગરાની ઓળ જ્યાં આજે મહેલો બંધાયલાછે તે ઉતરી હાલ જ્યાં જગરનાથનું દેરૂં છે ત્યાં આવ્યા ત્યારે અમરસિંગનો રોષ સમ્યો. આંસુઓ પડતાં બંધ થયાં અને પોતાની મૂછ ઉપર તા દઈ પોતાની આસપાસના સઘળા સામતોને નમ્રતાથી સલામ કરી પોતાની (સલામ નહિ કરેલી તે) ભૂલને માટે માફ માગી. અને પછી સલુમ્બ્રા તરફ ફરીને તેનો મોટો ઉપકાર માન્યો તથા તેને કહ્યું કે હવે આગળ ચાલો, અને મારા પિતાજીને આપણે ભૂલાવી દેઇશું–તેમની ખોટ તમને જણાશે નહિ. મારા બહાદૂર પિતાએ મરણ કાળે કહેલાં વચનો ભૂલી જવાનું ફળ અત્યારસુધી મને મળ્યુંછે, અને મારા શૂરવીર સરદાર, તમારા જેવો નિમકહલાલ, એક વચની, દૃઢ ને નીડર પુરૂષ મને સરદાર નહિ મળ્યો હોત તો કદાચ મારા પિતાનું ભવિષ્ય ખરૂં પડત અને હું મારે માથે કાળી ટીલી લેત તથા મેવાડની નિષ્કલંકી ગાદીને માથે હમેશને માટે કલંક ચોંટત. પણ હવે મારી તે ભૂલ મને માલમ પડીછે અને તે માત્ર તમારાજ નીડરપણાથી, અને હું આશા રાખુંછું કે હવે હું તમને મારા પિતાની ખોટ પડવા નહિ દેઉં તથા તમને ખાતરી કરી આપીશ કે સિંહના બચ્ચા તે સિંહજ હોય. એમ બોલતો તે બંધ રહ્યો કે સઘળા આનંદમાં ને ઉત્સાહમાં આવી ગયા ને પરાક્રમની વાતો કરતા અને ઉશ્કેરાતા દેવરના મેદાનસુધી આવી પહોંચ્યા. ત્યાં આગળ પાદશાહી લશ્કર સાથે મુકાબલો થયો. મુગલાઈ લશ્કરનો સરદાર ખાનખાનાનનો ભાઇ હતો. તેને રજપૂતોએ બહાદુરીથી હરાવ્યો, અને પાદશાહી લશ્કરને નસાડી મૂક્યું. ઈ. સ. ૧૬૦૮.

આ લડાઈમાં સૌથી વધારે પ્રખ્યાતિ રાણાજીના કાકા કાનજીએ મેળવી. એ કાનજીના વંશજોને કાનાવત કહેછે. તે પછી

થોડીવાર સુધી લડાઈ બંધ પડી. સંવત ૧૬૬૬ની વસંતરૂતુમાં રાણુંપુરની ખીણમાં ફરીને લડાઈ સળગી. પાદશાહી લશ્કરનો સરદાર અબ્દુલ્લાખાન હતો તેને ચિતોડીઓએ હરાવ્યો. અને તેના લશ્કરને તારાજ કરી નાંખ્યું. પણ તેમાં મેવાડના મોટામોટા પરાક્રમી સરદારો માર્યા[1] ગયા. આ જીતથી રજપૂતો પૂરા ખુશી થઈ ગયા. અને મેવાડની પડતીના વખતમાં ગોદવાડના પ્રગણામાં મેવાડનો વાવટો એકવાર ફરીને ઊડતો જોઈ જાણે કીર્ત્તિનો પ્રકાશ વધારે થતો હોય એમ જણાયું.

આ પ્રમાણે ઉપરા છાપરી હાર થયાથી જહાંગીર ભયભીત થયો અને મેવાડ ઉપર જવાને એક જબરૂં લશ્કર તૈયાર કરવા લાગ્યો. તેની સાથે મેવાડની અસલની રાજધાની ચિતોડમાં નવો રાણો ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. એમ કરવાથી અમરસિંગના પક્ષમાંથી ઘણા રજપૂતો ખસી જશે એમ એણે ધાર્યું. ચિતોડ માટે મેવાડીઓને ઘણું અભિમાન હતું તેથી તેઓ અમરને છોડી દેશે એમ માન્યું, પણ ધન્યછે રજપૂતની નિમકહલાલીને કે જેથી જહાંગીરની એ ધારણા પાર પડી નહિ. ચિતોડની ગાદીએ બેસવાને પ્રતાપના ભાઇ સગરને પસંદ કર્યો. એ સગર પ્રતાપનો પક્ષ છોડી અકબરના પક્ષમાં ગયો હતો. એને જહાંગીરે પોતાને હાથે તરવાર બંધાવી અને મોગલોનું થોડું લશ્કર આપીને ચિતોડનાં ખંડીયરોમાં રાજ્ય કરવાને મોકલ્યો.

સાત વરસ સુધી સગરને માન આવકાર દેવાને કોઈ રજપૂત આવ્યો નહિ. ચિતોડનો રાજપુત્ર ચિતોડમાં રાજ્ય કરવા આવ્યો છતાં તેનાથી પણ રજપૂતો ઉપર કાંઇ અસર થઈ નહિ. સગર પોતાના ભાઇ ભત્રીજા તરફ વજ્ર જેવા હૈયાનો હતો, તો-

---

૧ દેવગઢનો દુદો સાંગાવત, તેનો નારણદાસ, શુરજમલ, શત્રુદમન વગેરે ઉલા વરગના સીસોદીઆ; સકતાવતનો સરદાર ભાણનો દીકરો પુરણમલ, હરીદાસ રાઠોડ, સાદરીનો ઝાલો ભૂપતસિંગ, કહીરદાસ કછવા, બેડલાનો ચોહાણ કેશવદાસ, ને જેમલના વંશના મુકંદદાસ રાઠોડ, એટલા જણા એ લડાઈમાં મરાયલામાં મુખ્ય હતા.

પણ ચિતોડનો બચાવ કરતાં મૂએલા વીરપુરૂષોના પાળીઆ જોઇ તેનું હૈયું ભરાઈ આવ્યું. માળવા ને ગૂજરાતના પાદશાહો ઉપર મેળવેલી જીત વખતે બનાવેલો વિજયસ્તંભ જોઇ એને વારે વારે શરમ લાગતી હતી. ચિતોડના બહોળા વિસ્તારમાં એક તસુ જગા પણ એવી નહોતી કે જે એના બાપદાદાઓએ કરેલાં પરાક્રમ વગરની હોય. તે જોઈ પોતાનું અયોગ્યપણું એને જણાઈ આવતું. પોતાનું બાયલાપણું પોતાને માલમ પડ્યું એના જેવું અંતઃકરણને ઉશ્કેરનાર બીજું શું છે ? એથી પ્રતાપના ભાઇનું હૈયું ભરાઈ આવ્યું. ભાઇ ભત્રીજાપરનો દેશ જતો રહ્યો. તેથી તેણે પોતાના ભત્રીજાને ( અમરસિંગને ) તેડવા મોકલ્યો, અને ચિતોડનો કબજો સોંપીને પોતે કંદહારના એકાંત મૂલકમાં જઈ રહ્યો. થોડી મુદ્દત પછી જ્યારે તે જહાંગીરના દરબારમાં ગયો ત્યારે ત્યાં તેને ઠપકો આપ્યાથી પોતાની કટારી ખેંચી પાદશાહના દેખતાં તે મરણ પામ્યો. એ સગરને ઘણા દીકરા હતા તેમાં એક જણ મુસલમાન થઈ ગયો, તે પછી તેનું નામ મોહોબતખાન પાડયું. એ મોહોબતખાન જહાંગીરના વખતમાં બહુ પ્રખ્યાત સરદાર થઈ ગયોછે.

અમરસિંગે પોતાના વડીલોની રાજ્ય ગાદીનો કબજો લીધો. પણ તેના બચાવનાં સાધનો તેની પાસે ન હોવાથી તે ઊલટો વધારે મુસ્કેલીમાં આવ્યો. ચિતોડનો કબજો લેવાથી માઠાં પરિણામ ઘણીવાર નીપજ્યાંછે, તે પ્રમાણે આ વખતે પણ થાય એમાં નવાઈ નથી. પર્વતોમાં રહી દુસ્મનોને હેરાન કરવા અને એ રીતે દુસ્મનોએ મેળવેલી જીત નિરૂપયોગી કરવી એજ માત્ર મેવાડીઓને સ્વતંત્રપણું જાળવવાનો રસ્તો હતો, તે ચિતોડનો બચાવ કરવામાં જતો રહ્યો. ચિતોડ આવવાથી તેની આસપાસનાં ૮૦ ગામ અને કિલ્લાઓ મળ્યા. તેમાં ઓન્તાલાનો કિલ્લો જીતવા જતાં હરોલમાં કોણે રહેવું તેને માટે ચંદાવત અને શક્તાવત વચ્ચે ટંટો થયો. એક કહે હું ને બીજો કહે હું જાઊં. ચંદાવતના વંશ-

ને પરંપરાનો હક્ક હતો અને શકતાવત પોતાના પરાક્રમ વડે એ જગાને લાયક હતો. અમરસિંગે કહ્યું કે ઓન્તાલા જીતીને જે પહેલો અંદર જાય તે હરોલમાં રહે. શકતાવત પહેલો પહોંચ્યો પણ દરવાજો તોડવાને તેના હાથીને હાંકયો, ત્યારે દરવાજાના ખીલાથી ડરીને તે આગળ ગયો નહિ ને દરવાજો તૂટયો નહિ, ત્યારે શકતાવત પંડે હાથીને દરવાજાની વચ્ચે ઊભો રહ્યો અને માવતને હાથી હાંકવાને કહ્યું. માવતે હાથી હાંકયો ને દરવાજો તૂટયો ને તેનાં માણસો પોતાના સરદારના મુડદા આગળ લઢાઈ લઢી અંદર જવા લાગ્યાં. ચંદાવત નીસરણી લાવ્યો હતો. તે નીસરણી મૂકી ઉપર ચઢવા લાગ્યો. તેવામાં ગોળી વાગીને તે પડયો. તેના પછી તેનો સગો સરદાર થયો તેણે ચંદાવતનું મડદું લૂગડામાં વીંટી પોતાની પીઠે બાંધ્યું ને પોતે ઊપર ચઢ્યો, ને પોતાના ભાલાવડે મોગલોને મારીને ચંદાવતનું મુડદું ઓન્તાલાના કિલ્લામાં નાંખી જયજયકારનો પોકાર કરીને કહ્યું કે હરોલ દોરવાનો હક્ક ચંદાવતનેછે, ઓન્તાલામાં પહેલા અમે પેઠા છીએ. એમના પછી તરત શકતાવત પણ અંદર પેઠા. મોગલો મરાયા ને ઓન્તાલા રજપૂતોને તાબે આવ્યો, પણ હરોલ દોરવાનો હક્ક ચંદાવતનોજ રહ્યો. આ કિલ્લો લેતાં શકતાવતના સોળ ભાઇઓ અને સલુમ્બ્રા (ચંદાવત) ના ત્રણ જણા મરાયા. ચંદાવતની ઉત્પતિ પાછળ આવી ગઈછે; અને શકતાવતની ઉત્પતિ નીચે પ્રમાણેછે.

ઉદેસિંગના ૨૪ છોકરામાંનો શકતો બીજો છોકરો હતો. આખી જીંદગીમાં ભયનું નામ એણે જાણ્યું નહોતું. એ પાંચ વરસનો હતો ત્યારથીજ ભય રહીતછે એમ માલમ પડયું હતું. ઉદેસિંગના દરબારમાં બખતરદારે એક નવી કટારી આણી. તેની ધારની પરીક્ષા આછા આછા પાથરેલા રૂ ઉપર હમેશના રીવાજ પ્રમાણે કરવાની હતી. શકતાએ એ કટારી જોઇને રાણાને પૂછયું કે એ શું હાડકાંને માંસ કાપવા માટે નથી આણી ? એમ કહીને તે કટારી ઝાલી પોતાના નાના હાથ (એ પાંચ વરસનો હતો) ઉપર

અજમાવવા લાગ્યો. હાથમાંથી લોહી વહેવા લાગ્યું, પણ તેણે દુ-ખની કે ભયની કાંઇ નિશાની જણાવી નહિ. રાણાએ જોષીને બોલાવીને શકતાની જન્મોતરી જોવડાવી, ત્યારે જોષીએ કહ્યું કે એ છોકરો મેવાડનો વિનાશ કરનારો થશે. તેથી કે હાથ કપાયો છતાં દુ:ખ લાગ્યું હોય એમ ન જણાવ્યાથી એની સ્પર્શેંદ્રિ નાશ પામી હોય એમ ધારીને, રાણાએ એ છોકરાને મારી નાંખવા માટે મારા મોકલ્યા. મારાઓ લઇ જતા હતા ત્યારે સ-લુમ્બ્રાએ તેને ઊગાર્યો. સલુમ્બ્રાએ આવી રાણા પાસે અરજ ક-રીને માગી લીધું કે મારે કાંઇ છોકરાં નથી માટે હું એને રાખું, ને કેળવીને ચંદાવતો (સલુમ્બ્રા) નો સરદાર થવાને ઊછેરૂં. રાણા-એ એમ કરવાની રજા આપી તેથી શકતાને સલુમ્બ્રા લેઇ ગયો. ચંદાવતને ઘરડપણમાં પોતાની સ્ત્રીથી છોકરાં થયાં, તેથી પોતા-નો વારસ કોને ઠરાવવો તેની ગડભાંગમાં સલુમ્બ્રા હતો, તેવામાં શકતાના ભાઈ પ્રતાપસિંગે તેને પોતાના દરબારમાં આવી રહેવા તેડું મોકલ્યું. બંને ભાઇ થોડી મુદ્દત સુધી સુખચેનમાં રહ્યા. એક દિવસે બંને ભાઈ શિકારે ગયા હતા ત્યાં તેઓને તકરાર પડી, તેથી આગળ જતાં તેઓને એક બીજા ઊપર અણગમો થ-યો. એક વાર બંને ભાઇ શિકારમાં આઘા નીકળી પડયા ને ત્યાં બંનેએ પોતાની લડાઈ પતાવવાનો ઠરાવ કર્યો કે બંને જણાએ એક બીજાને ભાલા મારવા તેમાં જે જીતે તે ખરો. શકતાએ કહ્યું કે ચાલો ત્યારે. પણ જોજે હવે પછાત પડતો નહિ. તેણે ક-હ્યું ચાલો તમે શરૂઆત કરો, એટલે પ્રતાપે કહ્યું કે પહેલો તું ચ-લાવ. એમ કરતાં તેમણે બંનેએ સાથે ભાલા મારવાનો ઠરાવ કર્યો. એવામાં રાજગોર તે બંને વચ્ચે ધસી આવ્યો ને તેણે હાથ જો-ડીને કહ્યું કે મહારાજ રાણાની ગાદી બીન વારસી કાં કરોછો? પણ તેનું કહેવું કોઇએ સાંભળ્યું નહિ, ત્યારે ગોરને કાંઇ બીજો રસ્તો સૂજ્યો નહિ, તેથી તેણે કટારી કહાડી પોતાનાં પેટમાં ખો-સી મુડદું થઇ બંને ભાઇઓની વચમાં પડયો. ગોરના મૂઆનું પા-

૫ પોતાને માથે આવ્યાથી તેઓ લડતા અટક્યા. પ્રતાપે શકતાને હુકમ કર્યો કે તારે મારા રાજ્યમાં ન રહેવું. શકતો પોતાના ભાઇને નમીને ચાલ્યો ગયો, તે અકબર પાસે જઈ રહ્યો. પ્રતાપે પોતાના નિમકહલાલ ગોરની સારી રીતે ઊત્તર ક્રિયા કરાવી તથા પ્રાયશ્ચિત કર્યું. અને તેના છોકરાને યાવતુચંદ્ર દિવાકરૌ, સુધી સલેરા ગામની જાગીર આપી, જે આજે પણ તેના વંશજો ભોગવેછે; તથા નિમકહલાલીને માટે મૂએલા મહારાજની મરણની જગા પણ આજ સુધી જાણીતીછે. પણ ત્યારથી તે શકતાવતોના મૂળ પુરૂષ શકતાએ પ્રતાપ હલદીઘાટની લડાઇમાંથી નાઠો ત્યારે તેને મારવાને ગએલા બે મોગલોને મારીને પોતાના ભાઈનો જીવ ઉગારી "ખોરાસાન મુલતાનકા અગલ" નું નામ મેળવ્યું, ત્યાં સુધી તેઓ ફરીને એકઠા થયા નહિ. પ્રતાપસિંહે શકતાને ભૈનસ્રોરની જાગીર આપી હતી એ વાત પાછળ ગઇછે. તેને સત્તર છોકરા હતા. તેમાંના મોટા છોકરા ભાણજી સિવાયના સોળ છોંકરા ઓન્તાલાના હુમલા વખતે હાજર હતા, તેમાંથી પાંચ મુખ્ય મરાયા. એ શકતાના વંશજોને શકતાવત કહેછે.

ઉપર કહ્યા પ્રમાણે ઊપરા ઉપરી હાર થવાથી જહાંગીર ભયભીત થયો. તેથી તેણે એક ગંજાવર લશ્કર તઈયાર કરીને રાણાનો નાશ કરવાનો ઠરાવ કર્યો. અને તે ઠરાવ અમલમાં લાવવાને તે પંડે અજમેર આવ્યો; તથા ત્યાં પાદશાહી લશ્કર એકઠું કરીને પોતાના દીકરા પરવીજને તેનો મુખ્ય સરદાર નીમ્યો. વિદાય કરતી વખતે જહાંગીરે પરવીજને કહ્યું કે જો રાણો જાતે અગર તેનો પાટવી કુંવર કરણ તેને તાબે થાય તો તેમને યોગ્ય આદર સત્કાર દેઇ મળવું, તથા તેના મૂલકને કાંઇ પણ નુકશાન કરવું નહિ. ઈ. સ. ૧૬૧૧.

પણ રાણાજી તો મોગલોને ભેટવાને તૈયાર થએલા હતા. તેમના મનમાં તાબે થવાનો તો સ્વપ્નામાં પણ વિચાર આવ્યો નહોતો. ઉલટા તેઓ જીત થવાથી દારૂ પીધેલા હાથીની માફક મ-

સ્ત થએલા હતા. અરવલીના પહાડમાં જવાના નાકા આગળ લોહીની રેલો ઘણીવાર વહી હતી, ત્યાં આગળ ખામનોર નામે જગાછે. એ જગાએ મોગલાઇ ને રજપૂત લશ્કરનો મુકાબલો થયો. તેમાં રજપૂતોના પોબાર પડયા, હજારો મોગલો રક્ષક્ષેત્રમાં પડયા, તથા પરવીજ જે રાણાને તાબે કરવાને તથા પાદશાહ તરફથી માન પામવાને ઉલટભેર આવ્યો હતો તે તથા તેનું બાકીનું લશ્કર ઉભી પૂછડીએ નાસી ગયું. રજપૂતો તેમની પાછળ પડયા અને મોગલો અજમેર પહોંચે તે પહેલાં તો હજારો જણાનો ઘાણ કહાડયો. મોગલ ઈતિહાસ કર્ત્તાઓ પોતાની આ હાર કબૂલ કરેછે. એટલુંજ નહિ પણ મેવાડીઓ ને એ દિવસ કીર્ત્તિવંત હતો એમ લખેછે. તેઓ કહેછે કે પરવીજ ખીણુમાં અંતરાઇ ગયો હતો, એના લશ્કરમાં દ્વેષભાવ ઊત્પંન થયો હતો, તેની ખોરાકી આવતી રજપૂતોએ બંધ પાડી હતી, એવી અવઘડ સ્થિતિમાં હુમલો થયો. તેઓ ભાગી તૂટી હાલતમાં નાસી ગયા અને રજપૂતો તેમની પાછળ પડયા, તેમાં સંખ્યાબંધ મોગલોનો ઘાણ નીકળ્યો. પણ જહાંગીર પાદશાહ પોતાની [1] ડાયરીમાં આ હારનો ઢાંક પીછોડો કરેછે. જહાંગીર માત્ર એટલુંજ લખેછે કે "મને લાહોર મુકામે આવી મળવા સારૂ પરવીજને મેં પાછો બોલાવ્યો અને તેના દીકરાને તથા કેટલાક સરદારોને રાણાની હીલચાલ તપાસવાને રાખવાનો હુકમ કર્યો." આ છોકરો મોહોબતખાનની સલાહ પ્રમાણે ચાલતો હતો. તેની પણ પરવીજના જેવીજ અવસ્થા થઈ. રજપૂતોએ તેને નસાડયો અને તેમાં તે મરાયો.

પણ એ પ્રમાણે જીતો મેળવ્યાથી મેવાડના દુ:ખનો છેડો આવ્યો નહિ. દરેક લડાઈમાં મેવાડના શૂરા લડવૈયા ઘટવા લાગ્યા અને દુશ્મનો તો વધતા જતા હતા. પ્રતાપસિંગના મૂવા પછી અમરસિંગ સત્તર લડાઇઓ લડયો અને જય પામ્યો. પણ એ લડાઈઓમાં એના અનુભવી બહાદુરોના મરણથી વિજયની આશા

૧ રોજનામું—રોજ જે જે બનાવ બને તેની નોંધ રાખવાની ચોપડી.

ઓછી થતી ગઇ. વળી અમરસિંગને થોડો વખત નિરાંત પણ મ-ળતી નહોતી કે તેટલા વખતમાં લડાઇનાં સાધનો એકઠાં કરે, તથા નાના જુવાનીઆ લડાઈને માટે યોગ્ય થાય. જહાંગીરે વળી એક મોટું લશ્કર તેના સૌથી બહાદુર બેટા ખુરમની સરદારી નીચે તૈયાર કર્યું. એ ખુરમ દિલ્લીની ગાદીએ બેઠા પછી શાહજહાનને નામે પ્રખ્યાત થયો.

રાણાએ વળી પોતાના દીકરા કરણની સહાયતાથી પહાડી જેદ્ધાઓ એકઠા કર્યા. પણ દિલ્હીના અસંખ્યાત લશ્કર સામે લડવાને માત્ર મૂઠીભર મેવાડીઓ એકઠા થઈ શક્યા. મેવાડનો કીરમજી વાવટો જે ઘેલાટીઓના મુસ્તક ઉપર આઠસો કરતાં વધારે વરસથી સ્વતંત્રતાના જુસ્સામાં ઉડતો હતો તે આ વખત જહાંગીરના છોકરાના હાથમાં ગયો. આ લડાઈની હકીકત જહાંગીર પાદશાહે આપી છે તે નીચે પ્રમાણે.

"મારા રાજના આઠમા વરસમાં (ઇ૦ સ૦ ૧૬૧૩ માં) મેં અજમેર જવાનો નિશ્ચય કર્યો. મારા ભાગ્યશાળી દીકરા ખુરમને મેં આગળથી રવાના કર્યો. રવાના થવાનો વખત થયો ત્યારે તેને એક હાથી, ઘોડો, તરવાર, ઢાલ, ને કટારી બક્ષીસ મોકલી તથા એના હમેશના લશ્કર શિવાય અજીમખાનની સરદારી નીચે બીજા બાર હજાર સવારો વધારે આપ્યા. એના લશ્કરના સઘળા અધિકારીઓને યોગ્ય બક્ષીસો આપી.

નવમા વરસની શરૂઆત (ઈ૦ સ૦ ૧૬૧૪) માં હું રાજ્યાસનપર બેઠો હતો તેવામાં મારા દીકરા ખુરમના મોકલેલા રાણાના આલમ ગુમાન અને બીજા સતર હાથીઓ પકડીને મારી પાસે મોકલ્યા. બીજે દીવસે હું આલમ ગુમાનપર સવાર થઇ બહાર નીકળ્યો અને અત્યંત ખુશીમાં આવી ગરીબોમાં ખુબ સોનું વહેંચ્યું.

થોડી મુદ્દતમાં એક ખુશકારક ખબર આવી કે રાણો અમરસિંગ તાબે થવાનો વિચાર કરેછે. મારા ભાગ્યશાળી કુંવર ખુ-

રમે રાણાના પહાડી મૂલકમાં મારી સત્તા અને થાણાં બેસાડ્યાં હતાં. રાણાનો મૂલક ત્યાંનાં હવા પાણી અસુખકારી હોવાથી તથા પહાડી ને ઉજ્જડ હોવાથી આજસુધી અજીત કહેવાતો હતો. તોપણ દેશમાં વરસાદ ને તાપની દરકાર કર્યાવગર મારા લશ્કરે નિરંતર હુમલા ને લુટફાટ કરવાથી, મારામારી ને કાપાકાપી ચાલ્યાથી, મેવાડીઓના પ્રખ્યાત પુરૂષોનાં બૈરાં છોકરાં કેદ પકડાયાથી, છેવટે રાણાને તાબે થવાની જરૂર પડી. કેમકે જો વધારેવાર લડાઈ જારી રહી હોત તો તે કેદ પકડાઇ જાત, કિંવા તેને પોતાનો સ્વદેશ તજીને પરદેશ જઇ રહેવું પડત. તેથી તેણે તાબે થવાનો ઠરાવ કર્યો અને પોતાના બે સરદાર સુપકરણ અને હરિદાસ ઝાલાને ખુરમની છાવણીમાં મોકલ્યા. તેમણે કહ્યું કે જો તમે રાણાને માફ કરો અને તેને ભેટો તો તમને આવીને તાબે થાય તથા બીજા હિંદૂ રાજાઓની માફક એ પણ પોતાના મોટા દીકરા કરણને પાદશાહી છાવણીમાં સરદારી કરવા મોકલે. પણ રાણાજીને દિલ્લીમાં બોલાવવાનું માફ કરવું જોઈએ. આ સઘળી હકીકત મારા દીકરાએ શુકરઉલ્લા અફ્જુલખાનની સાથે મોકલી.

મારા રાજ્યમાં રાણો તાબે થવાનું સાંભળી મને અતિશય ખુશી વ્યાપી. મેં મારા દીકરાને હુકમ કર્યો કે રાણાજીને એમના મૂળ વતનમાંથી કહાડવા નહિ. ખરેખરૂં તો એ હતું કે રાણા અમરસિંગ અને તેના વડીલો અભિમાની હતા. એમના પહાડી ને વિકટ મૂલક ઉપર તથા પોતાના બળ ઉપર તેઓ મુસ્તાક હતા. તેઓ હિંદુસ્તાનના રાજાને જાણતા નહોતા કે તેને તાબે થયા નહોતા. મારા વખતમાં રાણો તાબે થવાને તૈયાર થયો તે લાગ જવા દેવો નહિ એવી મારી ઈચ્છા હતી, તેથી મેં તરતજ મારા દીકરાને લખ્યું કે હું રાણાને માફ કરૂંછું. તથા દોસ્ત તરીકે રાણાજીને ફરમાન મોકલ્યું કે તમારે મારી સંભાળ અને રક્ષણ ઉપર ભરોંસો રાખવો. અને તે ફરમાન ઉપર ભરોંસાને માટે

મારો પંઝો છાપ્યો. વળી મેં મારા દીકરાને ફરમાવ્યું કે ગમે તેમ કરીને પણ રાણાને તાબે લેવો અને એ પ્રતાપી પુરૂષ સાથે એની પોતાની મરજી માફક વર્તવું.

મારા દીકરાએ કાગળ અને ફરમાન સુપકરણ અને હરિદાસ ઝાલા સાથે મોકલ્યાં. તથા તેમની સાથે શુકરઉલ્લા અને સુંદરદાસને ખાતરી માટે મોકલ્યા કે રાણાજી મારા ઉપર વિશ્વાસ રાખે; તથા મારૂં ફરમાન ને પંઝો લે. છેવટે ૨૬ મી તારીખે રાણાજીએ મારા દીકરાને મળવાનું નક્કી કર્યું.

એક દિવસે હું શિકાર કરવા ગયો હતો, ત્યાં મારા દીકરા ખુરમનો ચાકર મહંમદબેગ તેની પાસેથી એક કાગળ લેઇ આવ્યો. તથા મહંમદબેગે મોઢેથી મને કહ્યું કે રાણાજી મારા દીકરાને મળ્યાછે. આ ખબરથી ખુશી થઇને મેં મહંમદબેગને એક હાથી, એક ઘોડો, ને કટારી બક્ષીસ આપી તથા તેને જુલ્ફીકારખાનનો ઈલકાબ આપ્યો."

તે પછી તા૦ ૨૬ મીએ રાણો અમરસિંગ ખુરમ શાહજાદાને મળ્યો તથા બીજે દિવસે પાટવી કુંવર કરણ મળ્યો અને અરસપરસ ભેટ સોગાદો આપી. તથા રાણાના તાબે થવાથી ખુશીમાં જહાંગીરે ખુરમને શાહનો ઈલકાબ આપ્યો. તે ઉપરથી ખુરમનું નામ શાહજહાન પડયું.

પછી કરણને લેઈ શાહજહાન જહાંગીરની છાવણીમાં (અજમેર હતી) ગયો, ત્યાં કરણને જહાંગીરે રાજી રાખવા માટે દરરોજ ખીલાતો આપવા માંડી. તેમ તેની બેગમ નૂરજહાને તથા શાહજહાને પણ આપી. કરણ થોડા દિવસ રહી પાછો ઉદેપુર ગયો ત્યાં સુધીમાં જહાંગીરે આપેલી ખીલાતોમાંથી ૧૧૦ ઘોડા ને પાંચ હાથી બાદ કરતાં બાકીનીની કીમત દશ લાખ રૂપીઆ હતી. અંગ્રેજ મુસાફર સર ટોમસ રો લખેછે કે રાણાને તાબે કર્યો કહેવા કરતાં લાલચ આપી ખરીદ કર્યો કહીએ તો વધારે યોગ્ય છે. પ્રતાપને ધન્ય છે કે તે પોતાના દેશનું સ્વતંત્રપણું જાળવી

પોતાની સ્વતંત્ર ભૂમિમાં મૂઓ. કેમકે પ્રતાપનું સ્વતંત્ર રાજ્ય હવે દિલ્હીની જાગીર લખાવા લાગી.

સન ૧૬૧૫ માં કરણને પાંચ હજારની સરદારી આપી, તથા તેને પાદશાહને જમણે હાથે બેસવાની રજા આપી. વળી તે વખતે ઘણી ખીલાતો અને જાગીર આપી. એ જાગીરમાં ખેરાર, પુલીઆ, બેદનોર, માંડલગઢ, જીરણ, નીમચ, અને ભૈનસ્રોરનાં પ્રગણાં આપ્યાં તથા દેવલા ને ડુંગરપર ઉપરનું ઉપરીપણું આપ્યું.

વળી કરણનો બાર વરસની ઉમરનો દીકરો જગતસિંગ દરબારમાં આવ્યો તેને અને તેના સલાહકાર હરિદાસ ઝાલાને વિદાયગીરીમાં ખીલાતો આપી. તેમજ સન ૧૬૧૬ માં રાણાનું ને કરણનું સફેત આરસપહાણનું બાવલું કરાવી તે તૈયાર થયાની તારીખ તેના ઉપર નખાવી, આગ્રામાંની પાદશાહી બાગમાં મૂકાવ્યાં.

ઇ૦ સ૦ ૧૬૨૧ માં રાણો ગુજરી ગયાની જહાંગીરને ખબર. મળ્યાથી જગતસિંગ ને અમરસિંગનો બીજો દીકરો ભીમસિંગ દિલ્હીમાં હતા તેમને ખીલાતો આપી, તથા રાજા કીશોરીદાસ સાથે કરણ ઉપરનો દિલાસા પત્ર મોકલ્યો, અને તેમાં કરણને રાણાનો ઈલકાબ ને રાજ્યાભિષેક વખતની ખીલાતો મોકલી. વળી બીહારીદાસ નામના બ્રાહ્મણ સાથે કરણ ઉપર ફરમાન મોકલ્યું કે તેના છોકરાએ હવેથી પંદરસેં સવારો સાથે દરબારમાં રહેવું.

તાબે થએલા રાજાને અમરના જેવો આવકાર ક્વચિતજ મળેછે, તોપણ અમરસિંગ જેવા વીર પુરૂષને તે નીચું જોવાડનારૂં હતું. તેમજ તે તેના દિલમાં ઘણું લાગતું હતું. તેથી ખુરમે બતાવેલા મહાન્ મનને પણ તે શાપતો હતો. ખુરમે સલાહ કરવાને માત્ર અમરસિંગની દોસ્તી માગી હતી, તથા જહાંગીરનું ફરમાન સ્વિકારે તો એકે એક મુસલમાનને મેવાડમાંથી બોલાવી લેવાને વચન આપ્યું હતું; તોપણ ઉપરીપણું કબુલ કરીને દોસ્તી કરવાને તે રાજી નહોતો. તે મિત્ર પ્રમાણે ખુરમને મળ્યો હતો, તોપણ તાબે થઈને જહાંગીર તરફથી જે હોદા (જાગીરદાર, સરદાર) મ-

ળવાના તે કબૂલ કરવાને તે દિલગીર હતો. તેથી જાગીરદાર તરીકે રાજ્ય કરવા કરતાં જંગલમાં એકાંત વાસ ભોગવી ઇશ્વર ભક્તિ કરવાનું તેણે વધારે પસંદ કર્યું. તેણે ઈ૦ સ૦ ૧૬૧૬ માં પોતાનું રાજ્ય કરણને સોંપી પોતે નવચોકી (ઉદેસિંગે તળાવપર બાંધેલો મહેલ) માં જઇ રહ્યો. તે પછી શરમનો માર્યો તે કોઈવાર ઘર બહાર નીકળ્યો નહિ.

અમરસિંગ પ્રતાપના પુત્રપણાને બિલકુલ યોગ્ય હતો. મેવાડના સઘળા રાજાઓમાં એ ઊંચો ને મજબુત હતો. વીરપુરૂષને છાજે એવા સઘળા ગુણો એનામાં હતા. પણ બીજા રાણાઓ જેવો એ રૂપાળો નહોતો. એની હારથી એના મોં ઉપર સ્વામતા વળી હતી. એનામાં ઉદારતા અને બહાદુરી એ બે હતાં, તેથી એના સરદારો એને ચહાતા હતા. તેમજ એ માયાળુ ને ઈનસાફી હોવાથી રૈયતનો પણ એના ઉપર પ્યાર હતો.

કરણસિંગને પણ તાબે થવાથી એના બાપના જેટલુંજ લાગતું હતું. પાદશાહી દરબારમાં તે ખુશ ચહેરે કોઈવાર જણાયો નહોતો. એને ખુશી રાખવાને પાદશાહે એનું બાવલું ઉભું કર્યું, પાદશાહને જમણે હાથ બેસવાનું ઠરાવ્યું, મોટી મોટી ખીલાતો આપી, પાંચ હજારનો સરદાર ઠરાવ્યો, તથા એના તાબામાંથી ગએલાં દેવલા ને ડુંગરપુરનાં રાજ તાબામાં સોંપ્યાં, એની જાગીરમાં બીજા તાલુકા વધારી આપ્યા, તોપણ તાબે થવાનો કારી જખમ કરણના અંતઃકરણમાંથી રૂઝાયો નહિ. જે રાજ્યનો એ વારસ હતો તે રાજ્યને જાગીર, ને પોતે રાજા મટીને જાગીરદાર થયો તે, તથા જે રાજ્યની સામાં એનો દાદો ને વડવાઓ જુસ્સાથી લડયા હતા તે રાજ્યના વાવટા નીચે સરદારી કરવી તે, કરણના દિલમાં સાલતાં હતાં. આ ઊપરથીજ કરણના રજપૂતપણાને યોગ્ય ગુણોની પરીક્ષા થઇ શકેછે.



# પ્રકરણ ૧૩ મું.

## ઇ. સ. ૧૬૨૧થી ઈ. સ. ૧૬૫૪ સુધી.

### કરણસિંગ.

અમરસિંગ પછી તેનો પાટવી કુંવર કરણસિંગ ઇ. સ. ૧૬૨૧માં મેવાડની ગાદીએ બેઠો. આજ સુધી મેવાડનું સૂર્યવંશી રાજ્ય, હિંદના રાજ્ય-સૂર્યમંડળમાં સૂર્ય રૂપે પ્રકાશતું હતું, તે હવેથી સૂર્ય મટીને ગ્રહ-રાજ્ય થયું. મોગલરાજ્ય-સૂર્યની પાછળ મેવાડ ગ્રહ-રાજ્ય ફરવા લાગ્યું. સૂર્ય કરતાં તેનું તેજ કમી થઈ પારકે પ્રકાશે ગ્રહોની માફક પ્રકાશવા લાગ્યું. પણ મેવાડ ગ્રહ-રાજ્યને મોગલ રાજ્ય-સૂર્ય પાછળ ફરવાનો જહાનરો ગ્રહોનાળી નગા તેમ કરવું પસંદ નહિ પડયાથી ઘણીવાર તે તેનાથી જુદું પડી સૂર્ય રૂપે પ્રકાશી પોતાનું જુદું સૂર્ય મંડળ સ્થાપતું.

કરણસિંગ બહાદુરીમાં કે પરાક્રમમાં કોઈથી ઉતરતો નહોતો. અને તેનો પુરાવો એના બાપે કરેલી લડાઈઓમાં એણે આપ્યો હતો. તે વખતે અમરસિંગને લાંબી મુદ્દતની લડાઇઓમાં પડેલી નાણાની તંગી ટાળવા સારૂ કરણસિંગ દુશ્મનોની વચ્ચે થઇને અતિશય ઝડપથી એકદમ સૂરત ઉપર આવ્યો, ને તે લૂટીને ત્યાંની લૂટ પોતાના પિતાની આગળ રજુ કરી, કે જે વડે એના દેશની પડતી આવતી તે વખતે અટકાવી શકાઈ. પણ પોતાની એ બહાદુરી, હિમ્મત, દઢતા ને ચપળતાના રાજપુત્ર ગુણોનો ઉપયોગ કરવાનો એના રાજ્યમાં એને લાગ મળ્યો નહિ. વળી મેવાડને સુભાગ્યે જહાંગીરે અને શાહજાદા ખુરમે એને પ્રીતિ ને માન બહુ આપ્યાં, તેથી કરણસિંગે શાંતિમાં રાજ્ય કર્યું; અને તેટલા વખતમાં એણે પોતાની સઘળી બુદ્ધિ પાછલી લડાઇઓમાં પોતાના રાજ્યની થએલી ખરાબી સુધારવા પાછળ વાપરી. એણે રાજધાનીનો કિલ્લો મજબૂત કર્યો, ખાહી ખોદાવી, ને પેશોલા તળાવનો કાંઠો ઊંચો કરાવ્યો, તથા જેને દ્વાવળા કહેછે

તે આખો મહેલ નવો બંધાવ્યો. એ મહેલ હજીપણુ રાણાજીના જનાના માટેજ વપરાયછે.[1]

અમરસિંગ રાણાએ જહાંગીર સાથે સંધિ કરી ત્યારે ઠરાવ કર્યો હતો કે મેવાડનો કોઈ રાણો પાદશાહી તેનાતમાં સરદારી કરવા આવે નહિ, પણ માત્ર પાટવી કુંવર હોય તેજ હજાર સવારોથી દિલ્હીમાં નોકરી કરે. તથા એ કુંવર જ્યારે ગાદીએ બેસે ત્યારે તેને પાદશાહી ફરમાન રાણાની રાજધાનીમાં મોકલે, ને તે રાણાને કિલ્લા બહાર આપે એ પ્રમાણે રાણાનો પાટવી કુંવર પાદશાહની તેનાતમાં રહેતો, તોપણ રાણા તરીકે તેમણે કોઈવાર નોકરી કરી નથી. એ પ્રમાણે પાટવી કુંવર પાદશાહની નોકરી કરે, માટે પોતાના દરબારમાં તેની પદવી ઉતારી કહાડી. તેની બેઠક પોતાના મોટા સોળ પટાવતોની નીચે ઠરાવી. તેથી પટાવતોનું માન વધ્યું. અને તે માન સાચવવાને તેઓ પ્રસંગોપાત પોતાના જીવ કુરબાન કરવા લાગ્યા. વળી જહાંગીર પાદશાહ લખેછે કે "હું મેવાડના પાટવી કુંવરને મારે જમણે હાથ હિંદના બીજા સઘળા રાજાઓની ઊપર બેસાડુંછું." આ પ્રમાણે પાટવી કુંવર પાદશાહી દરબારમાં બધા રાજાઓની ઉપર બેસતો, તેથી રાણાના ઉમરાવો પાદશાહી દરબારમાં પોતાના રાજાની બેઠકની જગાએ પાટવી કુંવરની પણ ઉપર બેસવાનું માન પામવા લાગ્યા.

કરણનો નાનો ભાઈ ભીમસિંગ પાદશાહના દરબારમાં મેવાડના લશ્કર સાથે તેનાતમાં રહેતો હતો. તે પોતાની બહાદુરી ને હોંશિયારી વડે શાહજાદા ખુરમનો મુખ્ય સલાહકાર થઈ પડયો. ખુરમની માગણીથી જહાંગીરે ભીમસિંગને રાજાનો ઇલકાબ આપ્યો અને બનાસ નદી ઉપર એને થોડી જાગીર આપી, તેની રાજધાની ટોડામાં હતી. ભીમસિંગે બનાસ ઊપર એક શહેર વસાવ્યું ને પોતાને માટે મહેલ બંધાવ્યો. એ શહેરને રાજમહેલ કહેછે. તેનાં ખંડીયરો આજે પણ છે. એ ખંડીયરો ઊપરથી ભીમસિંગની

---

૧ ટૉડ રાજસ્થાન.

શિલ્પકળામાં કેટલી હોંશિયારી હતી તે જણાયછે.

જ્યારે ખુરમે ગાદીએ બેસવાનો લોભ જણાવ્યો, ત્યારે ભીમસિંગને તેનાથી છૂટો પાડવા માટે જહાંગીરે તેને ગુજરાતનો સૂબો ઠરાવ્યો. પણ તે જગાએ જવાની તેણે ચોખી ના પાડી. ભીમસિંગ પરવીજને ધિક્કારતો હતો, કેમકે તે જૂલમી હતો. ભીમે ખુરમને સલાહ આપી કે જો રાજ કરવું હોય તો ખુલ્લે મેદા ન પડો. છેવટે ખુરમ ઉઘાડો પડયો ને તેમની લડાઇમાં પરવીજ મરાયો. ખુરમના પક્ષમાં કેટલાક રજપૂતો હતા, તેમાં તેની માનો બાપ મારવાડનો રાજા ગજસિંગ મુખ્ય હતો; પણ તેઓ બધા એને છૂપી રીતે મદદ કરનારા હતા. જહાંગીર લશ્કર લેઈને ખુરમનો બળવો સમાવવા માટે નીકળ્યો, તે વખતે તેને ગજસિંગ ઉપર વહેમ આવ્યાથી લશ્કરની હરોલ જેપુરના રાજાને આપી. રાઠોડ રાજાને એથી માઠું લાગ્યું, તેથી તે પોતાનું લશ્કર લેઈ અલગ પડ્યો. ખુરમને જહાંગીરનાં લશ્કર સામસામે આવ્યાં ને લડવાની તૈયારીમાં હતા, એટલામાં રાજા ભીમે રાઠોડ રાજાને કહાવ્યું કે તમે કાં તો અમારા પક્ષમાં આવો, કે કાં તો સામા મેદાન પડો. આમ અલગ શા માટે રહોછો? આથી ગજસિંગ જહાંગીરના પક્ષમાં ગયો; ને લડાઇ થઇ. તેમાં ભીમસિંગ ને એની ટોળી મરાઇ ગઇ. [૧] તથા ખુરમ ને મોહોબતખાન ઉદેપુરમાં રાણાને આશરે જઈ રહ્યા. ત્યાં જહાંગીરના મરતા અગાઉ થોડા કાળ પર્યંત તેઓ શાંતિમાં રહ્યા. રાણા કરણે ખુરમને એક મહેલ જુદો કહાડી આપ્યો, ને ત્યાં શાહજાદાને યોગ્ય જે ખર્ચ ખુટણ, નોકર ચાકર

---

૧ સકતાવતનો સરદાર માનસિંગ ને તેનો ભાઇ ગોકળદાસ એ ભીમસિંગના મુખ્ય સલાહકાર હતા. એ બંને જણાએ અમરસિંગની લઢાઈમાં પ્રખ્યાતિ મેળવી હતી. ગોકળદાસને ૮૦તો જખમ થયા હતા. બંને ભાઇઓને એટલું હેત હતું કે માનસિંગ મરાયો ત્યારે ગોકળદાસને એ વાતની ખબર પડવા દીધીનહિ, પણ એ વાત ગોકળદાસને માલમ પડતાંજ તેણે પોતાના ટેભા તોડી નાંખ્યા ને મરણ પામ્યો. એજ સકતાવતોની ને બીજા સીસોડીઆની મદદથીજ મોહોબતખાને જહાંગીરને કેદ કર્યો હતો.

વગેરે જોઇએ તે પૂરૂં પાડયું. વળી ત્યાં એક સૈયદની કબર કરાવી નીમાજ માટે મસીદ બંધાવી. એ વખતે કરણે ને ખુરમે પોતપોતાના પાઘ ભાઇ તરીકે ગણી અદલ બદલ કરેલા, તે ખુરમનો પાઘ હજુ પણ રાણાના દરબારમાં જાણે ખુરમને માથેથી હમણાંજ ઉતારી લીધો હોય તેમ સાચવી રાખ્યોછે. તેની ઢાલ પણ હજુ સુધી સંભાળી રાખીછે. અને પેલી મસીદમાં દીવો હજુસુધી નિરંતર બાળ્યા કરેછે. જે ખુરમે પોતાની સ્વતંત્રતા છીનાવી લીધી, તેજ ખુરમ શરણે આવ્યો ત્યારે તેની આ પ્રમાણે મેમાનગત કરી એટલુંજ નહિ, પણ તેની પ્રીતિની યાદગીરીની નિશાનીઓ હજુ સુધી સંભાળથી સાચવી રાખી, તે સીસોડીઆ વગર બીજું કોણ કરે[૧] ?

રાણા કરણે સાત વરસ શાંતિમાં રાજ્ય ભોગવ્યું. તોપણ તાબે થયાનો કારી ઘા એના અંતઃકરણમાંથી રૂઝાયો નહિ, ને તેજ જખમથી તે ભરજુવાનીમાં ઈ. સ. ૧૬૨૭માં મરણ પામ્યો.

## જગતસિંગ.

જગતસિંગ ગાદીએ બેઠા પછી તરતજ જહાંગીર પાદશાહ પણ મરણ પામ્યો. તે વખતે ખુરમ સૂરત તરફ હતો. તેને જગતસિંગે પાદશાહના મરણના સમાચાર પોતાના ભાઇને મોકલીને આપ્યા. ખુરમ દિલ્લી જવાને ઉદેપુર આવ્યો, ત્યાં પ્રથમ તેને શાહજહાનના નામથી પાદશાહ તરીકે દરબાર ભરી માન આપ્યું. પાદશાહે આ પોતાના આશ્રય સ્થાન રાજ્યને પાંચ પરગણાં પાછાં આપીને તથા એક અમૂલ્ય હીરો રાણાને આપીને બદલો વાળ્યો, તથા ચિતોડનો કિલ્લો ફરી બંધાવવાની પરવાનગી આપી.

જગતસિંગે છવીશ વરસ રાજ્ય કર્યું. તે બધા વખતમાં દિલ્લીની ગાદીએ શાહજહાન હોવાથી મેવાડમાં શાંતિ રહી. તેથી એ વખતમાં રાણાએ સારાં સારાં મકાનો બંધાવ્યાં. એ મકાનો વખાણવા લાયક છે. પેશોલા તળાવને કાંઠે એક મહેલ બંધાવ્યો

૧ ટાડ રાજસ્થાન.

તે ચાર એકર વિસ્તારમાં છે. તેને જગમંદિર કહેછે. તે આખો મહેલ આરસનો બંધાવેલો છે. થાંભલા, ઓરડા, ફૂવારા, કુંડ એ સઘળામાં આરસ વાપરચોછે. વળી ઠેકાણે ઠેકાણે જુદાજુદા રંગની ચોકડીઓ ને બીજા શોભિતા આકાર પાડેલાછે, તથા મહેલમાં ઐતિહાસિક સુંદર ચિત્રો ચિત્રેલાં છે. એવોજ એક જગનિવાસ નામે મહેલ પણ એણે બંધાવ્યો હતો. વળી ચિતોડનો કિલ્લો પણ એણે સમરાવ્યો. જગતસિંગને પાદશાહ તરફથી ને પોતાના ઉમરાવો ને લોકો તરફથી યોગ્ય માન મળતું. એનો ભવ્ય ચહેરો, દૃઢ ચાલ, બોલવામાં ડહાપણ અને શરીરનો દેખાવ એવાં હતાં કે એને જોતાંજ સઘળા એનાથી દબાઇ જતા ને માન આપતા. પાદશાહે પંડે ને ઈંગ્લાંડના એલચીએ પણ એનાં વખાણ કર્યાંછે. એને મારવાડની રાણીથી બે કુવર હતા, તેમાંનો મોટો રાજસિંગ એના પછી ઇ. સ. ૧૬૫૪માં ગાદીએ બેઠો.

## પ્રકરણ ૧૪ મું.

### રાજસિંગ.

ઈ. સ. ૧૬૫૪થી ઈ. સ. ૧૬૮૧ સુધી.

મોગલ પાદશાહો સાથે રાણાને સલાહ હોવાથી મેવાડમાં શાંતિ રહી. તે અર્ધાં સૈકા સુધી ભોગવ્યા પછી રાણા રાજસિંગના વખતમાં તૂટી. દિલ્લીનો પાદશાહ શાહજહાન ઘરડો થયો તેથી તેના દરેક છોકરાને રાજ્ય મેળવવાનો લોભ થયો. એ લોભથી તેઓ માહોમાંહે લઢી મૂઆ. એ લડાઇમાં દરેક રજપૂત જાત સામેલ થઈ. રાણાએ પાદશાહીનો ખરો હકદાર સૌથી મોટા શાહજાદા દારાશેકોનો પક્ષ કર્યો, અને એ પ્રમાણે ઘણું કરીને સઘળા રજપૂતો દારાના પક્ષમાં આવ્યા. પણ ફતેહાબાદ આગળ ઔરંગજેબે દારાને હરાવીને નસાડચો, ને ઔરંગજેબ રાજ્યનો ધણી થયો. પાદશાહ થવામાં જે જે પોતાની સામા થયા તેમનો ઔરંગજેબે જીવ લીધો. એણે એના બાપને કેદ કર્યો, ભા-

છઓને અને એના છોકરાને પણ મારી નાંખ્યા, તથા એના એ-જ રાજ્યલોભથી મોગલ રાજ્યની પડતી થઈ.

રજપૂતો સાથે સગાઇ કરીને તેમને પોતાના પક્ષમાં લેવાની જે ઉમદા રીત અકબરે દાખલ કરી હતી અને જેનાં રૂડાં ફળ જહાંગીરે ને શાહજહાને ચાખ્યાં હતાં, તે રીત ઔરંગજેબે તજી દીધી. પોતે મુસલમાનીના પેટનો હોવાથી તથા રજપૂતો સાથેનો સંબંધ તોડયાથી જે રજપૂતો પોતાના સગાના બચાવ માટે પોતાનાં લોહી રેડતા હતા, તે રજપૂતો એનાથી છૂટા પડયા. ઔરંગજેબને એ ભૂલ પાછળથી માલમ પડી હતી અને તે ભૂલ એણે ભાગી હતી–શાહઆલમ, આઝીમ ને કામબક્ષ એ રજપૂતાણીઓના દીકરા હતા. તોપણ સગાઈની રીતની ખરી કીમત એના વડવાઓના જેવી એને ન હોવાથી તથા પોતે ધર્માંધ હોવાથી સઘળા રજપૂતો સાથે એ બેદરકારીથી વર્ત્યો.

ઔરંગજેબના વખતમાં રાજ્યસ્થાનમાં જેવા પ્રખ્યાત રાજાઓ હતા, તેવા કોઈકજ રાજ્યમાં હશે. સઘળાં મોટાં રજપૂત રાજ્યોપર બહાદુર ને પરાક્રમી રાજાઓ હતા. જેપુરનો જયસિંગ ઉર્ફે મીરજારાજા, મારવાડનો જશવંતસિંહ, ઉદેપુરનો રાજસિંગ, અને તેજ પ્રમાણે બુંદી ને કોટાના હાડા રાજા, ઉર્ચા ને દતિઆના બુંદેલા રાજા, ને વિકાનેરના રાઠોડ રાજા, એ સૌ બહાદુર હતા. જો ઔરંગજેબ એ સઘળાને અનુસરીને ચાલ્યો હોત, તો મોગલ રાજ્ય વધારે મજબૂતીથી લાંબી મુદ્દત ટકી શકત. પણ ઔરંગજેબે એ બધાની ગણતરી નહિ કર્યાથી, શિવાજી મહારાષ્ટ્રમાં રાજ્ય સ્થાપવાને ઉશ્કેરાયો, તથા રજપૂતો મોગલો સામા ઉઠયા. અકબર કે શાહજહાન કરતાં ઔરંગજેબ કોઈ રીતે ઉતરતો નહોતો, પણ ધર્માંધપણાએ અને તેથી થએલાં પાપે એને ડૂબાડયો. તેથી એની રાજ્ય ચલાવવાની શક્તિ નકામી પડી ગઈ. એટલુંજ નહિ, પણ જે શક્તિ એને મજબૂત કરત, તે શક્તિ એનો નાશ કરતાઃથઇ પડી. ઔરંગજેબની રાજ્ય ચલાવવાની શક્તિ

સાથે રજપૂતોની શક્તિ મળી હોત તો, મોગલ રાજ્ય બહુ દૃઢ થાત. ધર્માંધપણાએ એને હિંદુઓ ઉપર જજીઆ વેરો નાંખવાને ઉશ્કેર્યો; તેથી તથા કાફરને મારવા ને વટાળવા તેમાંજ મોક્ષ છે, એવું મુસલમાની ધર્મમાં કહેલુંછે, તે નિયમ પ્રમાણે દોરાયાથી ઔરંગજેબની ખરાબી થઇ. શરીરમાં કૌવત હોયછે ને જુવાનીના મદનું જોર હોયછે, ત્યાંસુધી માણસ આંધળા બની મરજી મુજબ ચાલેછે-તેને કાંઇપણ સુજતું નથી; પણ જ્યારે મરણની પથારીએ પડેછે, કૌવત જતું રહેછે, અને આ ફાની દુનિયા તજી જેવા આવ્યા હતા તેવાજ ખાલી હાથે જવાનો વખત આવેછે, ત્યારે તેની આંખો ઉઘડેછે; તેનાં કરેલાં બુરાં કર્મો અને પાપ એની નજરે પડેછે; અને ત્યારેજ તે સમજેછે કે ઠાલે હાથે આવ્યો હું ને ઠાલે હાથે જાઉંછું. ઔરંગજેબને પણ તેમજ થયું. મરતી વખતે તેની આંખો ઉઘડી, તેનાં કરેલાં પાપ તેને યાદ આવ્યાં, અને પોતાનાં બુરાં કર્મોનો તેને પસ્તાવો થયો. એ તેણે મરતી વખતે પોતાના દીકરા આજીમશાહ ને કામબખ્શ ઉપર લખેલા કાગળમાં જણાવ્યો છે. એ કાગળ નીચે પ્રમાણે હતા.

### આજીમશાહ ઉપરનો કાગળ.

"તમારી કુશળતા ચાહુંછું. તમને મળવાને ઈચ્છુંછું. ઘરડપણ આવ્યું, આખા શરીરમાં નબળાઇ ભરાઈ ગઈછે, અને સઘળા સ્નાયુઓ નબળા પડી ગયાછે. આ દુનીઆમાં હું અજાણ્યા મુસાફર તરીકે આવ્યોછું ને અજાણ્યા મુસાફર તરીકે જાઉંછું. હું જાણતો નથી કે હું કોણ છું અને મારૂં શું થવાનુંછે. મેં અધિકાર ભોગવ્યો પણ તેણે મને પાછળથી દીલગીરી ઉત્પન કરીછે. મેં રાજ્યનું ભલું ઇચ્છ્યું નથી અને સંભાળ રાખી નથી. મારો અમુલ્ય વખત નકામો ગયોછે. મેં મારા આત્માને પીછાણ્યો નહિ. મને દોરનાર મારો આત્મા હતો, પણ અજ્ઞાનતા ને લોભનાં મારી આંખે પડળ આવ્યાથી મેં આત્માના જ્ઞાની ચળકાટને દીઠો નહિ. આ દુનીઆમાં માણસની જીંદગી કાંઇ અમર નથી. મારાં કરેલાં નઠારાં કા-

મને લીધે ભવિષ્યમાં મારૂં સારૂં થવાની હવે કાંઇપણ આશા નથી. તાવ મટચો છે, પણ ચામડી ને હાડકાં વિના હવે કાંઈ રહ્યું નથી. મારો પુત્ર કામબખ્શ જો કે વિજાપુર તરફ ગયોછે પણ મારી નજીક હોય એમ લાગેછે. અને તું તેથી પણ વધારે નજીક જણાયછે. મારો વહાલો પુત્ર શાહઆલમ ઘણો દૂરછે અને મારો પૌત્ર અજીમઉશાન ઇસ્વરેચ્છાથી હિંદુસ્તાન ( ઉત્તર હિંદુસ્તાન )માં આવ્યોછે. છાવણીનાં અને તેમાંનાં બીજાં માણસો દુખી હાલતમાં પારાની માફક અસ્થિર અને ભયંકર સ્થિતિમાંછે. પોતાના ધણીથી જુદાં પડ્યા પછી તેઓને માલુમ નથી કે તેમને ધણી છે કે નહિ. આ દુનીઆમાં હું કાંઇ પણ લેઇને આવ્યો નથી અને માણસની નબળાઈ વિના કાંઈ પણ લેઇ જતો નથી. મને ભય છે કે મારો ઉદ્ધાર કેમ થશે અને મને કોણજાણે શી શિક્ષા થશે. જો કે મને તે પરમ દયાળુ પરમેસ્વરની મહેરબાની અને દયા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે, તોપણ મારાં કર્મો તરફ જોતાં મને ઘણો ડર લાગેછે. પણ મારા મરી ગયા પછી એમાંનું કાંઈ રહેવાતું નથી. હશે હવે જે થવાનું હોય તે ભલે થાય. મેંતો મારૂં વહાણુ ભર દરિએ મોજાંમાં ઝોકાવ્યું છે. મારી છાવણીની પરમેસ્વર સંભાળ લેશે, તોપણ તેમ કરવામાં મારા પુત્રોની મહેનત આવશ્યકછે. મારા પૌત્ર બેદરબખ્તની ખબર પુછજો. એને જો કે હું જોઇ શકતો નથી, તોપણ મને મળવાનું મન થાય છે. તમારી બેન બહુ દુ:ખી જણાયછે. પણ અંત:કરણનો સાક્ષી માત્ર ખુદા છે. સ્ત્રીઓના મૂર્ખાઈ ભરેલા વિચારો કાંઈજ નહિ પણ માત્ર નિરાશા ઉત્પંન કરેછે. સલામ, સલામ, છેલ્લી સલામ."

## કામબખ્શને લખેલો કાગળ.

"મારા હૈયાના હાર દીકરા. જોકે મારી પૂર ચઢતીમાં ઇશ્વરેચ્છાથી મેં તમોને સલાહ આપીછે, અને દુ:ખની વખતે સાથે રાખ્યાછે, પણ દૈવ જોગે તમે તે ઉપર લક્ષ દીધું નહિ. હવે મેં મારી આ દુનીઆની મુસાફરી પૂરી કરીછે, ને હું જાઊંછું. મને

મારા નીચપણાનો પસ્તાવો થાયછે. મને તેથી શો ફાયદો થયો? મારાં પાપનાં અને ભુડાં કાર્યોનાં ફળ હું સાથે લેઇ જાઊંછું. અરે ખુદા! હું એકલો આવ્યો અને એકલો જાઊંછું. શરીર રૂપી વણઝારના વણઝારાએ મને તજી દીધોછે. જે તાવે બાર દીવસ સુધી દુખ દીધું તે તાવ મટી ગયોછે. મારી આસપાસ હું જોઊંછું તો કાંઇજ નહિ પણ ખુદા દેખુંછું. છાવણીનાં માણસો માટે મને ભય રહેછે, પણ અરેરે! હું કોણછું તે મને માલમ પડતું નથી. મારો વાંસો ફાટેછે, મારા પગમાંથી ચાલવાનું જોર જતું રહ્યુંછે, મારામાં દમ રહ્યો નથી, અને મને જીવવાની આશા લગારે નથી. મેં ઘણાં પાપ કર્યાંછે. મને સમજાતું નથી કે મને કેવી ને કેટલી શીક્ષા થશે. જો કે જગતકર્ત્તા છાવણીનાં માણસોનું રક્ષણ કરશે, તોપણ તમારે સંભાળ લેવી આવશ્યક છે. જ્યાં સુધી હું હયાત હતો ત્યાં સુધી તમે કાંઈ સંભાળ લીધી નથી, પણ હવે હું જાઊંછું, માટે સંભાળ નહિ લો તો તેનાં ફળ માઠાં થશે. પ્રજા સંભાળ લેવાની ઇશ્વરી આજ્ઞાનો અમલ કરવાનું હવે હું તમને સોંપુંછું. અજીમશાહ મારી નજીક છે. કોઇપણ મુસલમાનનું મોત થાય નહિ એવી સંભાળ રાખજો. નહિતો તેમનાં દુઃખ મારે માથે આવી પડશે. હવે હું જાઊંછું. અને તને, તારી માને, અને છોકરાને ખુદાને આશરે સોંપુંછું. મરણકાળ હવે જલદી જલદી નજીક આવેછે. બહાદુરશાહ હજુ જ્યાં હતો ત્યાંજ છે. અને એનો દીકરો ઉત્તર હિંદુસ્તાનની નજીક આવ્યોછે. બેદરબક્ષ ગુજરાતમાં છે. ઝીઔતઅલનીસા જેણે હજુ સુધી દુઃખનું નામ જાણ્યું નથી, તે દીલગીરીમાં ગીરફતાર છે. તમારી બેનનું દીલ પણ ઘણું ઉદાશ જણાયછે. તમારી મા ઉદેપુરી[1] જે મારા દુઃખમાં ભાગીએણુ હ-

૧ આરમી અને કાશ્મીરીયન કહેછે. પણ એટલુંતો ખરૂં કે એ રાણી રાણાના કુટુંબમાંની નહોતી. પણ કદાચ શાહપુરા કે બનેરાના મોટા કુટુંબની હોય; તેઓ તે વખતે રાણાથી સ્વતંત્રપણે ચાલતા હતા. અને એણે સતી થવાને ખુશી બતાવી તેજ ઉપરથી જણાયછે કે તે રજપુતાણી તો હતીજ,

તી, તે મારી પાછળ સતી થવા ઇચ્છેછે. પણ સઘળું વખત પ્રમાણે થયાં જશે.

ઘરના ચાકરો અને દરબારીઓ, ગમે તેવા કપટી છે તોપણ તેમની સંભાળ લેજો. નમ્રતાથી અને યુક્તિથી તમારૂં કામ કહાડી લેજો. ગજા ઉપરાંત પગલાં ભરશો નહિ. પગાર નહિ આપેલા લશ્કરની ફરીઆદ જેવી ને તેવીજ છે. દારાશેકો ઈનસાફી ને શાણો હતો, તેના લોકોને મોટાં મોટાં વર્ષાસન આપ્યાં હતાં, તોપણ તેમને પગાર બરાબર નહિ મળ્યાથી તેઓ હમેશાં નારાજ રહેતા હતા. હું જાણૂંછું. મેં જે કાંઈ સારૂં નઠારૂં કર્યુંછે, તે મારા દીકરા, તમારે માટે છે. મારા ઉપર ખોટું લગાડતા નહિ, અથવા તમને ખોટું લાગે એવું કાંઇ કીધું હોય તો તે સંભારશો નહિ. હવે તેને કોઇ જવાબ દેનાર નથી. કોઈએ પોતાના આત્માને જતાં જોયો નથી, પણ મને મારો આત્મા જતો જણાયછે.

આ કાગળો ઉપરથી ઔરંગજેબ જ્ઞાની હતો એમ જણાયછે, પણ તે જ્ઞાન ધર્માંધપણાની છારીથી ઢંકાઈ ગયું હતું. વળી ઔરંગજેબ પાસે એનો વિદ્યાગુરૂ એક જગા માગવા આવ્યો, ત્યારે તેણે એ ગુરૂને જે ઠપકો ને શિખામણ દીધી, તે ઉપરથી પણ તે બુદ્ધિવાન હતો એમ જણાયછે. રાજા થનારને કેવા પ્રકારનું જ્ઞાન મેળવવું અવશ્યનું છે, તે ઔરંગજેબ સારી પેઠે સમજતો હતો. તેણે પોતાના વિદ્યાગુરૂને નીચે પ્રમાણે શિખામણ દીધી હતી.

"ગુરૂજી તમે શું માગોછો? તમારી માગણી કારણ સહિત બતાવશો તો હું તમને મારા દરબારમાં એક મોટા ઉમરાવની પદવી આપીશ. તમારે જે રીતે મને કેળવણી આપવી જોઇતી હતી તે રીતે આપી હોત, તો તમારી માગણી બિલકુલ વાજબી ગણાત. કેમકે મારો ખાસ વિચાર એવો છે કે જો કોઈ ગુરૂએ કોઈ બાળકને યોગ્ય કેળવણી આપી હોય, તો તે બાળકનો જેવો પોતાના પિતા પ્રત્યે, તેવોજ ગુરૂ પ્રત્યે ધર્મછે. પણ તમે તો મને કેવી કેળવણી આપીછે? તમે શીખવ્યું છે કે સઘળા ફિરંગીસ્તા-

નમાં (યુરોપમાં) પોર્ટુગાલ એ નાનો બેટ છે ને તેનો રાજા સૌ-થી મોટો છે. તેનાથી ઉતરતો વલંદાનો ને તેનાથી ઉતરતો ઈંગ્લાં-ડનો રાજાછે; ને ફ્રાંસ, એન્ડેલ્યુસિઆ, વગેરેના રાજાઓ માટે તો કહ્યુંછે કે તેઓ હિંદુસ્તાનના નાના નાના ઠાકોરો જેવા છે. વળી તમે કહ્યું છે કે હિંદુસ્તાનના રાજાઓ તો તે સઘળા કરતાં ચ-ઢીઆતા છે. હુમાયું, અકબર, જહાંગીર, શાહજહાન, એજ માત્ર દુનિઆમાં મોટા રાજા થઈ ગયા; ને ઇરાન, ઉસ્બેક, કાસ્ગર, તા-તાર, પેગુ, ચીન, વગેરેના રાજાઓ હિંદુસ્તાનના રાજાઓનાં નામ સાંભળી થથરેછે. કેવી સારી ભૂગોળ શીખવીછે !! તમારે તેને બ-દલે એ બધાં રાજ્યો સ્વતંત્ર ને નોખાંછે તે, તેમની શક્તિ, તેમની લડવાની કળા, રીત ભાત, ધર્મ વગેરે કેવાંછે, તે મને શીખવવું હતું. વળી તેમના ઇતિહાસ ઉપરથી તેમની ચઢતી ને પડતી શા-થી થઈ તે, તથા તેમ થવામાં રાજાઓએ કેવાં પરાક્રમો કર્યાં ને કેવી ભૂલો કરી, કે ત્યાં જે મોટા મોટા રાજ્ય ફેરફારો થયા હોય, એ બતાવવું હતું. મારા પ્રખ્યાત વડવા જેમણે આ રાજનો પાયો નાંખ્યો તેમનાં નામ પણ તમારી પાસેથી ભાગ્યે શીખ્યો હોઊં. તેમનું જન્મ ચરિત્ર અને તેમણે શી રીતે આટલી બધી જીતો મે-ળવી, તે પણ તમે મને શીખવ્યું નથી. તમે મને અરબી ભાષા વાંચતાં લખતાં શીખવવાના હતા. જે ભાષા સંપૂર્ણ રીતે ભણતાં દશ કે બાર વરસ લાગે, તે ભાષા ભણવા પાછળ મેં ઘણો વખત ગુમાવ્યો, તેને માટે બેશક હું તમારો આભારીછું !! શું રાજપુત્રો વ્યાકરણવેત્તા કે ન્યાયશાસ્ત્રી થાય, તે તેને શોભા આપનારૂં છે? શું તેમના પાડોશીઓની ભાષા ભણવા કરતાં પરભાષા ભણવી તેમને વધારે અગત્યની છે? કાંઇજ નહિ. તેને એ વિના ચાલશે. રાજપુત્રો કે જેને વખત એ, બીજી ઘણી અગત્યની બાબતો ભણવા માટે અમુલ્યછે, તે વખત એવી નજીવી વાતમાં ગુમાવાની જરૂર નથી. રાજકુંવરને ભણવાની જે કાંઈપણ હોંસ હોયછે તે શબ્દો ગોખ-વાની કંટાળા ભરેલી મહેનત કરવામાં રહેતી નથી. તમે જાણતા-

જ નથી કે બાળપણમાં સ્મરણશક્તિ સારી હોયછે, તેથી તેને જે શીખવવામાં આવેછે તે એવું મજબુત ઠસી જાયછે કે તે મરતા સુધી જતું નથી, અને મોટાં મોટાં કામ કરવાને મનને ઉશ્કેરેછે. કાયદા, પ્રાર્થના, અને બીજી વિદ્યા અરબીમાં ભણાય તેમ શું આપણી પોતાની ભાષામાં નહિ ભણાતાં હોય? તમે મારા પિતા શાહજહાનને કહ્યું હતું કે તમે મને તત્વજ્ઞાન શીખવશો. એ ખરીવાત. મને યાદછે કે તમે મને ઘણા વરસ સુધી તો એવા નકામા ઢંગ વગરના સવાલો પુછ્યા કે જેથી મારા મનને બિલકુલ સંતોષ મળતો નહિ. તેમજ તે સંસારમાં પણ કાંઇ કામના નહિ. ખાલી વિચારો અને કલ્પનાઓ સમજવાં બહુ મુસ્કેલ અને ભૂલી જવાં બહુ સહેલાંછે. તેમજ જલદીથી કંટાળો આપે એવાં અને સમજશક્તિ બગાડી નાંખે એવાં છે. એ પ્રમાણે કોણ જાણે મારો કેટલો એ નકામો વખત ગાળ્યો. તોપણ મને યાદ છે કે મને તેમાંથી માત્ર કેટલાક જંગલી શબ્દો યાદ છે, જે શબ્દો માણસને ગભરાવે ને ઘણા અકલવાનને પણ કંટાળો આપે એવા છે. એ શબ્દો માત્ર તમારા જેવા અજાણ્યા ને અભિમાનીઓનું અભિમાન ને મૂર્ખાઈ છાવરવા માટેજ બનાવ્યા હશે; કે જેથી તમે સર્વજ્ઞ છો, અને એ અજાણ્યાને દ્વીઅર્થી શાબ્દોમાં એવી ગુહ્ય વાતો રહેલી છે કે તે માત્ર તમે એકલાજ સમજવાને શક્તિવાન છો, એમ અમે માનીએ. તમારી એ વિદ્વતા શીખવવી પડતી મુકી જો તમે મારૂં મન અચળ ને નિયમિત થાય, ચઢતીમાં ફૂલાય નહિ ને પડતીમાં ગભરાય નહિ એવું થાય, એવા નિયમો અને શીખામણો આપી હોત; આપણે કોણ છીએ, આપણું કામ શું છે, અને દુનીઆમાં મોટા શી રીતે થવાય, એવી એવી જાતનું તત્વજ્ઞાન જો તમે શીખવ્યું હોત તો હું જાણુંછું કે એરિસ્ટોટલનો શિકંદર જેટલો આભારી હતો, તેના કરતાં હું તમારો વધારે આભારી થાત. અને ત્યારે સિકંદરે જેવો બદલો એરિસ્ટોટલને આપ્યો તે કરતાં વધારે બદલો આપવાને હું બંધાયલો ગણાત. તમારી ખુશામતને

બદલે રાજાને શું શું અગત્યનું છે, જેવું કે રાજાના રૈયત પ્રત્યે ને રૈયતના રાજા પ્રત્યે ધર્મ વગેરે શું તમારે મને શીખવવું નહોતું જોઈતું ? શું તમારે એમ જાણવું નહોતું કે એક દિવસે મારે મારા ભાઈઓ સાથે રાજ માટે લડવું પડશે ? શું એ મુજબ હિંદુસ્તાનના દરેક રાજકુંવર માટે બનતું નથી? તમે કોઈવાર પણ મને એવું શીખવ્યુંછે કે કિલ્લાને કેમ ઘેરો ઘાલવો અને લશ્કરને કેમ ગોઠવવું ? એ બધા માટે હું બીજાનો આભારી છું. તમારો બિલકુલ નથી. માટે જ્યાંથી આવ્યા હો ત્યાં જાઓ, અને કોઇને જણાવતા નહિ કે તમે કોણછો અને તમારૂં શું થયું."

ગાદીએ બેઠા પછી રાજસિંગે રજપૂતોમાં લડાયક જુસ્સો તાજો કર્યો ને માલપુરા લૂટયું. માલપુરા અજમેરની સરહદ ઉપર આવ્યાથી કેટલાકે તેનું વેર લેવાને પાદશાહને સલાહ આપી, તે વખતે ઉદેપુરના રાણાનો ઓશિંગણ શાહજહાન મોટા મનથી બોલ્યો કે એ તો મારા ભત્રીજાનું ઉછાંછળાપણું ને છોકરવાદીછે.[૧] ઔરંગજેબની પૂર ચઢતીના વખતમાં પણ રાજસિંગને પરાક્રમ બતાવવાનો વખત આવ્યો, ત્યારે પ્રતાપના વખતમાં સીસોડીઆ જેવી બહાદુરીથી લડયા હતા તેવીજ બહાદુરી એ વખતના સીસોડીઆઓએ બતાવી. ઔરંગજેબ સાથેની એ લડાઇઓમાં સીસોડીઆઓને ઘણીવાર જીત થઇ હતી. એકવાર તો આપણો હિંદનો જરક્ષીસ ઔરંગજેબ કેદ પકડાતાં પકડાતાં બચી ગયો હતો. મોગલોએ રૂપનગઢ કરીને મારવાડના ભાયાતનું ગામ હતું, તેના રાજાની દીકરીનું માગું મોકલ્યું. પણ એ માગું એ રજપૂતાણીને ગમે તે કારણથી પસંદ પડયું નહિ. તેથી તેણીએ પોતાના ગોર સાથે ઉદેપુરના રાણા ઉપર એક કાગળ લખીને મોકલ્યો. ગોર ખુશી થતો એ કાગળ લઇ રાણાને ત્યાં ગયો. એ રજપૂતાણીએ કાગળમાં લખ્યું હતું કે " શું રાજહંસણી ગીધને હાથ જશે ! શું એક પવિત્ર રજપૂતાણી મ્લેચ્છની સ્રી થશે ? " એમ લખી

૧ શાહજહાન ને કરણસિંગ એક બીજાને ભાઈ સમાન ગણતા હતા માટે.

છેવટે લખ્યું હતું કે “ જો તમે મારી વહારે નહિ આવો તો હું આપઘાત કરીશ ને તે સ્ત્રી હત્યા તમારે માથે છે. ” આ કાગળથી રાણો રાજસિંગ ઉશ્કેરાયો, અને ઔરંગઝેબ સાથેનો સંબંધ તોડી નાંખી પોતાના ધર્મનો ને દેશનો બચાવ કરવા સઘળું જોખમ ખેંચી લેવા તૈયાર થયો, ને થોડાક વીણી કહાડેલા જોદ્ધા લેઈ અરવલીનો ઘાટ ઓળંગી રૂપનગઢ નજીક આવી પહોંચ્યો, અને પાદશાહી પહેરેગીરોને કાપી નાંખી તે રજપૂતાણીને પોતાની રાજધાનીમાં પરણી લાવ્યો. આ રાજકન્યા હરણની વાત સાંભળી દરેક રાજપુત્ર ખુશી થયો ને રાણાને શાબાશી આપવા લાગ્યો. તેમજ રાણાના પટાવતો પણ ઉમંગથી રાણાના રાતા વાવટા નીચે આવી બહાદુરીથી મેળવેલી રાણીનું રક્ષણ કરવાને એકઠા થયા.

ભાટ લોકો આ વાત નીચે પ્રમાણે કહેછે. તેઓ એવી રીતે કહેછે કે તે સાંભળનારનાં રૂવાં ઊભાં થાય. પણ તેમાં ને ઉપરની વાતમાં પાછા ફેર ઘણોછે, તે છતાં મુદ્દે વાત મળતીજછે. તેઓ મારવાડના રાજા જશવંતસિંગના ભાઈ અમરસિંગની દીકરી રૂપાળીબા માટે એ વાત નીચે પ્રમાણે કહેછે.

મારવાડના રાજા ગજને બે દીકરા હતા. અમરસિંગ ને જશવંતસિંગ. ગાદીનો વારસ અમરસિંગ તોફાની હોવાથી ગજ રાજાએ તેને દેશવટો દીધો ને પોતાની પાછળ જશવંતસિંગને વારસ ઠેરવ્યો. અમરસિંગ શાહજહાન પાદશાહ પાસે નોકર રહ્યો, પણ ત્યાં એ તે ઉત્પાતીઓ નીવડયાથી શાહજહાને એનો દંડ કર્યો. તે દંડ ન આપતાં એણે તોફાન મચાવી મારામારી કરી, તેમાં અમરસિંગ બહાદુરીથી લડતાં મરાયો. એ અમરસિંગને એક દીકરી હતી તે જોધપુરમાં જશવંતસિંગપાસે રહેતી હતી. જશવંતસિંગની દીકરી ઔરંગઝેબ વેરે પરણાવી હતી. અમરસિંગના મૂઆ પછી તેની દીકરી પણ પાદશાહને દેવાનો વિચાર થયાથી રૂપાળીબાએ એના કાકાને કહ્યું કે મારે પરણવુંજ નથી, પણ માત્ર એકાંત વા-

સમાં ઇશ્વર ભક્તિ કરવીછે, માટે મને મારે લાયક એક ઘર અને કામકાજ માટે એક દાસી આપો, તથા મારા ખર્ચ માટે મને સાધારણ એક વાર્ષિક રકમ બાંધી આપો એટલે મારો નિભાવ થશે. મારે રાજ મહેલની ખટપટમાં રહેવાની ખુશી નથી. જશવંતસિંગે એ બાઈને એક મકાન અને એક દાસી સોંપી, તથા ખર્ચ ખૂટણ માટે એક રકમ બાંધી આપી. આ પ્રમાણે રૂપાળીબા રાજ મહેલથી બહાર નીકળી એકાંત વાસમાં ઈશ્વર ભક્તિ કરીને તથા ગીતાજીનો પાઠ વાંચીને કે હરિ કિર્તન ને હરિ કથા કરીને પોતાના દીવસ નિર્ગમન કરવા લાગી. એ બાઇની પ્રભુ ભક્તિમાં એટલી દૃઢ આસ્થા બેઠી કે પરણવું તે શું એનું સ્વપ્નું પણ એને આવતું નહિ. એ પોતાના ગ્રહ મંદિરમાં પુરૂપ નામે પેસવા દેતી નહોતી. તેમ હરિ ભક્ત વગર બીજાનું મોં સરખું પણ જોતી નહિ. આ સંસારની કૂથલીની વાતો સાંભળવા કે રાજ ખટપટમાં ભળવાની એને ઈચ્છાજ નહોવાથી, તેવા કોઇને પોતાના ઘરમાં પેસવા દેતી નહિ કે કોઈને કાંઈ એ સંબંધી બોલવા દેતી નહિ, એટલુંજ નહિ પણ વૈષ્ણવ મરજાદીની પેઠે કોઇનો સ્પર્શ પણ કરતી નહિ, ને અજાણતાં થઈ જતો તો નાહી નાંખતી. એવી એ બાઈ પવિત્ર વૃત્તિની હતી.

એક દિવસે ઔરંગઝેબ વેરે પરણેલી જશવંતસિંગની દીકરી જોધપુર આવી ત્યારે તે, એની બેન રૂપાળીબાને મળવા માટે આવી. તેને આવતી જોઇ દાસીએ ખબર આપી કે તમારી બેન મળવા માટે આવેછે. રૂપાળીબા આ વખતે નાહી ધોઇ ઈશ્વરારાધન ને પાઠપૂજા કરતી હતી. તે વખતે એ આ મુસલમાનને પરણેલીને શી રીતે મળે ? તેથી રૂપાળીબાએ દાસીને કહ્યું કે તું જઇને બેનને કહે કે મારાં બાઇજી પાઠપૂજા કરેછે માટે હમણાં મળી શકશે નહિ. પાછળથી એજ તમને મળવાને આવશે. દાસી એ વાત કહે તે પહેલાં તો એ એકદમ મેડે ચઢી ગઇ, ને બેનને ભેટવાને વળગવા જવા લાગી. એટલે રૂપાળીબા વેગળી ખસી ગઇ

ને બોલી બેન, હું નાહી ધોઈને પાઠપૂજા કરૂંછું, માટે હું હમણાં તમને મળી શકીશ નહિ. બેને કહ્યું હું આટલે દૂરથી તને મળવા આવી ને તું આવું બાનું કહાડી ખસી જાયછે એ શું ? એ તારૂં હેત કેવું ? રૂપાળીબાએ કહ્યું કે બેન, એ વાત ખરી. પણ હિંદુ મુસલમાનના ધર્મ જુદા છે. તું મુસલમાનને પરણી તેથી મુસલમાનના ભેગું ખાતી પણ હોઈશ. એટલે હિંદુથી નાહ્યા ધોયા પછી ઈસ્વર ભજન કરતાં બીજાને કેમ અડકાય ? પાદશાહની બેગમ આવું અપમાન કેમ સાંખે ? તે તરતજ નીચે ઉતરી પડી ને ઉતરતી વખત બોલી કે, "હું પણ તને મુસલમાન વેરે પરણાવું ત્યારે ખરી. હું મુસલમાન ને તું વળી પવિત્ર ઊંચી થઈ બેસે એ શું ? હું તારૂં માન ઉતારી એજ મ્લેચ્છ સાથે પરણાવું ત્યારે ખરી."

એમ બોલી તે થોડા દિવસ પછી સાસરે ગઈ ત્યારે તેણે ધીરે રહીને ઔરંગજેબને વાત કરી કે મારા કાકા અમરસિંગની એક દીકરી છે. તેની આપની વેરે પરણવાની ને આપના જનાનખાનામાં આવવાની ઘણી ઇચ્છા છે. છતાં તેણે પ્રથમ પરણવાની ના કહ્યાથી હમણાં તેનાથી મારા પિતાને મોંઢે ચઢીને કાંઈ બોલાતું નથી. પણ હમણાં હું જોધપુર ગઇ ત્યારે એણે મને એકાંતમાં બોલાવીને એ વાત કહીછે. એ બાઇ બહુ ડાહી, ગુણવાન ને ખૂબસુરતછે. એની ઇચ્છા એટલીજછે કે આપે જાતે જઈને હિંદુરીતે હાથે વાળો મેળવવો, પણ ખાંડું મોકલવું નહિ. (આમ પાદશાહને પંડને મોકલવાની એ બંધી રજપૂતાણીની મતલબ એજ હતી કે પાદશાહ જાય તો પાછો ફરે નહિ.) માટે આપ લગ્નનું મુહુર્ત્ત જોવડાવી મારા પિતાને લખી એ કન્યાનું માગું મોકલો કે અમે બંને બેનો એક બીજાની સાથે રહી સુખી થઇએ. એ બેગમે એ વાત એવી યુક્તિથી ને એવે વખતે કહી કે ઔરંગજેબને એની વાત ઉપર કાંઈ પણ શક આવ્યો નહિ. તેથી તેણે મુહૂર્ત્ત જોવડાવી એ કન્યાનું માગું કરવા જશવંતસિંગના દરબારમાં

માણુસ મોકલ્યો. ઔરંગજેબે પોતાના કાગળમાં જશવંતસિંગની દીકરીએ કહેલી સઘલી વાત લખેલી હોવાથી તેણે ધાર્યું કે એ વાત ખરી હશે. મારે મોંઢે એક વાર ના કહ્યા પછી તેજ બાબત હા કહેવાને શરમાતી હશે, ને તેથીજ તેણીએ આ વાત એની બેન સાથે પાદશાહને કહાવી હશે. એટલે પાદશાહે કહાવેલું લગ્નનું મુહૂર્ત્ત કબૂલ કરી જશવંતસિંગ પોતાની ભત્રીજીને ઔરંગજેબ વેરે પરણાવવાને તૈયાર થયો, ને તેણે ઔરંગજેબને ઠરાવેલે દિવસે જાન લેઈ આવવાને લખી મોકલ્યું.

દિલ્લીનો પાદશાહ પરણવાને આવવાનો હોવાથી જશવંતસિંગે લગ્નની જબરી ધામધૂમ કરવા માંડી. દરબારને રાજમહેલ ધોળાવા રંગાવા માંડયાં. તેમાં જોઇતી સામગ્રી ભરાવા માંડી. ઘી સાકર ને ઘઊં ચોખાનો સંગ્રહ કરાવા માંડયો. મંડપ રચાવા માંડયો. હાંડી, તખતા ને ઝૂમરો તથા બિલોર કાચથી મંડપની શોભા કરાવા માંડી. અતર, અરગજા ને સુગંધમય પદાર્થો ખરીદાવા માંડયા. આ પ્રમાણે દરબારમાં ધામધૂમથી લગ્નની તૈયારીઓ થવા માંડી. પણ જેને માટે આ તૈયારીઓ થતી હતી તે તો બાપડી એ સઘળાથી અજાણી હતી. દરબારમાં શું થાયછે તેજ એ જાણુતી નહોતી. હોનાર હોયાં જાયછે. ભાવી વાત મિથ્યા થતી નથી. એક દિવસે દરબારની ખવાસણો પોતાનાં રંગાયલાં રોળાયલાં કપડાંથી એક કૂવા ઉપર પાણી ભરતી હતી, ત્યાં રૂપાળીબાની દાસી પણ પાણી ભરવા આવી. ખવાસણો ઉતાવળથી ધામધૂમ કરતી ને રંગાયલી જોઈને પેલી દાસીએ પૂછયું કે કેમ કાંઈ આટલી ઊતાવળ કરોછો? તમે બધી રંગાયલી રોળાયલી કેમછો? કેમ કાંઇ દરબારમાં ધામધૂમ ચાલેછે કે શું? કે દરબાર રંગાવેછે? કે છે શું? ખવાસણો બોલી, અલી જાણીને અમને શું પૂછેછે? દરબારમાં તારાં બાઈજીના લગ્નની ધામધૂમ ચાલેછે, દરબાર ધોળાયછે, રંગાયછે ને લગ્નની તૈયારીઓ ચાલેછે તેનીજ ઉતાવળ અમે પણ કરીએ છીએ. આ અમારાં કપડાં પણ તેમાંજ રંગાયાં રો-

ળાયાંછે. જાણીને શું પૂછેછે? હવે લગ્નને આડે પંદર દિવસ માત્ર રહ્યાછે, અને દિલ્હીનો પાદશાહ પંડે પરણવાને આવવાનોછે, તેથી જશવંતસિંગ મહારાજ પણ એજ તૈયારીમાં આખો દિવસ રોકાયલા રહેછે. અલી તું પણ તારાં બાઇજી સાથે દિલ્લી જશે કે નહિ ! એ સાંભળી દાસી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર પાણી ભરીને પોતાને ઘેર ગઇ, ને પોતે સાંભળેલી સઘળી વાત રૂપાળીબાને કહી. તેથી એ બાઈ બહુ શોકાતુર થઈ. તે સમજી કે આ બધું કામ પેલી પાપિણી, તરકડી મારી બેનનું છે, એમાં લગારે શક નથી. તે જતાં જતાં બોલતી ગઈ હતી, તેજ એણે ખરૂં કર્યું. પણ હવે કરવું શું ? કાંઈ સૂજતું નથી. પંદર દહાડામાં પાદશાહ આવીને ઉભો રહેશે ને હું ના કહીશ તો કાકા જોરાવરીથી મને પરણાવશે, કાં પાદશાહ જોરાવરીથી મને લેઈ જશે. હવે હું શું કરૂં? ને કયાં જાઉં? અહીં મારૂં બેલી પણ કોણ છે? જેના તરફનો ભરોંસો તેજ કાકો પરણાવવાને ઊભો થયોછે, એટલે હવે મારી વા'રે આવનાર કોણ છે? અરેરે જે તૂર્કને હું ધિક્કારતી, જે તૂર્કને અડવામાં હું અભડાતી, જે તૂર્કને અજાણતાં અડવાથી હું નહાતી ધોતી, જે તૂર્કને નહિ અડવા માટે મેં કોઈને પણ નહિ પરણતાં મારાપિતાના અકાળ મૃત્યુને લીધે આ વૈરાગ લેઈ ઇશ્વર ભક્તિમાં મારૂં આયુષ્ય પૂરૂં કરવાનું ધાર્યું; તેજ તૂર્કને, તેજ મારા ધર્મ શત્રુને, તેજ મારા ધિક્કાર પાત્રને મારે અડવું, રે ! પરણવું પડશે ? અરેરે ! ધિક્કારછે મને. મારાં આ શાં દુર્ભાગ્ય? હું કેવી અભાગણી કે મને એકલી રઝળતી મૂકીને મારો પિતા પણ અકાળ મૃત્યુથી મરણ પામ્યો. મારો પિતા આ વખતે જીવતો હોત તો એ તૂર્કનો ભાર હતો કે મારૂં નામ દેઈ શકે? અરો ત્યારે મારા કાકાની પણ શી મગદૂર કે મને પૂછયા ગાછયા વિના પેલી દુષ્ટ ને ઠગારી તૂર્કડીના ભોળવ્યા ભોળવાઇને મારૂં લગ્ન કરી બેસે: અને તે પણ મેં પરણવાની ચોખી ના પાડી છતાં. અરો ઇશ્વર તારી શી મરજીછે? ઓ અનાથના નાથ, આ વખતે મારી વહારે આવે

એવો માત્ર તુંજછે. તુંજ માત્ર મને આ ભયંકર સંકટમાંથી બચાવી શકશે. મારે શું કરવું ને કયાં જાવું તે રસ્તો સૂઝાડ. હું એ ધિક્કારપાત્ર તૂર્કને પરણવાની નથી, એતો નક્કીજછે. ગમે તો હું તારી માફ માગી આત્મઘાત કરી તારે શરણે આવીશ, પણ આ ખોળીઆમાં પ્રાણછે ત્યાંસુધી તે તૂર્કને પરણી અપવિત્ર થવાની નથી. પણ કરવું શું? કાલે સવારે જાન તો આવી પહોંચશે, તે પહેલાં કોઈ પણ રસ્તો તો કહાડવો જોઇએ. આવે ટાણે મને સારી સલાહ આપે એવું પણ કોણછે? હા હા. અરે દાસી, મારા રામસિંગ કાકાને હમણાં ને હમણાં બોલાવી લાવ. તેમને કહે કે મારી બાઈજી આપને હમણાં ને હમણાં તેડેછે માટે પધારો. એ સાંભળી દાસી તરત દોડતી ગઈ ને રામસિંગ રાઠોડને બોલાવી લાવી.

રૂપાળીબા એના રામસિંગ કાકાને જોઇને ડુસકે રડવા લાગી. કાકા, મારે માથે દુ:ખનાં ઝાડ ઉગ્યાં ત્યાંસુધી તમે મારી સંભાળ લેતા નથી. મારા કાકા જશવંતસિંગજી મહારાજ તો કહેવાના છે. તેમણે તો મારા પિતાનો ઘાત કરાવી ગાદી મેળવી છે એટલે તેમનું હેતતો મારા ઉપર ન હોય એ સ્વાભાવિક છે. મારા સગા કાકા તો તમેજ છો, મારા દુ:ખના વખતમાં મારૂં આશ્રયસ્થાન તમેજ છો, ને તમે પણ વિસારી મૂકો ત્યારે મારૂં આ દુનિયામાં બીજું કોણ છે ? શું કાકા એ બધું આંખની શરમ પાછળ ગયું ? મારા પિતાજીના ગુજરવાથી હવે આપને પણ મારી સંભાળ લેવાનું ક્યાંથી સાંભરે ? મારે તો હવે ઉપર આભ ને નીચે ધરતી. બીજું કોઇ નથી. એમ બોલી વળી રડવા ને ડુસકાં ભરવા લાગી. રામસિંગ બોલ્યો, બેટા છે શું ? મિત્ર કહો કે ભાઇ કહો તે મરણ પામ્યા પછી મેંણાં મારી નકામી મને દાઝ્યા ઉપર ડામ શા માટે દેછે ? તને દુ:ખ છે તે કહ્યા વગર અમે કેમ જાણીએ? અમને કહે તો ખરી કે તારે શું દુ:ખ છે ? તને કોણે દૂભી છે ? કાંઇ બોલ્યા ચાલ્યા વગર નકામાં મેંણાં શું કરવા મારેછે ? મારા ભાઈની બેટી તે તું મારી દીકરી

તુલ્ય છે. તારે જે દુઃખ હોય તે કહી નાંખ. તારૂં હૈયું ખાલી કર. તારૂં દુઃખ ટાળવાને મારાથી જેટલો બનશે તેટલો પ્રયત્ન કરીશ. મારૂં ચાલતા સુધી તારા પિતાની ખોટ તને પડવા દેઈશ નહિ. એ સાંભળીને રૂપાળીબાને હિમત આવી. તે બોલી તમે જાણોછો કે મારા પિતાના મરણ પછી મારા કાકાએ મને મ્લેચ્છ સાથે પરણાવવાનો વિચાર કર્યો, તે વાત મને ગમી નહિ, તેથી મેં સંસાર ત્યાગ કરી, આ એકાંત વાસ ભોગવી, ઈશ્વર ભકિત કરી, મારા દિવસ નિર્ગમન કરવાનો વિચાર કર્યો છે; ને ત્યારથી હું કોઇપણ પરાયા પુરૂષનું મોં સરખું જોતી નથી° ને માત્ર આખો દિવસ સેવા પૂજામાં ગાળું છું. સંસારાદિ કે રાજ ખટપટની વાત સરખી પણ મારે કાને પડવા દેતી નથી. છતાં થોડા દિવસ ઉપર મારી બેન જે પાદશાહ વેરે દીધેલી છે, તે મને મળવાને આવી. તે વખતે હું પાઠપૂજા કરતી હતી, માટે હું એને અડકી નહિ, તેથી તેને માઠું લાગ્યું ને તેણે મને પણ પાદશાહ સાથે પરણાવી ભ્રષ્ટ કરવાનો વિચાર કર્યો. તેણે પાદશાહને તથા મારા કાકાને ઉંધું ચતું સમજાવી મને પૂછયા ગાછયા વગર મારૂં લગ્ન લેવડાવી દીધું ને મહેલમાં સઘળી તૈયારી કરવા માંડી. મને એ વાતની આજેજ ખબર પડી. હું કાંઈ એ વાતમાં જાણતી નથી, ને મારે પરણવું પણ નથી. હવે એ વાત મારા કાકાને કહેવાય પણ કેમ ? ને કહું તો પાદશાહને જાન લેઇ આવવાનું લખ્યા પછી માને પણ કેમ ? હવે મને એકે માર્ગ ઉકલતો નથી. હું મ્લેચ્છનું મોં જોતી નથી ને તેની સાથે મારા પ્રાણ જતાં પણ પરણવાની નથીજ. કાંઈ નહિ ચાલે તો હું આત્મઘાત કરીશ. પણ પરણીશ તો નહિજ. આ સાંભળી રામસિંગ બહુ તાજુબ થયો. તેણે કહ્યું કે હું ધારતો હતો કે આ બધી તૈયારી તારી ખુશીથી થાયછે. આ વાત મેં પ્રથમ સાંભળી, ત્યારે મને તો ઘણીએ રીસ ચઢી કે અમરસિંગની દીકરીને છેવટે આ શું સૂજ્યું ? આટલા દિવસ ઇશ્વર ભક્તિ કરી, તેનું પરિણામ

આજ રીતે આવ્યું ! મને તો તારૂં મોં ન જોવું એટલું માઠું લાગ્યું હતું. મારા મિત્રની પવિત્ર પુત્રી મ્લેચ્છ વેરે પરણે, ને તે પણ રાજી ખુશીથી: એ સાંભળી હું તો રોજ બળતો હતો, પણ શું કરૂં ! અને એજ ગુસ્સાથી મેં આટલા દિવસ તારા ઘર સામું પણ જોયું નથી. પણ હવે મારી ખાત્રી થઈ. પણ બેન, હવે શું કરવું ? જે કરવું તે તાકીદે કરવું જોઇએ, કેમકે માત્ર હવે પંદરજ દિવસ આડે રહ્યા છે. વિચાર કરતાં મને તો માત્ર બે રસ્તા સૂઝે છે. એક તો એકે પાદશાહ આવે ત્યારે મારા બાર હજાર માણસો છે તે વડે તેની સાથે લડીને મરતા સુધી તારૂં રક્ષણ કરવું. પણ એમાં તો પાદશાહના અસંખ્ય લશ્કર આગળ મારા માણસો સાગરમાં બિંદુ તુલ્ય છે. અમારો છેવટે નાશ થવાનો નક્કીજ છે. પણ તારો બચાવ કરતાં મરવાથી મારો આત્મા મોક્ષ પામશે, કેમકે મારા મિત્રની ફરજ બજાવતાં મરવામાં હું સંતોષ માનીશ. પણ તેથી તારી આબરૂ સચવાવી છેવટે અમારે હાથ નહિ રહે. અમારા મૂઆ પછી પણ તારે આત્મઘાત તો કરવાનો રહેશેજ. માટે બીજો રસ્તો છે. તે રસ્તે ચાલવું ડહાપણ ભરેલું છે. પણ તે રસ્તામાં તારે પરણવાનું કબૂલ કરવું જોઈએ. અને તે પણ હિંદુપત, પવિત્ર ને નિષ્કલંકી ગાદીના ધણી ઉદેપુરના રાણા સાથે. જો તું પરણવાનું કબૂલ કરે ને રાણો પરણવા આવે તો આપણું કામ થાય. આખા ભરતખંડમાં રાણા વગર એવો કોઇ માએ જણ્યો નથી કે જે પાદશાહ સાથે વેર બાંધે ને પાદશાહ વેરે પરણનારને પોતે પરણી જાય. માત્ર ઉદેપુર વાળા શરણે આવેલાનું રક્ષણ કરવાને પાદશાહનું તો શું પણ ગમે તેનું વેર કરવાને બીહીવાના નથી. માટે જો તારી મરજી હોય તો આપણે આજને આજ રાણાજીને કાગળ લખી સાંઢણી મોકલીએ.

એ સાંભળીને રૂપાળીબા બોલી કાકા, ઉદેપુરના રાણા સાથે પરણવાને શા માટે મારે ના પાડવી પડે ? એવી પવિત્ર ને નિષ્કલંકી રજપૂત જાત મને બીજી કયી મળવાની છે ! જેણે આજ સુધી

મ્લેચ્છને કોઇવાર કન્યા દીધી નથી, એવા રાજકૂળને હું પરણવાની ના પાડીશઃ ને તેપણ આવે વખતે ? ત્યારે મારા જેવી બીજી મૂર્ખ કોણ ? બીજા કાંઇ માટે નહિ તો મારી આબરૂ સાચવવા માટે—મ્લેચ્છ સાથે સંબંધ થઈ અપવિત્ર થતાં બચવા માટે કે આત્મઘાતથી ઉગરવા માટે પણ હું રાણાજી સાથે પરણવાને ખુશી છું. આપ એક પત્ર લખો ને એક હું પણ લખુંછું. એમ કહી બંને જણાંએ બે કાગળો તૈયાર કર્યા, ને એક રાયકાને બોલાવી એક દિવસમાં ઉદેપુર પહોંચે એવી એક સાંઢણી ઉપર તેને વિદાય કર્યો. બીજે દિવસે બપોરે તે રાયકો કાગળો લેઈ ઉદેપુર આવ્યો ને દરબારમાં ખડો થયો.

દરબારમાં રાણાજી પોતાના પટાવતો ચંદાવત, શક્તાવત, રાણાવત, દુદાવત, ઝાલા, પરમાર, હાડા, રાઠોડ, ઇત્યાદિ સાથે બેઠેલાછે; વાતો ચિતો ચાલી રહીછે, એટલામાં રાયકાએ નમીને બે કાગળો કહાડી રાણાજીના હાથમાં આપ્યા. રામસિંગનો કાગળ વાંચીને બીજો રાઠોડાણીનો વાંચ્યો. બંને કાગળો વાંચી શું કરવું તે રાણાજીને સૂજે નહિ. હા લખવી કે ના, તેની ગમ પડે નહિ. રાયકો જવાબની રાહ જોઇ ઊભો રહ્યો છે, રાણાજી રાજ્ય ગુમાવી રખડવું, કે લાજ ખોઇ રાજ્ય ભોગવવું, એ વિચારમાં ગીરફતાર થએલા છે, એ જોઇ પાસે બેઠેલો ચંદાવત બોલ્યો. મહારાજા, શું છે? કાગળો વાંચી સુન મૂન કેમ બની ગયાછો, રાણાજીએ બોલ્યા ચાલ્યા વગર બંને કાગળો ચંદાવતના હાથમાં આપ્યા. ચંદાવતે કહ્યું આજ્ઞા હોયતો વાંચું. રાણાજીએ કહ્યું એમાં કાંઇ પણ છાનું નથી. બધા સામતો સાંભળે તે રીતે સુખેથી વાંચો. એટલે ચંદાવતે રામસિંગનો કાગળ નીચે પ્રમાણે વાંચ્યો.

શ્રીમંત મહારાણા શ્રી રાજસિંગજી મહારાજ.

જોધપુરથી સેવક રામસિંગ રાઠોડના રામ રામ અંગિકાર કરશો. વિશેષ વિનતિ કે, મહારાજા જશવંતસિંગજીના મોટા ભાઇ અમરસિંગજીને એક દીકરી છે, તેણે આજસુધી ઈશ્વર ભક્તિમાં

દિવસ ગાળ્યા ને છેવટ સુધી તેજ રીતે જીંદગી પૂરી કરવાનો વિચાર હતો, પણ કેટલીક ખટપટથી તેની મરજી વિરૂદ્ધ તેને ઔરંગજેબ પાદશાહ સાથે પરણાવવાનો મહારાજા જશવંતસિંગજીએ ઠરાવ કરી લગ્ન પણ લીધુંછે ને ચૈત્ર શુદ ૧૫ ને રોજ પાદશાહ પરણવા માટે જોધપુર પંડે આવનારછે; ને બાઇ તો મ્લેચ્છનું મોં સરખું પણ જોતી નથી. તે મ્લેચ્છને અજાણતાં અડે તો અભડાયછે ને નાહી નાંખેછે એવી પવિત્ર છે, તે મ્લેચ્છ સાથે કેમ પરણે ? તેથી તે આત્મહત્યા કરવા તૈયાર થઇછે. કેમકે આપના નિષ્કલંકી ઘર વગર એ પાદશાહ સાથે વેર કરીને એ બાઇની બાંહે પકડે એવો બીજો કોઈ આખા ભરતખંડમાં નથી. અને તેથી આ પત્ર દ્વારાએ આપને અરજ કરીછે. આપ ગૌ બ્રાહ્મણ ને અબળાઓનું પ્રતિપાલન કરનારા છો. આપજ એનું રક્ષણ કરશો, ને એ સાધવી બાઈને મ્લેચ્છને હાથ નહિ જવા દેતાં તેનું પાણિ ગ્રહણ કરશો. એ વાતમાં એ બાઇ પણ ખુશીછે ને તે બાબત એણીએ આપને જુદો પત્ર લખ્યો છે. આપ આવશો તો હું મારા બાર હજાર માણસથી મરતા સુધી આપની સાથેજ ઊભો રહીશ. હવે મુદત ટુંકી છે માટે આપ પધારો તો જલદીથી પધારજો. પણ જો છેવટે એ બાઇના કમનસીબે આપને પાદશાહ સાથે વેર બાંધવું નહિજ પસંદ પડે તો આ પત્ર લાવનાર સાથે યથાયોગ્ય ઉત્તર લખજો કે પાદશાહ આવે ત્યારે અમે એ બાઇના રક્ષણાર્થે મરી ફીટીએ ને પછીથી એ બાઈ આત્મઘાત કરી મ્લેચ્છને હાથ જતી બચે. મહારાજા ચંદાવત, શકતાવત વગેરેને મારા રામ રામ. પત્ર ઉતાવળમાં લખ્યોછે તે માફ કરશો. એજ વિનતિ. મિતિ ચૈત્ર શુદ. ૧

લી. આપનો સેવક રામસિંગના રામરામ.

આ પત્ર વાંચ્યા પછી બીજો પત્ર રાઠોડાણીનો હતો, તેપણ ચંદાવતે નીચે પ્રમાણે વાંચ્યો.

નિષ્કલંકી ને પવિત્ર ઉદેપુરની ગાદીના માલિક રાણાજી સાહેબ-

સેવામાં અમરસિંગ રાઠોડની દીકરી ને તમારી કિંકરીનું પગે લાગણું વાંચજો. વિશેષ હકીકત મારા રામસિંગજી કાકાના પત્રથી જાણશો. આપની દાસી એ પ્રમાણે દુઃખમાં ફસાઇ પડીછે તેની વહારે વહેલા આવજો. મને મરવાનું દુઃખ નથી પણ આત્મહત્યા કરવી એ મોટું પાપ છે. તોપણ જો આપ આપની દાસીની વહારે નહિ ચઢો તો પ્રભુની પાસે માફ માગીને પણ આત્મઘાત તો કરીશજ. હું અબળાછું, ને આપને શરણે આવીછું. આપનું કૂળ ને આપની ગાદી નિષ્કલંકી છે ને અબળાને આશરો આપતી આવીછે. મારા અંતઃકરણથી હું આપને• વરી ચૂકીછું. જો વરૂંતો આપનેજ, નહિતો આ દુનિયામાં બીજા પુરૂષ મારા ભાઇ બાપ તુલ્યછે. શરણે આવેલીનું રક્ષણ કરવું એ રજપૂતનો ધર્મ છે. અંતઃકરણથી આપને વર્યા છતાં ઠેલી મૂકશો ને મ્લેચ્છને હાથ જતાં નહિ ઉગારો તો આપના ઘરનીજ આબરૂ જવાની. જે ઘરે આબરૂ માટે લાખો જીવના પ્રાણ અર્પણ કર્યાછે, ભલા ભલા સાથે વેર બાંધી રાજ્ય ખોઇ દુઃખ વેઠ્યું છે, તે આજ સુધી સાચવેલી આપના નિષ્કલંકી કૂળની પવિત્ર આબરૂ આપ જવા દેશો, તો પછી આ ભરતખંડમાં પવિત્રતા રહેવાનીજ નથી. હિંદુ ધર્મ દૂબવા બેઠો એમ નક્કી જાણવું. મેં આજ સુધી મ્લેચ્છને નહિ પરણવા માટે પણ લીધું હતું, તે પણ પાળવા માટે મહારાણા સાહેબ, આ ગરીબ અબળાની વહારે ચઢજો, નહિતો છેવટ આત્મઘાત તો છેજ.

લી. આપને અંતઃકરણથી વરેલી આપની દાસીનું
પગે લાગણું વાંચજો.

આ કાગળો વાંચી ચંદાવત બોલ્યો, મહારાજા સાહેબ, આમાં વિચાર શો કરવાનો છે ? આ કાગળો વાંચતાં આપ વિચારમાં શાના પડ્યા ? આ ગરીબ અબળા આપને મનથી વરી ચૂકીછે તેનું રક્ષણ નહિ કરો, તેને નહિ પરણો, તો શું મ્લેચ્છને હાથ જવા દેશો ? શું દુનિયા ઉપરથી હિંદુ ધર્મનું સત્યાનાશ વળવા

બેઠું છે ? શું તમને વરેલી કન્યા મ્લેચ્છ તૂર્કડા. પરણી જશે ને હિંદુપતની આબરૂ લેશે ? શું જે આબરૂને માટે મેવાડે આપણા બાપદાદાના ને આપણી માતાઓના લાખો ભોગ આપ્યા છે, તે મેવાડપતિ પોતાની સ્ત્રીને પાદશાહને હાથ જવા દેશે ? શું શરણે આવેલી અને તે પણ અબળા સ્ત્રીને આત્મઘાત કરી મરવા દેશે? મેવાડપતિ જે શરણાગતનું રક્ષણ કરવા ને આબરૂ સાચવવા લાખો રજપૂતોના ભોગ આપતા, પોતાનો પ્રાણ આપતા, રાજ્ય પાટ ખોઈને જંગલમાં ભટકી દુઃખ વેઠતા; તે મેવાડપતિ શરણે આવેલી અબળાને અને તે પણ પોતાની સ્ત્રીને મ્લેચ્છને હાથ જવા દેશે ? શું દુનિયામાંથી રજપૂતવટ જતી રહી ? શું જગતમાંથી ક્ષત્રીઓનું સત્યાનાશ ગયુંછે ? શું રજપૂતાણીઓ ક્ષત્રી બચ્ચા જણતી બંધ થઇ કાયર પુત્રો જણતી થઇછે ? શું મેવાડપતિ પાદશાહથી ડરશે ? બાપારાવળના વંશજ રાજ્ય જવાની બીકે, રણમાં મરવાની બીકે કે જંગલમાં ભટકી દુઃખ પામવાની બીકે કાંચળી પહેરી ખૂણે પેસશે ? મહારાજા, આપને એનો જવાબ દેવામાં કયો વિચાર આડે આવ્યો ? માણસ માત્રને મરવું છે. આપણા બાપદાદા મૂઆ નથી ને આપણે અમર રહેવું છે ? આ દેહ તો નાશવંતજછે. મોડું કે વહેલું, ઘરમાં કે બહાર, રણક્ષેત્રમાં મરવું તો છેજ. ત્યારે આબરૂ ગુમાવીને શામાટે મરવું ? આબરૂનું રક્ષણ કરતાંજ કાં ન મરીએ કે મોક્ષ પામીએ ? રાણા સાહેબે કહ્યું કે, બહાદુર ચંદ્રસિંગના બહાદુર બેટા ચંદાવત, એમ ઉતાવળો થઇ ગમે તેમ અવિચારથી ને અવિવેકથી માં બોલ— હું રાઠોડાણીને પરણવાની ના પાડતો નથી. મારા બાપદાદા મરી ગયા તેમ મારે પણ મરવું છે, પણ હમીર, સંગ, કુંભો કે પ્રતાપ રાણાની પેટે અમર નામ રાખી મરવુંછે. મને પણ તેમ કરવાની હોંસ છે. પણ ભાઈ, આપણ બંને જુવાન છીએ. હજુ દુનિયાનો અનુભવ લીધો નથી. પાછળથી આપણને કોઇ મૂર્ખમાં ફહાડે ને કહે કે રાજસિંગે છોકરવાદી કરી, એક રજપૂતાણીને

માટે રાજ્ય ગુમાવી બેઠો, ને આબરૂ સાચવવા જતાં આબરૂ ગુ-
માવી. આવા ઠપકાગાંથી મોકળા થવું જોઇએ. વળી ઔરંગઝેબ
જેવા જોરાવર પાદશાહ સાથે વેર બાંધવું છે. માટે કોઇ વૃદ્ધની
સલાહ લેવી તે ઠીક છે. ત્યારે ચંદાવતે કહ્યું કે મહારાજા સાહેબ,
આપ કહોછો તે ખરી વાત છે. પણ જ્યારે આપણા બાપદાદા
કોઇની પણ સલાહ લેતા ત્યારે માત્ર રાજ બારોટ કે રાજ કવિ દ-
શાંદીની સલાહ લેતા, તેમ આપની ઇચ્છા હોય તો તેઓ વૃદ્ધ,
અનુભવી ને હોંશિયાર છે, માટે તેમને બોલાવો. રાણાજીએ દશાંદીને
બોલાવી બંને કાગળો વંચાવી શું કરવું તે બાબત સલાહ માગી.
ત્યારે દશાંદી વિચાર કરીને બોલ્યો.

રાણાજી તમે જુવાન છો, તોપણ તમારા કૂળની રીત ત-
મે જાણો છો, અને જાણીને મારી મશ્કરી કરવાને શાસારૂ પૂ-
છોછો ! તમારા કૂળમાં કોઇએ કોઇવાર નકાર વાસ્યો નથી, અ-
ને બાપા રાવળનો વંશજ ગમે તેવી આફતમાં નકાર વાસવાંનો
નથી. તમારી ગાદીની આબરૂની શરમે-રાણા પ્રતાપની ગાદીને
પ્રતાપે—સત્યે તો પૃથ્વી ફરેછે, સૂર્ય પ્રકાશેછે, ગંગા વહેછે, ને
દુનિયા ચાલે છે. શરણે આવેલાને સંગ રાણાનો વંશજ પાછો ક-
હાડશે, ત્યારે તો પૃથ્વી રસાતળ જશે: ત્યારે સૂર્ય પશ્ચિમમાં ઊ-
ગશે, બ્રહ્માંડ નાશ પામશે, ને આકાશ પાતાળ એક થશે. જે તૂ-
ર્કને કન્યા નહિ દેવાને અસહ્ય કષ્ટ વેઠયાં, પોતાના સીસોડીઆ
કપાવી નાંખ્યાં, છૈયાં છોકરાં ને સગાં વહાલાંને રણક્ષેત્રમાં મરતાં
જોયાં, રાજ્યપાટ ગુમાવી પહાડોમાં ને જંગલોમાં ભટક્યો ને વ-
નફળ ને કંદ ઉપર ગુજારો કર્યો, ઝાડની ડાળીએ ઝોળીઓ બાં-
ધી જંગલી ભીલોની પેઠે એજ ભીલોમાં પોતાનાં બાળકોને ઉછે-
ર્યાં, રોટલાના તૂકડા માટે ભીખારીઓની પેઠે પોતાના બાળકોને
ટળવળતાં જોયાં; અને અસંખ્ય, અજીત ને આગ્રહથી નિરંતર પા-
છળ પડેલા શત્રુની વચ્ચે આ પહાડથી આ પહાડ એમ રખડયો,
પણ મુસલમાનને કન્યા દેવાને લગાર પણ મચક આપી નહિ; એ

પ્રતાપસિંહના વંશજ પોતાના અંતઃકરણથી વરેલી કન્યાને એજ દેશશત્રુ ને ધર્મશત્રુ મુસલ્લાને હાથ જવા દે એવું કોઈ વાર બનવાનુંછે? મહારાજા સાહેબ, નકામી મારી વૃદ્ધની મશ્કરી કાં કરોછો ? હું વૃદ્ધ છું એટલે મારા ગાળા નરમ પડ્યા હશે, એમ જાણીને શું આપ એમ ધારોછો કે હું બાયલી સલાહ આપીશ? વૃદ્ધ છું પણ મારી રગોમાં સંગ, પ્રતાપ ને કુંભારાણાની નિષ્કલંકી ગાદીનું લોહી વહેછે. અંનદાતા હું પણ તમારૂં અંન ખાઉંછું. તેથી વૃદ્ધપણમાં પણ બાયલાપણું કે નામર્દાઇ કેમ આવશે ? મારૂં રજક ઊઠશે કે રીસોડીઆમાંથી પાણી જશે, ત્યારેજ આ વૃદ્ધ રગો નરમ પડશે. હું દેખીતો વૃદ્ધ છું, મારી કાયા વૃદ્ધ છે પણ મારો આત્મા હજુ જુવાનજ છે. માટે નકામી વાર શાસારૂ કરોછો ? રાયકાને જવાબ આપી વિદાય કરો ને લડાઈની તૈયારી કરી રાજ કન્યા પરણી લાવો. શું રાજ હંસણી રાજસિંગ વગર ગીધને હાથ જવાની છે, અને જવા દેવાય પણ ખરી ! માટે ઊઠો, તૈયાર થાઓ, ને જાન લેઈ જઈ રાજ કન્યા પરણી લાવો. વખત થોડો ને વેશ ઘણા છે, માટે વાર લગાડ્યામાં માલ નથી.

આ સાંભળી રાણાજી ચંદાવત તરફ ફરીને બોલ્યા. દશાંદીએ કહ્યું તે ખરૂં છે. આપણે આપણી આબરૂનું રક્ષણ કરવાને અવશ્ય તાકીદે જવું જોઈએ. પણ મને વચમાં એક અંતરાય નડે છે તેનું કેમ કરવું? આપણે આપણું સૈન્ય લેઇને રાઠોડાણીને લેવા માટે જઈશું પણ ત્યાં સુધીમાં પાદશાહ પંડે પણ પોતાના લસ્કર સાથે આવી પહોંચશે. અને ત્યાં લડાઈમાં પાદશાહના અગણિત દળ આગળ આપણે સઘળા ખપી ગયા તો આપણી મતલબ પાર પડશે નહિ ને રાઠોડાણીને આપઘાત કરવાનું તો રહેશેજ. તેનું શું કરવું ? ચંદાવત કહે, નહિ મહારાજ મારો વિચાર જુદો છે–આપ થોડાં માણસો લેઇ જોધપુર રાઠોડાણીને પરણવા જાઓ, ને હું સઘળા સીસોડી સૈન્યસાથે પાદશાહને જોધપુર આવતો અટકાવવા જાઉં, ને આગ્રા ને જોધપુરની વચમાં રસ્તો રોકીને બેસું. હું આપને એટલી-

ખાતરી આપુંછું કે આપ પરણીને ઉદેપુર પાછા પધારો ત્યાં સુધી પાદશાહને જોધપુરના દરવાજા જોવા નહિ દેઉં. એટલુંજ નહિ, પણ પાદશાહ સાથે લડતાં આપણા સઘળા સીસોડીઓ કામ આવી જશે, માટે તેમના છોકરા જે આજે આઠ દશ વરસના છે તે લડવા યોગ્ય અરાડ વીશ વરસના થાય ત્યાંસુધી એટલે આજથી દશ વરસ સુધી પાદશાહ ઉદેપુર ન આવે એવું એની પાસેથી મારે વચન લેવું. પછી આપને કાંઈ બીહીવાનું નથી. રાણાજી કહે ત્યારે તો ફીકરજ શી છે? ધન્ય છે મારા વહાલા બહાદુર, તારી હિંમતને અને હોંશિયારીને. તેં જે રસ્તો કહાડ્યો તે બરાબર છે. પછી તે સફળ થવો તો શ્રી એકલિંગજીને હાથ છે. બધા સામતોએ અને બુઢ્ઢા દશાંદીએ પણ ચંદાવતનો વિચાર પસંદ કર્યો, ને સઘળાએ બીજે દિવસે ચંદાવત સાથે પોત પોતાનાં સૈન્ય લેઈ પાદશાહને અટકાવવા માટે જવાનો ઠરાવ કર્યો. રાયકાને ચંદાવતે રામસિંગજી ઉપર પત્ર લખી આપ્યો, ને તેમાં રાઠોડાણીને ધીરજ આપવા તથા રાણાજી પધારે તે પહેલાં લગ્નની સઘળી તૈયારી કરી રાખી જલદીથી પરણાવી વિદાય કરવાને સૂચના કરી. તથા જરૂર પડે તો રામસિંગજીના બાર હજાર રાઠોડો પણ ખપ લાગે, માટે તેમને તૈયાર રાખવાને જણાવ્યું. કાગળ આપી રાયકાને વિદાય કરી ચંદાવત ઘેર આવ્યો, ને પોતાની દેવડીએ આવી લડાઈનો ડંકો વગડાવ્યો, કે તે સાંભળી ચંદાવત જોદ્ધા પણ બીજે દિવસે સવારમાં તૈયાર થાય. ડંકો વગડાવી ચોકમાં આવ્યો કે ઝરૂખામાં ઊભેલી પોતાની સ્ત્રીને દીઠી. ચંદાવત સત્તર અરાડ વરસની ઉમરનો ભર જુવાનીમાં હતો, ને પોતે પરણીને પહેલેજ દિવસે પોતાની સ્ત્રીને લેઈ આવ્યો હતો. હજુ હાથેથી મીંઢળ પણ છોડ્યાં નહોતાં. એની ખૂબસુરત સ્ત્રી પણ ખીલતી જુવાનીમાં આવેલી બરાબર સોળ વરસની સુંદરી હતી. ચંદાવતે ચોકમાં આવી ઊંચી નજર કરી કે ઝરૂખામાં વાદળાંમાંથી ચંદ્રમાએ મોં બહાર કહાડ્યું હોય તેવી એની સ્ત્રીને ઝબકતી દીઠી. સ્ત્રીને

જોઇ કે તેનો જુસ્સો નરમ પડી ગયો, તેનો ચહેરો ફીકો પડીને તેલમાં માંખ ડૂબે તેમ સુમ થઈ ગયો, ને ટાઢો શીતળ જેવો બની ગયો. તે એવે ઉતરેલે ચે'રે મેડીએ ચઢયો એટલે એની ચતુર સ્ત્રીએ લડાઇની નોબત વગડાવી આવતાં જે જુસ્સો જોએલો તે જુસ્સો શાંત પડેલો દીઠો. તેથી તે બોલી સ્વામીનાથ, કેમ કાંઈ દરીએ વહાણ ડૂબ્યું કે થયું શું? જુસ્સાભેર આવી નોબત વગડાવી અને હમણાં તમારો ચહેરો કેમ લેવાઇ ગયો? લડાઈનો ડંકો શામાટે વગડાવ્યો ને હમણાં ટાઢા શાથી પડી ગયા તે ફરમાવો. શું દુશ્મન ચઢી આવ્યોછે તેના સામા જવા માટે લડાઈનો ડંકો વગડાવ્યોછે? પણ જો તેમ હોય તો આપનું મુખારવિંદ ઉતરી કેમ જાય! લડાઇનો ડંકો સાંભળીને ક્ષત્રીને તો શૂર ચઢે. સ્વામીનાથ, તમને પણ શૂર ચઢવુંજ જોઇએ, છતાં આપ કેમ ટાઢા પડી ગયા? કાંઇક પણ કારણ છે ખરૂં. જો સત્ય ન કહો તો મારા સમ છે. સાચે સાચું કહો. ચંદાવત કહે, જોધપુરના અમરસિંગ રાઠોડની કુંવરી રૂપાળીબાને જોરાવરીથી દિલ્હીનો પાદશાહ પરણવા જાયછે, ને એ બાઇ આપણા માલિકને મનસાવાચાથી વરી ચૂકીછે, તેથી કાલે સવારે રાણાજી તેમને પરણવામાટે જોધપુર સિધાવશે અને પાદશાહને અટકાવવા માટે તેની સામા યુદ્ધ કરવા સઘળા મેવાડી સૈન્ય સાથે મારે જવુંછે. પણ પાદશાહ સામા લડવા જવુંછે તે પાછા આવવામાટે નહિ. કેમકે પાદશાહના સૈન્ય આગળ આપણું સૈન્ય ઘણુંજ થોડું હોવાથી ચટણી થઈ જવાનું. ત્યાં જીવતા પાછા આવવાની આશા નથી. મને તે માટે લગારે દિલગીરી નથી. મરવું માણસ માત્રને છે, ને મરવાથી ડરૂં તો મારી માની કૂખ વગોવાય. મારા પૂર્વજ ચંદ્રસિંગનું નામ બોળાય. મરવાથી હું ડરતોજ નથી. અમર કોઈ રહ્યું નથી ને હું પણ રહેવાનો નથી. મોડું કે વહેલું મરવાનું તો છેજ. પણ મને તારે માટે દિલગીરી થાયછે. કાલેજ પરણીને તું આવીછે. હજુ પરણ્યાનું સુખ લીધું નથી, અને કાલે તો મરવાને માટે જવુંછે. મને માત્ર

એજ વિચાર આવેછે, ને ચોકમાં આવી તારૂં મુખ જોયું કે મને એજ દિલગીરી થઈ ને તેથી મારૂં કઠણ હૈયું નરમ પડી ગયું. એ સાંભળી હાડી રાણી બોલી. મહારાજ આપ એ શું બોલોછો? રણક્ષેત્રમાં આપ લડવાનો લા'વો લેશો, તે કરતાં આ જગતમાં બીજું વધારે સારૂં સુખ કયુંછે. રણક્ષેત્રમાં નહિ ને ઇસ્વરેચ્છાથી ચાલતાં ચાલતાં, ઊભાં ઊભાં, બેઠાં બેઠાં, કે વાત કરતાં કરતાં અવાચક થઈ કાળને સ્વાધીન થઇએ તો સંસારનું સુખ ક્યાં જતું રહેછે. જો વહેલું મરવાનું હશે તો રણક્ષેત્રમાં નહિતો ઘરમાં પકડતાં કાળને કોણ અટકાવી શકે એવું છે ? માટે લડાઈમાં જતાં સંસાર સુખની ભ્રમણા રાખવી, એ ફરીને આ સંસારમાં ભટકવાની નિશાની છે. માટે મહારાજ, કશામાં જીવ ન રાખતાં સુખેથી લડાઈમાં પધારો, અને રાણાજી—આપણા માલિકનું કામ સિદ્ધ કરી આવો. આયુષ્ય હશે ને ઈસ્વરેચ્છાથી કીર્ત્તિ મેળવી પાછા ઘેર પધારશો તો આપણને જીવતાં સુધી સુખજ છે. અને કદાચ રણક્ષેત્રમાં પડ્યા તો પછી સ્ત્રીનો શો ધર્મ છે તે હું સમજુંછું. મારે શું કરવું તે મને માલમ છે. રણક્ષેત્રમાં પડવાથી અનંત કાળ પર્યંત આપણે દંપતિ સ્વર્ગમાં સુખ ભોગવીશું. માટે સ્વામીનાથ, સહર્ષ રણક્ષેત્રમાં પધારો ને જય કરી પાછા આવો, નહિતો સ્વર્ગમાં આપણે ભેગાં થઇશુંજ. આપ આપના કૂળને યોગ્ય રણમાં ઘૂમી કીર્ત્તિ મેળવો એટલે રજપુતાણીએ લાજ કેમ રાખવી તે મને માલમ છે. એમ વાતો કરતાં રાત વીતી ગઇ ને સવાર થઇ. ચંદાવત નાહી ધોઈ જમી પરવારી સઘળાં શસ્ત્ર સજી લડાઇમાં જવાને તૈયાર થઈ હાડી રાણીની રજા માગવા આવ્યો. રાણીએ કહ્યું મહારાજ, જીત કરી વહેલા પધારજો. કેમકે શત્રુને પીઠ બતાવી રણમાંથી ભાગી આવવું, એ તમારા કૂળનું કામ નથી. માટે જય મેળવો ને આપના કૂળને વધારે દીપાવો. અને બીજા કશામાં મન ન રાખતાં રણક્ષેત્રમાં માત્ર દુશ્મનને મારવામાંજ આપનું સઘળું ધ્યાન લગાડજો. ચંદાવત કહે

હાડીજી, જય મેળવી પાછા આવવાની તો આશાજ નથી. મરવું એ તો નિશ્ચયજ છે. તેમ શત્રુને પીઠ બતાવી જીવતા આવવું પણ નથી. માટે અમારે ને તમારે છેલ્લા રામ રામ. તમે સમજું છો, માટે તમે તમારા ઘરની લાજ રાખજો ને રણમાં પડયા પછી તમે તમારી આબરૂ સાચવજો. હાડી રાણી કહે તમારે મારા તરફથી નિશ્ચિંત રહેવું. આપ આપનો ધર્મ બજાવો ને હું મારા ધર્મમાં નહિ ચૂકું એ ખચીત સમજજો. આટલી ખાતરી આપ્યા છતાં ચંદાવતની ખાતરી થાય નહિ કે મારા મૂઆ પછી હાડીજી સતિ થશે. કેમકે હાડી સતિ થાય તો રણમાં મરી સ્વર્ગમાં નિરંતર સુખ ભોગવીશું એ નક્કીજ છે, એવું ચંદાવત માનતો હતો. પણ મારા મૂઆ પછી જુવાન, સંસારના સુખનો લા'વો લીધાવગરની હાડી સતિ થશે નહિ, એવો એને વહેમ આવ્યા કરતો હતો. તેથી શીખામણ દેઇને નીચે ઉતરતાં ઉતરતાં નીસરણીએથી ચંદાવતે કહ્યું કે હાડીજી, અમે તો જઈએ છીએ તમે તમારો ધર્મ સાચવજો. વળી ચોકમાં આવીને ફરીને હાડીને કહાવ્યું કે તમે તમારો ધર્મ સાચવજો. દેવડીએ લડાઈની નોબત વગડાવી પોતાના હજુરી સાથે હાડી રાણીને ફરીને કહાવ્યું કે તમે તમારો ધર્મ સાચવજો. હવે હાડી રાણી સમજી. એની ખાતરી થઈ કે ચંદાવતનો જીવ પોતાનામાં છે, ને જ્યાંસુધી એમનો જીવ ઘેર હશે ત્યાંસુધી એમનાથી રણક્ષેત્રમાં પૂર્ણ પરાક્રમ થવાનું નથી. જે કામ માટે જાયછે તે કામ અફળ જશે. તેથી તેણે હજુરીને કહ્યું કે હું તને મારૂં માથું આપુંછું તે લેઇને તારા ધણીને આપ ને કહેજે કે હાડીજી અગાઉથી સતિ થઇછે, ને આ ભેટ મોકલીછે તે લેઈ ઉલટથી મેદાનમાં જાઓ ને ફતેહ પામો, ને તમારી મન કામના સફળ કરો. કોઇ તરેહથી ફીકર ચિંતા કરશો નહિ. એમ બોલીને તરવાર વડે પોતાનું મસ્તક કાપી નાંખ્યું, તે લેઈ હજુરી ચંદાવત પાસે આવ્યો ને તે તેને સોંપી, હાડી રાણીએ કહેલું સઘળું કહી સંભળાવ્યું. આ જોઈ

ચંદાવત આનંદમાં આવી ગયો. તેણે હાડી રાણીનો ચોટલો ઉકેલી તેના બે ભાગ કરી માથું ગળામાં લટકાવી, ચોટલે ગાંઠ પાડી બાંધી લીધું, ત્યારે તે શિવાજીએ રૂંઢમાળા પહેરી હોયની, તેવો દીસવા લાગ્યો. હવે એને ઘર તરફની ચિંતા મટી. હવે રણમાં મરી હાડીજી ભેગા સ્વર્ગમાં નિરંતર સુખ ભોગવીશું એવી એની ખાતરી થઈ. તેથી તે મહા ક્રોધાયમાન રૂદ્રની માફક રણક્ષેત્રમાં મુસલમાનોનો ઘાણ કહાડવાને તૈયાર થઇ નીકળ્યો. તેની પાછળ સઘળા ચંદાવતો પણ ચાલ્યા. ચંદાવત નીકળ્યો જાણી રાણાવત, શકતાવત, દુદાવત, ઝાલા, હાડા, પરમાર વગેરે સઘળા સામતો પણ પોતપોતાનું સૈન્ય લેઇ ચાલ્યા.

બીજી તરફ રાણાજી પણ સવારના પહોરમાં નાઈધોઇ જમી પરવારી સઘળાં હથીઆર ભીડી ઘોડે સવાર થયા, કે તેમની સાથે જવાને નીમી રાખેલા પંદરસેં સવારો ઘોડાના ખોંખારા કરાવતા રાજમહેલના ચોગાનમાં આવીને ખડા થયા. રાણાજી પંણ ચંદાવત નીકળ્યાના સમાચાર સાંભળી નીકળ્યા ને ચંદાવત ને રાણાજી દરવાજા બહાર એકઠા થયા. એક બીજાને મળ્યા ભેટયા પછી દરવાજા બહારથી બંને રસ્તા જુદા હોવાથી ચંદાવત ને રાણાજી નોંખા પડયા. જોધપુર જવાને રસ્તે રાણાજી ચાલ્યા ને તેથી થોડેક પૂર્વને રસ્તે ચંદાવત મેવાડીઓના સઘળા સૈન્ય સાથે ચાલ્યો.

ચંદાવતનું સઘળું સૈન્ય પચાસ હજાર મેવાડીઓનું હતું. તે લેઈ સૈન્યને મોખરે પોતે ચાલ્યો. એમ કરતાં દશ દિવસમાં તેઓ ધારેલી જગાએ આવી પહોંચ્યા. એ જગા આગ્રેથી જોધપુર જવાના માર્ગમાં જોધપુરથી થોડે દૂર હતી. ત્યાં રસ્તામાં સઘળા છાવણી કરીને રહ્યા. ચંદાવતે મુકામ કર્યા પછી પાદશાહના લશ્કરની ભાળ કહાડવાને માણસો મોકલ્યા હતા તે માણસોએ તેને ખબર આપી કે પાદશાહ હિંદવાણીને પરણવાને હિંદુ જેવો વર રાજાનો ઠાઠ કરી હાથે મીંઢળ બાંધી હાથીપર બેસીને આવેછે, ને

જાનૈયાનું અગણિત દળ સાથે છે. એ સાંભળી ચંદાવતે પોતાના સૈન્યને હથીઆર બંધ ઘોડે સવાર થવાનો હુકમ કર્યો. સઘળા પાદશાહની જાનને ભેટવાને માટે તૈયાર થઈ ઉભા. એટલામાં પાદશાહી દળ આવી પહોંચ્યું. ત્યાં રસ્તામાં બીજું સૈન્ય પડેલું જોઈ પાદશાહે તપાસ કરાવી, કે એ કોનું સૈન્યછે ને શામાટે રસ્તો રોકી પડયુંછે? તો તેને માલમ પડયું કે ઉદેપુર વાળો ચંદાવત મેવાડી સૈન્ય લેઈ રસ્તો રોકી પડેલોછે. તેથી ઔરંગઝેબે ચંદાવતને કહાવ્યું કે તું અમને રસ્તો આપ. અમે કાંઈ લડવા આવ્યા નથી. અમારે કાંઇ ઉદેપુર જવું નથી. અમે તો જોધપુર જાન લેઇ જઇએ છીએ, ત્યાં તારે રસ્તો રોકવાનું કાંઈ કારણ નથી. ચંદાવતે કહ્યું કે એમ રસ્તો મળવાનો નથી. અમે રજપૂત છીએ. તમારાં માંકડાં ને રીંછડાંથી કાંઈ સિંહ બચ્ચા બીહીવાના નથી. તમારે જવું હોય તો અમને ભેદીને સુખેથી જાઓ. પાદશાહે કહાવ્યું કે ભુંડા લગ્નમાં વિઘ્ન શા માટે કરેછે? અમે વગર હરકતે તને જવા દેઈએ છીએ. માટે આબરૂભેર સુખેથી જા. નકામાં પતંગીઆં દીવામાં જંપલાવે તેમ શામાટે જંપલાવેછે ને તારા હજારો શૂરા રજપૂતોને અવિચારથી કપાવી નાંખેછે? પણ એવી ધમકીથી ચંદાવત ડરી જાય એવો નહોતો. તે પાદશાહને રોકવા માટેજ આવ્યો હતો. એટલે આવી ધમકીથી ડરીને પાદશાહને રસ્તો આપીને સુખરૂપ જોધપુર પહોંચવા દે તેમ નહોતું. કોઇ રીતે ચંદાવત ન સમજ્યો ત્યારે જોરાવરીથી તેને ખસેડી રસ્તો કરવાનો પાદશાહે હુકમ કર્યો. પાદશાહનો હુકમ માથે ચઢાવી મુસલમાની દલ લડાઈના આકારમાં ગોઠવાઈ ગયું. ચંદાવતનું સૈન્ય તો મુસલમાનોને ભેટવાને તૈયારજ ઉભું હતું. એટલે લઢાઇ શરૂ થઇ. સાંજ પડતાં સુધી બંને બાજુમાંથી એકે બાજુએ નમ્યું આપ્યું નહિ. સીસોડીઆ અચળ ડુંગરાની માફક ઉભા રહ્યા ને જુસ્સાથી મુસલમાનોને કાપવા લાગ્યા. હરોલમાં જે મરતા તેની જગા બીજા સીસોડીઆ જલદીથી પૂરી નાંખતા. પણ કોઈએ કોઈને ન-

મ્યું આપ્યું નહિ. એમ કરતાં સાંજ પડી ને અંધારૂં થયું. એટલે બંને પક્ષે લડાઈ બંધ પાડી. વળી સવારમાં પાદશાહે કહાવ્યું કે અમારે લગ્નનું મુહૂર્ત વીતી જશે ને નકામો રાઢ નહિ કર. હજુ તમે તમારે રસ્તે સુખેથી જાઓ. પણ ચંદાવત લગારે પાછો હઠે નહિ કે રસ્તો આપે નહિ. તેથી વળી લડાઈ શરૂ થઇ. સાંજ પડતાં સુધી તુમુલ યુદ્ધ થયું. બંને પક્ષના હજારો માણસો મરાયા. પણ કોઇ બાજુ નરમ પડી નહિ. મુસલમાનો પાદશાહને જોધપુર જવાનું મુહૂર્ત વીતી જશે એમ જાણી તાકીદ કરવાને અને જલદીથી લડાઇનો છેડો લાવવાને જુસ્સાથી લડવા લાગ્યા. તેમ સીસોડીઆ પાદશાહને રોકવાને અને તે દર્મિયાન પોતાનો રાણો પરણીને ઘેર સલામત પહોંચી જાય એટલીવાર મુસલમાનોને રોકવાને મોટા આવેશથી મુસલમાનોપર તૂટી પડી તેમને કાપવા ને નસાડવા લાગ્યા. પણ રાત પડતા સુધી એકે બાજુ નરમ પડી નહિ, ને રાત્રે પહેલા દિવસની માફક લડાઈ બંધ પડી. ત્રીજો દિવસ થયો, પો'ફાટયો ને સઘળા લડવાને તૈયાર થયા. રાત્રે પણ સઘળાને લડવૈયાના વેશમાંજ રહેવું પડતું. કેમકે લડાઇ બંધ પાડયા છતાં મુસલમાનો દગાથી રાત્રે છાપો મારે કે ગરજને લીધે આડફેટે રસ્તે પડી ચાલ્યા જાય, માટે રજપૂતો સાવધ રહેતા હતા. પહેલાં એક બે વાર મુસલમાનોથી રજપૂતોએ વિશ્વાસે રહી થાપ ખાધેલી તે યાદ કરી, તેવી થાપ આ વખત ન ખવાય માટે ચંદાવત સાવધ રહ્યો હતો. ત્રીજે દિવસે મુસલમાનોએ એટલા આવેશથી હુમલો કર્યો કે રજપૂતો ઘણા કપાયા. પહેલે દિવસે પણ રજપૂતોની સંખ્યા ઘણી ઘટી ગઇ હતી. મુસલમાનોમાંથી રજપૂતો કરતાં બમણા ત્રમણા મરાયા છતાં તેમના અસંખ્ય સૈન્યમાંથી મરેલી સંખ્યા નજીવી સરખી ઘટી હતી, પણ રજપૂતો મુસલમાનો કરતાં થોડા મૂઆ છતાં પ્રમાણ ઘણું ઘટી ગયું. તેમના થોડાજ માણસો બાકી રહ્યા. હવે એવોજ જુસ્સાભેર હુમલો ફરીને કરશે તો તેઓ રજપૂતોને ભેદીને આરપાર જશે, કેમકે તેમને

અટકાવી શકાય એટલા માણસો હવે રહ્યા નથી, એવી ચંદાવતની ખાતરી થઈ. તે વખતે તેણે રાણાને આપેલું વચન તેને યાદ આવ્યું. તેથી તેણે જબરા આવેશથી હાથમાં ભાલો લેઈ પોતાનો ઘોડો દોડાવ્યો ને પાદશાહના હાથી ઉપર પોતાના ઘોડાનો આગલો પગ થોભાવી ચંદાવતે લાગલો ભાલો કહાડી પાદશાહપર ઉગામ્યો. ત્યારે પાદશાહ બોલ્યો કે ખબરદાર છે શું ? શા માટે મારે છે ? હમણાં લગ્ન અહીંજ પૂરૂં થશે. તારે મારવાનું કારણ શું છે ? ચંદાવત કહે કે જે માગું તેનું તમારા ઇમાનથી કુરાનના સોગનખાઇ વચન આપો. પ્રાદશાહે વચન આપ્યું, ત્યારે તેણે કહ્યું કે તમારે આજથી દશ વરસ સુધી ઉદેપુર ઉપર ન જવું. દશ વરસ પછી ગમે તો ઉદેપુર મૂળમાંથી ઉખેડી નાંખજો. પણ દશ વરસ સુધી જવું નહિ. પાદશાહે તે કબૂલ કર્યાથી ચંદાવતે ઘોડો પાછો ફેંકયો. એટલામાં તો એને એટલા બધા ઘા પડયા હતા કે તેથી તે પોતાના ઘોડા ઉપર સાવધ રહી શકયો નહિ. તેથી તેને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો કે પોતાનું વચન સંપૂર્ણ કર્યાના સંતોષમાં તે મરણ પામ્યો. કેમકે તેજ દિવસે ચૈત્રશુદ ૧૫ હતી ને હજુ જોધપુર પહોંચવાને ત્રણ દિવસનો રસ્તો બાકી હતો.

ચંદાવત મરાયો પણ તેણે પોતાનો બોલ પાળ્યો. તેનું સઘળું સૈન્ય કપાઇ ગયું. પચાસ હજારમાંથી ભાગ્યે પાંચ હજાર પણ બચ્યા હોય. એ બચેલા સઘળા ઉદેપુર ગયા. કેમકે ચંદાવત મૂઆ પછી પાદશાહે લડાઇ બંધ કરાવી ને બાકીના સીસોડીઆને વગર હરકતે પોતાના સરદારોનાં મુડદાંને બાળવાની પરવાનગી આપી, અને પાદશાહ વધારે વખત ન રોકાતાં આગળ ચાલ્યો.

બીજી તરફ રાણાજી પણ જોધપુર જઇ પહોંચ્યા. બરાબર પુનેમને દિવસે જોધપુર આવ્યા. રામસિંગ રાઠોડ દરવાજા બહાર સામો લેવાને આવ્યો ને સઘળાએ રામસિંગ રાઠોડની ડેલીએ ઉતારો કર્યો. આ વાત સાંભળી જશવંતસિંગજી મહારાજ પણ ત્યાં આવ્યા. રામસિંગ રાઠોડે રાજાને સઘળી વાતથી વાકેફ કર્યા ને

એમની દીકરીને કેમ માઠું લાગ્યું ને આ કાવતરૂં કર્યું, તે સઘળું સમજાવ્યું ને કહ્યું કે તમારી ભત્રીજીની મરજી મ્લેચ્છ વેરે પરણવાની નથી, તેથી હિંદુપત મહારાણાને બોલાવ્યાછે. જશવંતસિંગે એ લગ્ન થવામાં કાંઈ વાંધો ન લીધો, તેથી રામસિંગ રાઠોડે કન્યાદાન દેઇ પોતાની ભત્રીજીને પરણાવી ચૈત્રવદ ૧ ને રોજ સારૂં મુહૂર્ત્ત જોઈ વિદાય કરી દીધી. તેથી રાણા સાહેબ રાઠોડાણીને પરણીને સહી સલામત ઉદેપુર આવી પહોંચ્યા. ત્યારે તેમને ચંદાવતે કેવું પરાક્રમ કર્યું તે તથા પાદશાહનું કેવી રીતે વચન લીધું એ સઘળી વાતથી પાછા આવેલા માણસોએ વાકેફ કર્યા.

આ તરફ ચંદાવતને મારીને પાદશાહ જોધપુર પહોંચ્યા ત્યારે જશવંતસિંગે અગાઉથી તૈયારી કરી રાખી હતી, તે પ્રમાણે પોતાની એક બીજી પુત્રી હતી તેને પોતાની ભત્રીજીને ઠામે પરણાવી પાદશાહને રાજી કર્યો, ને પાદશાહની જાન હિંદુ રીવાજ પ્રમાણે રાખી તેમને ખાનપાનથી અને સીરપાવથી રાજી કરી વિદાય કરી. તેથી પાદશાહ આગ્રે પાછો આવ્યો. પોતાને પરણનારી કન્યાને રાણો પરણી ગયો, ને તેજ સારૂ ચંદાવત પોતાને રસ્તામાં રોકવા માટે આવ્યો હતો એ વાત પાછળથી પાદશાહને માલમ પડી, પણ પોતે કુરાનના સોગન ખાઇ વચનથી બંધાયલો હોવાથી તથા જ્યાંસુધી રજપુતસ્થાનનાં ત્રણે મોટાં રાજ્યોમાં પ્રતાપી રાજા રાજ કરતા હતા ત્યાંસુધી ઔરંગજેબને તેમનો ડર હતો, તેથી તેણે ત્યાંસુધી હિંદુઓનું નામ દીધું નહિ. પણ મારવાડના પ્રતાપી રાજા જશવંતસિંગને કાબૂલમાં, ને અંબર ( જેપુર ) ના રાજા જયસિંહને દક્ષિણમાં ઝેર દેઈ મરાવી નાંખ્યા પછી એનો ભય ઓછો થયો. હવે એને લાગ્યું કે રાણો એકલો આપણી સામે થઈ શકશે નહિ. પણ એ ગણતરી કરવામાં એણે ભૂલ ખાધી. એણે ધાર્યું કે હવે હિંદુઓ ઉપર ઘણી મુદ્દતથી બંધ પડેલો જજીઆવેરો નાંખવામાં એને અંતરાય નડશે નહિ, પણ તે એની ભૂલ હતી. મારવાડના રાજાનું ખૂન કરાવ્યા પછી તેના કુટુંબને કેદ કરવાનો

એણે ઠરાવ કર્યો, તેથી રજપૂતોએ જાણ્યું કે હવે ઔરંગજેબ જેવા ખૂનીના સામા થયા વિના આપણો છૂટકો નથી. જશવંતસિંગના કુટુંબને કેદ કરવાને મોકલેલા પાંચ હજાર પાદશાહી લશ્કર સામે રજપૂતો માત્ર અઢીસેં હતા તોપણ સામા થયા, અને જ્યાંસુધી મહારાજાનું કુટુંબ સલામત જગાએ પહોંચ્યું ત્યાંસુધી એક જગાએ ઊભા રહી લડયા. જશવંતસિંગનો કુંવર અજીતસિંગ બાળક હતો. તેની મા રાણાના ઘરની હતી. માટે તે પોતાના છોકરાને લેઈ રાણાને શરણે આવી. રાણાએ રાઠોડ સરદાર દુરગાદાસની સંભાળનીચે અજીતસિંગને કેલવામાં રાખ્યો. એની મા ઉદેપુરમાં પાદશાહની સામાં થવાને રાણાને ઉશ્કેરવા લાગી. રજપૂતસ્થાનનાં આ પ્રમાણે બે જબરાં રાજ્ય એકજ લાભની ખાતર પાદશાહત સામાં જોડાઈ ગયાં. એ પ્રમાણે પેહેલાં કોઇ વાર બન્યું નહોતું. અને આ વખતે માણસની ભૂલ ભરેલી ખાસિયતથી જે ભૂલો થાય તે થઇ નહોત તો મોગલાઇ રાજ્ય બિલકુલ ઊંધું વળત.

ઔરંગજેબે હિંદુઓ ઉપર જજીઆવેરો નાંખ્યો તે નહિ નાંખવા માટે રાણાએ નીચે પ્રમાણે ઔરંગજેબને કાગળ લખ્યો. એ કાગળ હિંદુ પ્રજા તરફથી લખેલો છે. કેમકે હિંદુઓનો એ મૂખ્ય મહારાજા હતો. એ કાગળમાં એણે બતાવ્યું છે કે હું તમારા વિચાર સાથે મળતો આવતો નથી. લખાણમાં તેણે નિયમિત ઠરાવ દર્શાવ્યો છે, ને એમ કરવામાં ડહાપણથી ઠપકો આપી પોતાની લાગણી અને ઉદારતા બતાવ્યાં છે. એમાં એવા ઇશ્વરી ઉમદા વિચાર અને પવિત્ર પરોપકારવૃત્તિ જણાવી છે કે તેનો, આ દુનિયામાં આજ સુધીમાં લખાયલાં બીજાં સર્વોત્કૃષ્ટ લખાણો સાથે મુકાબલો કરી શકાય. એ પત્રમાં ધર્મનાં સઘળાં સ્વાભાવિક મૂળતત્વો આવેલાં છે. તેથી એ પ્રતાપી મહારાણાને નીચેનું વાક્ય બરાબર લાગું પડેછે. "જેમને કાયદા નથી તેઓ સ્વાભાવિક પ્રેરણાથી કાયદામાં કહ્યું હોયછે તેજ પ્રમાણે ચાલેછે. અને તેજ તેમના કાયદા થાયછે."

જગતકર્ત્તાના મહિમાનાં અને ઔરંગજેબની કિર્ત્તિનાં યોગ્ય

વખાણ કર્યા પછી રાજસિંગ લખેછે કે "આપની કિર્તિવંત હજુરથી આપનો શુભેચ્છક હું જુદો પડેલોછું, તોપણ આપની આજ્ઞા પાળવાને અને રાજના ખેરખાહ તરીકે યોગ્ય હુકમોનો અમલ કરવાને બહુ આતુરછું. જેમ હિંદુસ્તાનના દરેક રાજા, ઉમરાવ, મીરજા, વગેરેનું હું કલ્યાણ ચાહુંછું, અને તેમાટે મહેનત કરૂંછું તેમ ઈરાન, તુરાન, રૂમ, ને દુનીઆના સઘળા લોકોનું અને જમીન ને દરિઆપરના મુસાફરોનું પણ ઈચ્છુંછું. મારી એ ઇચ્છા જગપ્રસિદ્ધછે અને તે ઉપર આપ સાહેબ પણ વહેમ લાવી શકશો નહિ. મેં આજ સુધી પાદશાહીની જે ચાકરી કરીછે તે તરફ જોતાં તથા આપ સાહેબના રેહેમ દીલ ઉપર વિચાર કરતાં નીચે લખેલી રૈયતનું ને આપનું કલ્યાણ થાય એવી અરજ ઉપર આપ ધ્યાન આપશો એવો ભરોંસોછે.

મારા-આપના શુભેચ્છકના સામું કાવતરૂં કરવા માટે લાખો રૂપીઆ આપ સાહેબે ખરચી નાંખ્યાછે, તથા આપનો ખાલી ખજાનો ભરવા માટે આપ સાહેબે નવા નવા વેરા નાંખ્યાછે, એવા સમાચાર મને મળ્યાછે.

પણ આપને નમ્રતા પૂર્વક અરજ ગુજારવાની કે આપના વડીલ મહંમદ જલાલુદ્દીન અકબર જે હમણાં સ્વર્ગમાં બીરાજેછે, તેમણે બાવન વરસ સુધી આ પાદશાહત નેક ઈનસાફથી ને સલાહશાંતિથી ચલાવી. અને તેમની રૈયત ખ્રીસ્તી હોય, મુસલમાન હોય કે ઇસ્રાયલ હોય, પણ તેમણે દરેક જાતના લોકોને સુખમાં ને શાંતિમાં રાખ્યા. તેઓ બ્રાહ્મણ હોય, અથવા જેઓ તત્વોનું અમરપણું સ્વિકારતા નથી તે પંથના હોય, અથવા જેઓ દુનીઆ એની મેળે થઇછે, અને જગતકર્ત્તા છેજ નહિ, એવું માનનારા હોય; તોપણ તેઓને સરખી સહાય કરતા તથા તેઓ ઉપર સમાન દૃષ્ટિ રાખતા. સઘળા ઉપર સમ પ્રીતિ રાખવાથી તથા રક્ષણ કરવાથી એમની પ્રજા એમને જગતગુરૂના ઉપનામથી ઓળખતી હતી;

મહંમદ નુરે ઉલદ્દીન જહાંગીર જે હાલમાં સ્વર્ગમાંછે તેમણે બાવીશ વરસ સુધી પોતાના પિતાની પેઠે પોતાની પ્રજાનું સમાન ભાવથી રક્ષણ કર્યું. અને તેથી તેમના મળતીઆ હમેશ લગી તેમને વળગી રહ્યા અને દરેક ઠેકાણે વિજય મેળવ્યો. તેમજ પ્રતાપી શાહજહાને પણ બત્રીશ વરસ સુધી દયા ને નેકીથી રાજ ચલાવ્યું, અને તેથી તેઓ પોતાની પાછળ પોતાનું અમર નામ મુકી ગયાછે.

તમારા બાપદાદાઓની એવી પરોપકાર વૃત્તિ હતી. અને એ પ્રમાણે વર્ત્યાથી-તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં વિજયશાળી થયા, રાજમાં આબાદી કરી શક્યા, તથા તેઓ ઘણા દેશ પોતાને તાબે કરી શક્યા. અને આપ સાહેબના રાજમાંથી ઘણા મૂલક છૂટા પડી ગયાછે. તથા બધા રાજમાં લૂટફાટ અને અંધાધુધી પસરીરહ્યાંછે, એટલે હજુ બીજા મૂલક પણ જુદા પડતા જશે. તમારી પ્રજા પગનીચે ચગદાઈ ગઈછે, અને આપના રાજમાંનો દરેક પ્રાંત કંગાળ થઇ ગયોછે. મૂલક ઉજડ પડતાં જાયછે અને આપદાઓ વધતી જાયછે. જ્યારે પાદશાહી મહેલમાં ને રાજદરબારમાં કંગાળ્યતા પસરી ગઇછે, ત્યારે ઉમરાવોની તો કોણ જાણે કેવીએ સ્થિતિ હશે! પાદશાહી લશ્કર પગાર નહિ મળ્યાથી નારાજછે, વેપારીઓ જૂલમની ફરીઆદ કર્યા કરેછે, મુસલમાનો નાખુશછે, હિંદુઓ મરણીઆ થયાછે; અને રાત્રે વાળું કરવાનું પણ મળતું નથી એવા જથાબંધ લોકો મરણીઆ થઈ ગુસ્સામાં આખો દીવસ અહીં તહીં ભટકેછે.

આવા કંગાળ લોકો ઉપર જે રાજા મોટા મોટા વેરા નાંખે તે રાજાનું માન કેમ સચવાય ? હમણાં હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી એવું કહેવાયછે કે દિલ્હીનો પાદશાહ હિંદુ ફકીરો ઉપર દ્વેષ રાખીને બ્રાહ્મણ, જોગી, વેરાગી, સંન્યાસી વગેરે ઉપર વેરો નાંખવાનોછે. તૈમુરના વંશજોની આબરૂની કાંઈ પણ દરકાર રાખ્યા વગર નિરપરાધી ને એકાંતવાસી ભક્તો ઉપર એ

પોતાની સત્તા ચલાવવાને કર નાંખવા તૈયાર થયોછે, એમ કહે- વાયછે. જો આપ સાહેબને જે પુસ્તકો દેવતાઇ મનાયછે તે ઉપર (મુસલમાની ધર્મમાં કુરાન, હિંદુઓમાં વેદ, ખ્રીસ્તીઓમાં બાઈ- બલ ઈ૦) વિશ્વાસ હોય, તો તે પુસ્તકોમાંથી આપને માલમ પ- ડશે કે પરમેશ્વર તે માણસ માત્રનો છે. મુસલમાન એકલાનો ન- થી. ખુદાની આગળ મુર્તિપૂજક અને મુસલમાન બંને સરખાછે. માણસના જુદા જુદા રંગ તે એ ખુદાની બનાવટ છે. અને માણસ માત્રને હયાતી આપનાર તે, એ એકજછે. તમારી મસીદોમાં તે- નીજ સ્તુતિ કરવાને મુલ્લાં પોકારેછે; અને હિંદુઓના દેવળમાં કે જ્યાં ઘંટ વગાડવામાં આવેછે ત્યાં પણ તેનીજ પૂજા થાયછે. એક બીજાના ધર્મની નિંદા કરવી તે જગતકર્ત્તાની મરજીની સામા થવા જેવું છે. કેમકે જો આપણે કોઈ છબી બગાડીએ તો તેથી તેના ચીતારાની આપણા ઉપર નાખુશી થશે. એક કવિ કહેછે કે "જગતકર્ત્તાનાં અગણિત કામો બરાબર રીતે નીહાળીને જોવાનું કે ખોડ ખાંપણ કહાડવાનું ડોળ કરતો નહિ."

હેવટે મારે કહેવું જોઇએ કે આપ સાહેબ હિંદુઓ ઉપર જે વેરો નાંખોછો તે ન્યાયથી પણ ઉલટોછે. તથા તેમ કરવું તે સારા રાજાનું લક્ષણ પણ નથી. કેમકે તેથી દેશ દરિદ્રી થઈ જશે. વળી એ વેરો નવાઇનોછે, અને હિંદુસ્તાનના સ્થાપિત ધારાને તો- ડનારોછે. પણ જો ધર્માંધપણાથી આપ સાહેબ આ પગલું ભર- વાને ઉશ્કેરાયા હો તો ન્યાયની રીતે એ વેરો પ્રથમ હિંદુઓમાં મોટા મનાતા રામસિંગ પાસે માગવો જોઈએ અને પછી આપ- ના શુભેચ્છક મારી પાસે માગવો જોઇએ, કે જેમ કરવાને આ- પને વધારે મુશ્કેલી નહિ પડે. પણ કીડીઓ અને માખીઓને કચરી નાંખવી એ બહાદુર અને દયાળું મનના માણસને યોગ્ય નથી. આવા સીધા અને માનકારી નિયમોમાં આપના પ્રધાનોએ આપને સલાહ આપવાની ભૂલ કરી એ બહુ આશ્ચર્યની વાતછે."

આ કાગળથી, અજીતસિંગને આશરો આપ્યાથી, અને પો-

તાનો વિવાહ કરેલી રજપૂતાણીનું રાણાએ હરણ કરવાથી, ઔરં-ગજેબને રાણા ઉપર ઘણો ગુસ્સો ચડયો, અને એક જબરા રા-જાને જીતવા જેવી જબરી તૈયારી મેવાડ જીતવા માટે કરવા માં-ડી. મેવાડનું રાજ્ય મોગલ પાદશાહત રૂપી આકાશમાં માત્ર તા-રા માફક હતું. પણ એ જબરી તૈયારી કરવામાં મોગલ પાદશાહે મેવાડના રાજાને જબરૂં માન આપ્યું એમ કહીએ તો ચાલે. કેમકે એણે મેવાડ સામી લડાઇ કરવાને આખા હિંદુસ્તાનનું લશ્કર એકઠું કર્યું. બંગાળાના સૂબા અકબર (ઔરંગજેબનો દીકરો) ને પાછો બોલાવ્યો. તથા આજીમને કાબુલમાંથી ને મોઆજીમને દક્ષિ-ણમાંથી બોલાવ્યો. અને એ બધાનું એકઠું લશ્કર લેઈ પાદશાહ મેવાડ ઉપર ચાલ્યો. પાદશાહનું જબરૂં લશ્કર આવતું સાંભળી નીચાણનો બચાવ નહિ થઇ શકે એવો મૂલક તજીને મેવાડીઓ પ-હાડોમાં ભરાયા હતા. તેથી આ નીચાણનો મૂલક જલદીથી પા-દશાહને હાથ આવ્યો. ચિતોડ, માંડલગઢ, મંદીસર, જીરણ, અને બીજા કેટલાક મજબૂત કિલ્લા પાદશાહની સામે થયા પછી તાબે થયા. અને ત્યાં મોગલાઈ કિલ્લેદાર રાખ્યા. એ દર્મિયાન રાણો અરવલીમાં ભરાઇ બેઠો અને સઘળા રજપૂતો દૃઢ નિશ્ચય કરી પોતાના રાજ્યનો, આબરૂનો ને ધર્મનો બચાવ કરવાને રાણાની આસપાસ એકઠા થયા. પશ્ચિમ ભણીના પહાડી ઠાકોરો પાલીંદાસ, પાલીપત વગેરે હજારો તીરકામઠાવાળા લોકોનું લશ્કર લેઇ હિંદુપત (હિંદુઓનો ધણી—રાણો) ને આવી મળ્યા. રાણાએ પોતાના લશ્કરના ત્રણ ભાગ કર્યા. પોતાના પાટવી કુંવર જેસિંગને અરવલીના શિખરપર રાખ્યો. તે દુશ્મનો આવે કે પર્વતની બંને બાજુ તરફથી હુમલો કરવાને તૈયાર થઇ બેઠો. કુંવર ભીમસિંગને પશ્ચિમ તરફ ગુજરાત સાથે વ્યવહાર ખુલ્લો રાખવાને મોકલ્યો અને રાણો પંડે મુખ્ય લશ્કર લેઇ નાએનઘાટનો રસ્તો રોકી બેઠો. દુશ્મનો ડુંગરમાં પેસે કે તેમને નાસવાનો રસ્તો બંધ કરી ઘેરી લેવા એવો એનો ઈરાદો હતો. ઔરંગજેબ દોબારી સુ-

ધી આવ્યો, અને ખીણુમાં પેસવાને બદલે તૈબરખાનની સલાહથી ત્યાં મુકામ કરી રહ્યો, અને અકબરને પચાસ હજાર લશ્કર આપી ઉદેપુર ઉપર મોકલ્યો. આ પ્રમાણે કરવાથી પાદશાહ ઘેરાઇ જતો બચ્યો. નહિતો તે રજપૂતોની યુક્તિબંધ ગોઠવણમાં ફસાઈ ગયો હોત. રજપૂતોની આ યુક્તિ શક્તાવત સરદાર ગરીબદાસની રચેલી હતી. ઉદેપુર પર્વતોથી ગોળાકારમાં ઘેરાયલુંછે, ને વચ્ચે ખીણુમાં વસેલુંછે. એની ને અરવલીની તળેટીની વચ્ચે માત્ર પેશોલા સરોવર છે. એ ખીણુ ઉત્તરદક્ષિણુ ચૌદ ને પૂર્વ પશ્ચિમ અગીઆર મૈલ છે. આસપાસના પર્વતો આઠસેંથી બારસેં ફૂટસુધી ઊંચાઇનાછે. ઉદેપુર ઉપર જવાના પૂર્વ તરફથી ત્રણુ માર્ગ છે. ઈશાન તરફનો દેલવાડાનો, મધ્યનો દેબારીનો ને ત્રીજો અગ્નિકોણુનો નાએનનોછે. તેમાં બીજો રસ્તો વધારે સહેલો હોવાથી પાદશાહે તે રસ્તાના નાકા ઉપરના ઉદેસાગર તળાવ ઉપર મુકામ કર્યો.

અકબર આગળ ચાલ્યો. ઉદેપુર જતા સુધી એક પણુ માણુસ તેને સામો મળ્યો નહિ. મહેલો, બાગો, તળાવ, બેટ એ બધું જોયું પણુ એકે માણુસ દીઠું નહિ. સઘળું શાંત હતું. અકબરે મુકામ કર્યો. કેટલાક શિકારે ગયા, કેટલાક રસોઈએ વળગ્યા, ને કેટલાક રમતે વળગ્યા. એવામાં રાણાના પાટવી કુંવર જેસિંગે અણુચિંતો હુમલો કર્યો. મુસલમાનો ચોરી કરવા આવ્યા છતાં ઊંઘી ગયાથી તેમનો ધાણુ નીકળી ગયો. એવામાં રાણાના પંડના કેટલાક માણુસોએ આવીને અકબરના લશ્કરને પાદશાહના લશ્કર સાથે મળી જવાનો રસ્તો રોકયો. તેથી અકબરે ગંગુદાને રસ્તે મારવાડ તરફ નાસી જવાનો વિચાર કર્યો. પણુ તે રસ્તો તેમને વધારે પીડાકારી હતો. રાણાના પહાડી ભીલ સરદારોએ એ રસ્તો રોકયો હતો. તેમણે પહાડની સાંકડી નાળની અંદર લાકડાં વગેરે નાંખીને રસ્તો બંધ કર્યો હતો, ને શિખરો ઉપર પોતે તૈયાર ઊભા હતા. મુસલમાનોને આગળ જતાં અટકાવી તેમના ઉપર તેઓ તૂટી પડયા. અને જેસિંગે પોતાના લશ્કરવડે નાળમાં-

થી પાછા આવવાનું મેં બંધ કર્યું. હવે અકબરને તાબે થયા વગર ઊગરવાનો રસ્તો નહોતો. પણ જેસિંગ મુસલમાનો ઉપર વિશ્વાસ રાખવાથી ઠગાયો. પહેલાં પૃથુરાજ ચોહાણ પણ શાહબુદ્દીનથી એજ રીતે છેતરાયો હતો. અકબરે કાંઇ ઉપાય ન દીઠો ત્યારે જેસિંગ સાથે સલાહનું કહેણુ ચલાવ્યું. જજીઆવેરો ન લેવા માટે, ને મારવાડના રાજ્ય વારસને રાજ્ય સોંપવામાં હરકત નહિ કરવા માટે વચન આપ્યું. તે એવી સરતે કે, અકબરને અને તેના લશ્કરને સહી સલામત ભોમીઆ આપી જવા દેવા. જેસિંગ મુસલમાનોના જૂઠા વચન ઉપર છેતરાયો. તેણે ભોમીઆ આપી ઘેરાઇ ગએલા અકબરને તેના લશ્કર સાથે જીલવાડાને રસ્તે સહી સલામત જવા દીધો. તેથી તેઓ ચિતોડ ગયા ત્યાંસુધી અટક્યા નહિ.[1]

બીજું એક પાદશાહી લશ્કર પ્રખ્યાત દીલીરખાનની સરદારી નીચે મારવાડ ભણીથી દેસુરીને માર્ગે આવ્યું. આ લશ્કર ઘણું કરીને અકબરને છોડવવા માટે આવ્યું હશે. તેમને અંદર દાખલ થવા દીધા પછી તેઓ જ્યારે એક લાંબી સાંકડી નાળમાં આવ્યા ત્યારે તેમના ઉપર રાણાના સરદાર ભીખારામ સોળંકીએ[2] અને ગોપીનાથ રાઠોડે[3] હુમલો કર્યો અને સખત લઢાઇ કરી મુસલમાનોને તારાજ કરી નાંખ્યા, અને ઘણાને કેદ પકડ્યા.

આ પ્રમાણે પાદશાહી લશ્કરની હાર થવાથી રાણાએ ઔરંગજેબ ઉપર એકદમ હુમલો કરવાનો ઠરાવ કર્યો. ઔરંગજેબ ને આજીમશાહ દોબારીના નાકા આગળ અકબર અને દીલીરખાનની

---

૧ ઓરમોર્કે જેની પાસે આ વખતના ઇતિહાસની કીમતી વિગતોછે, તે એમ કહેછે કે આ પ્રમાણે ઘેરાઇ ગયો તે ઔરંગજેબ પંડે હતો. બેચાર ઘેરાઇ ગએલો દમાથી છૂટ્યા પછી ઔરંગજેબ અજમેર જઇને રહયો ને પછી તેના બે દીકરાની સરદારી નીચે લડાઇ ચલાવી. સન ૧૬૭૯. પણ મેવાડના ઇતિહાસમાં ઔરંગજેબ બહાર હતો અને અકબર ઘેરાઇ ગયો હતો એમ કહેછે.

૨ રૂપનગઢનો ઠાકોર. ૩ ગોદવાડમાંના ગનોરાનો ઠાકોર.

લડાઈનું શું પરિણામ થાયછે તેની રાહ જોતા બેઠા હતા. તેમના ઉપર રાણાના અને રાઠોડના લશ્કરે હુમલો કર્યો. રાઠોડનો સરદાર દુરગાદાસ હતો. રજપૂતોની તરવારોના ઝપાટા આગળ મોગલો ટકી શક્યા નહિ. મુગલાઈ તોપખાનાવાળા ફ્રાંક હતા, તોપણ તેઓ ક્રૂર ઔરંગજેબનું રક્ષણ કરી શક્યા નહિ. ઔરંગજેબ બાયલાની માફક નાસી ગયો, એનું લશ્કર ધવાઇ ગયું ને એનો સામાન સરંજામ રાણાના હાથમાં આવ્યો. રાણા તરફના પણ ઘણા સરદારો પડયા. રાણાના સરદાર મોહકમ અને શકતાવતે પાદશાહી ઝુંડો, હાથીઓ, ને સામાન પકડીને રાણા આગળ રજુ કર્યાં. આ પ્રખ્યાત લડાઈ સન ૧૬૮૦માં થઇ.

પાદશાહ નાસીને ચિતોડ ગયો ને ત્યાં એનું વીખરાઈ ગએલું લશ્કર એકઠું થયું. શિવાજીને સ્વતંત્ર થતો અટકાવવાને દક્ષિણમાં મોઆજીમને રાખ્યો હતો, પણ ઉત્તરમાં આ પ્રમાણે હાર થવાથી એ કામ પડતું મૂકી મોઆજીમને તાકીદથી ઉત્તરમાં આવવાને હુકમ કર્યો. દર્મિયાનમાં પ્રતાપી જેમલના વંશના શામલદાસે અજમેર ને ચિતોડ વચ્ચેનો પાદશાહનો સંબંધ તોડી નાંખ્યો, તેથી પાદશાહ ગભરાયો. એટલે આજીમ અને અકબરને વધારે મદદ મળતા સુધી કેમ વર્ત્તવું, એ સમજાવી આ પાપી જીવ ફજેત થતો મેવાડ છોડીને અજમેર ગયો. ત્યાંથી બારહજાર લશ્કર આપીને પોતાના છોકરાઓ માટે ખોરાકી પોશાકી આપી શામળદાસ સામો મોકલ્યો. શામળદાશને રાઠોડ લશ્કરની મદદ મળ્યાથી પુરમાંડલ આગળ તેણે પાદશાહી લશ્કરને હરાવી અજમેર ભણી પાછું હઠાવ્યું.

આ પ્રમાણે જ્યારે રાણો, તેનો પાટવી કુંવર અને તેના સહાયકારીઓ જીત મેળવતા હતા, ત્યારે કુંવર ભીમસિંગ કાંઈ આળસુ બેસી રહ્યો નહોતો. એણે ગુજરાત ઉપર હુમલો કરી ઈડર ગઢ જીતી લીધો; તથા તેના કિલ્લેદાર હુસેનને અને તેના લશ્કરને નસાડી મૂક્યાં. ત્યાંથી તે વડનગરને માર્ગે પાટણ આવ્યો, ને

તે શહેર લૂટી લીધું. સિદ્ધપુર, મોડાસા અને બીજાં કેટલાંક શહેરો પણ એજ રીતે લૂટીને તે સૂરત ઉપર ઝડપથી જતો હતો, એટલામાં તેણે લૂટેલાં માણસોએ રાણા આગળ જઇને અરજ કરી કે હવે ભીમસિંગને લૂટ ચલાવવાનું બંધ રાખવા હુકમ કરો તો સારૂં. એથી રાણાને દયા આવ્યાથી તેણે તેને પાછો બોલાવી લીધો. ધન્યછે મહાન મનના રાણાજી તમને. પોતાની પૂર્ણ જીતના મદમાં પણ ન છલકાતાં પોતાના શત્રુની રૈમતને પીડવી બંધ કરી, એ તમારા મોટા મનને ધન્યછે.

દયા રાખવી એ રજપૂતોનો ખાસ ગુણ છતાં ક્રૂર ઔરંગઝેબના બેઈમાનીપણાને લીધે તેઓ તેના જૂલમનો બદલો વાળવા લાગ્યા. દયાળશાહ નામે રાણાજીના ચપળ ને બહાદુર પ્રધાને કેટલાક સવારો લેઇને નર્મદા ને બેટવા સુધીનો માળવા પ્રાંત લૂટીને ઉજ્જડ કર્યો. સારંગપુર, દેવાસ, ઉજ્જન, સારૌંજ, માંડુ, ચંદેરી વગેરે શહેરો લૂટી લીધાં ને અસંખ્યાત માણસો કાપી નાંખ્યાં. દયાળશાહના ડરથી સ્ત્રીઓ ને છોકરાં તજીને મરદો જતા રહ્યા, અને લૂટનારા જે નહિ લેઇ જઇ શક્યા તે સઘળું બાળી નાંખ્યું. મુસલમાનોએ હિંદુઓ ઉપર જૂલમ કર્યો હતો તેનો બદલો વાળવાને તેમણે કાજીઓને પકડીને તેમની દાડી મૂડાવી અને કુરાનને કૂવામાં નાંખી દીધાં. દયાળશાહે દયા તજી દીધી અને માળવા ઉજ્જડ કરી મૂક્યો; તથા માળવાની લૂટવડે મેવાડનો ખાલી ખજાનો તર કર્યો. આ પ્રમાણે જીત મેળવી તે મેવાડના પાટવી કુંવર જયસિંગના સૈન્ય સાથે મળી ગયો અને ચિતોડ આગળ આજીમ સાથે લડાઈ કરી. આ લડાઈમાં મેવાડના મુખ્ય સામતો, રાઠોડો અને બંનેના સહાયકારીઓ[1] સામેલ હતા. આજીમશાહ ઉ-

---

૧ મોહકમ અને ગંગા શકતાવત, સલુંબ્રાનો રતન ચંદાવત, સાદરીનો ચંદ્રસેન ઝાલા, બેડલાનો સુબળસિંગ ચોહાણ, ને બીજોલીનો વઇરીસિંગ પુંવાર એ મુખ્ય હતા- લડાઈની આગલી રાતે તેમાંના ચાર જણાએ ભાષણ કરેલાં મેવાડના ઈતિહાસમાં નોંધેલાં છે.

પર મેવાડીઓએ અચ્છી જીત મેળવી. રજપૂતો રણથંભોર સુધી મુસલમાનોની પાછળ પડ્યા. આજીમ રણથંભોરમાં ભરાઈ ગયો. પાછલે વરસે આજીમે ચિતોડ જીત્યું હતું તેનો એ રીતે રજપૂતોએ ઠીક બદલો વાળ્યો. એ પ્રમાણે મુસલમાનોને મેવાડમાંથી હાંકી કહાડ્યા પછી રાણાએ કુંવર અજીતસિંગને સહાય કરવા મારવાડ તરફ હુમલો કરવાને લશ્કર મોકલ્યું. મેવાડી અને મારવાડીઓ ગોદવાડના મુખ્ય શહેર ગનોરે ગયા. સીસોડીઆનો સરદાર કુંવર ભીમસિંગ હતો તે રાઠોડો સાથે મળી ગયો અને મુસલમાની લશ્કરના સરદાર અકબર અને ટૈબરખાનને લડાઈ કરીને હરાવ્યા. એક રજપૂત સરદારે પાંચસેં પાદશાહી ઉંટ પકડીને તેમના ઉપર બળતાં સળગાવી પાદશાહી લશ્કરમાં હાંકી મૂક્યાં. તેથી પાદશાહી લશ્કરમાં ગડબડાટ થઇ રહ્યો. તેવામાં રજપૂતોએ હુમલો કર્યો. આ પ્રમાણે વારા ફરતી જીત મેળવ્યાથી રાણાએ જૂલમી ઔરંગજેબને ગાદીએથી ઊઠાડીને તેના કુંવર અકબરને ગાદી અપાવવાનો વિચાર કરવા માંડ્યો. ઔરંગજેબે પણ એના બાપને કેદ કરી રાજ લીધું હતું, તેથી તે વિચાર અકબરને પણ ગમ્યો. અને એક બીજાનાં માણસો ઠરાવ કરવાને એક બીજાની છાવણીમાં આવવા લાગ્યાં. પણ ઔરંગજેબમાં જે સાવધપણું હતું તે અકબરમાં નહોતું. એમની યુક્તિ પાર પડવાની તૈયારીમાં હતી, તેવામાં ઔરંગજેબને એ વાત માલમ પડ્યાથી તે ભાગી પડી. બંને લશ્કર એકઠાં મળી ગયાં હતાં, અને અકબરને તખ્તનશીન કરવાનો દિવસ પણ જોષીઓએ નક્કી કર્યો હતો. પણ તે દર્મિયાન બાતમીદારોએ ઔરંગજેબને ખબર આપી. ઔરંગજેબ પાસે માત્ર પોતાનાં ખાસ માણસોજ હતાં, તેથી જે રસ્તે એ ગાદીએ બેઠો હતો તે રસ્તો ભય ટળતા સુધી પકડ્યો. અકબર એક મજલ દૂર હતો. આજીમ ને મોઆજીમ ઘણા દૂર હતા. એક પળ પણ ખોવાનો વખત નહોતો. તેથી તેણે પોતાના દીકરા ઉપર એક કાગળ લખ્યો અને એક છૂપા જાસુસ મારફત રજ-

પૂતોના સરદાર દુરગાદાસના તંબુમાં નખાવ્યો. જાણે રજપૂતો પાદશાહ સાથે લડવા આવે ત્યારે અકબરે દગો કરી એકદમ રજપૂતો ઉપર હુમલો કરવાનું ઠરાવી તે બાબત ઔરંગજેબને કાગળ લખ્યો હોય તેનો જવાબ ઔરંગજેબ અકબરને લખતો હોય કે તમે ઠીક યુક્તિ રચીછે, એવી મતલબનો આ કાગળ હતો. જ્યારે શીરશાહે મારવાડના રાજા માલદેવ ઉપર હુમલો કર્યો, ત્યારે એજ યુક્તિ કર્યાથી શીરશાહ પણ બચી ગયો હતો. અને શિવાજી સાથેની લઢાઈમાં પણ એજ યુક્તિ કરવાથી ઔરંગજેબ પંડે ફાવ્યો હતો. તેમ આ વખત પણ તે ફાવી ગયો. રજપૂતો અકબરથી છૂટા પડી ગયા. ટૈબરખાને પાદશાહનો જીવ લેવા હુમલો કર્યો તેમાં તે મરાયો. અને આ ભેદ ખુલ્લો થાય તે પહેલાં તો આજીમ ને મોઆજીમ લશ્કર લેઇ આવી પહોંચ્યા. ઔરંગજેબ બચી ગયો. તોપણ રજપૂતોએ અકબરને આશરો આપ્યો. પણ ત્યાં રહેવાથી એનો બાપ દગો કરી પકડી લેશે, એ દહેશતથી દુરગાદાસની[1] સરદારી નીચે પાંચસેં રજપૂતો એને મૂકવા મોકલ્યા. તેઓ મેવાડ ને ડુંગરપુરને પહાડી રસ્તે નર્મદા ઓળંગી મરાઠા સરદાર શંભાજી પાસે પાલરગઢ મુકામે મૂકી આવ્યા. ત્યાંથી અકબર એક અંગ્રેજી વહાણમાં બેસી ઇરાન ગયો.

અકબર શંભાજી પાસે નાસી ગયાથી ઔરંગજેબને વધારે ચટપટી થઈ. રજપૂતો સાથે લડાઈ હવે જારી રાખી મરાઠા ભેળો અકબરને સલામત રહેવા દેવામાં એને વધારે દહેશત લાગી. તેથી એ લડાઇ બંધ પાડવાને તે ઇચ્છવા લાગ્યો. પણ સલાહ કરવા માણસો મોકલતાં પાદશાહને હલકાઇ જણાઈ. સલાહ શી રીતે થાય એ મુશ્કેલી આવી પડી. પણ તે મૂશ્કેલી એક ર-

---

૧ દુરગાદાસ લુણી નદી ઉપરના કુનારાનો ઠાકોર હતો. ઔરંગજેબના કબજામાંથી અજીતસિંગને છોડવનાર એ હતો. અને અજીતની બાલ્યાવસ્થામાં પોતાના દેશની સ્વતંત્રતા માટે રાઠોડોની સરદારી લેઇ લડનાર પણ એજ હતો. એ અકબરને મૂકવા જતો હતો ત્યારે ૪૦ હજાર સોનાના દીનાર આજીમે આપવા માંડયા હતા. પણ એ લાંચ દુરગાદાસે ધિક્કારી કહાડી હતી.

જપૂત સરદારે દૂર કરી. એ સરદાર પાદશાહી છાવણી છોડીને પોતાને વતન જવાને મીશે નીકળ્યો. રસ્તામાં આવતાં વિવેક ખાતર રાણાની મુલાકાતે ગયો. વાત ઉપર વાત કરતાં લડાઈની વાત નીકળી. ત્યારે પોતે દિલગીરી બતાવી કહ્યું કે પાદશાહ પંડે સલાહ કરવા માણસો નહિ મોકલે, પણ તમે મોકલશો તો તે કબુલ કરશે ખરો; તે ઉપરથી રાણાએ સલાહ કરવા તેનેજ મોકલ્યો. એ રજપૂત સરદાર તે વિકાનેરનો રાજા શ્યામસિંગ હતો. પણ વર્ષાઋતુ સુધી ઔરંગજેબે સલાહ નહિ કરતાં લંબાવી. વર્ષાઋતુમાં લડાઇ બંધ પડી અને તે દર્મિયાન એણે પોતાનું વીખરાઇ ગએલું લશ્કર એકઠું કર્યું, ને ફરીને લડવા માટે તૈયાર થયો. તેથી જજીઆવેરો બંધ થયા વગર જે મૂલક લીધો હોય તે રાણાને પાછો આપવાની અને જોધપુરનું રાજ અજીતસિંગને સોંપવાની સરતે સલાહ કરી. પણ એ સલાહ આગલા રાણાના વખતમાં થઇ. કેમકે તે થતા પહેલાં રાણો ગુજરી ગયો ઇ૦ સ૦ ૧૬૮૧.

મેવાડના આ સ્વદેશાભિમાની રાણાનો મોગલ પાદશાહ સાથે આ જગાએ મુકાબલો કરીએ પણ ખરેખરૂં કહીએ તો એ બંનેનો મુકાબલો કરવોજ ગેરવાજબીછે. કેમકે તેઓ બંને વચ્ચે સદ્ગુણોમાં આસમાન જમીનનો તફાવત હતો. એશિઆના કોઇ પણ રાજા કરતાં ઔરંગજેબે વધારે પાપનો સંગ્રહ કર્યો હતો. જીતમાં પણ શત્રુ ઉપર દયા કરવી તે શું એ જાણતોજ નહિ હતો. એટલુંજ નહિ પણ દુશ્મન તાબે થયો કે તેજ વખતે તેનું વેર લેવાને તે ચૂકતો નહિ. ગોવલકોંડાનો રાજા તાબે થયા પછી તેની એણે એજ રીતે માઠી વલે કરી હતી. આપણો રાજસિંગ એનાથી કેવા બિલકુલ ઉલટા ગુણનો હતો? પોતાના દુશ્મનની ખાખાવીખી કરી નાંખવાની પોતાનામાં પૂર્ણ સત્તા છતાં તેની રૈયતના દુઃખના પોકાર ઉપરથી દયા કરી તેણે પોતાના દીકરા ભીમસિંગને જીતના વખતમાં પણ કેવો પાછો બોલાવી લીધો? એતે ખરી દયા. પોતાના દેશનું રક્ષણ કરવામાં સરદાર તરીકે તે

ઘણો હોંશિયાર, ને સીપાઈ તરીકે બહુ બહાદુર હતો. રજપૂતાણીની આબરૂ જાળવતાં જે જે પરિણામો થાય તેનું જોખમ પોતાને માથે ખેંચી એણે જે દૃઢતા ને હિંમત બતાવી તે અનુપમછે. જજીઆવેરો નાંખ્યો ત્યારે એણે ઔરંગજેબને જે કાગળ લખ્યો તે ઉપરથી સ્પષ્ટ સમજાયછે કે તે સદ્ગુણી, બુદ્ધિવાન, પરોપકારી ને ચતુર રાજા હતો. એણે રાજસમંદ નામે એક તળાવ બંધાવ્યુંછે. તે ઉપરથી તે કળાવાન હતો એમ પણ જણાયછે. એ સરોવરનો થોડો એહવાલ તથા તે બંધાવાનું કારણ આ નીચે આપ્યુંછે.

એ સરોવર ઉદેપુરથી ઉત્તરમાં પચીશ મૈલપર આવેલું છે. અરવલીમાંથી નીકળતો ગોમતી નામે વહેળો એ તળાવમાં પાણી લાવવાને વાળી લીધેલોછે. એ સરોવર ઘણું ઊંડું ને બાર મૈલ ઘેરાવાનુંછે. તેની પાળ ને પગથી આરસપહાણની બાંધેલીછે. સરોવરની દક્ષિણે રાણાએ પોતાના નામથી ગામ વસાવ્યુંછે, તેને રાજનગર કહેછે. અને એને કાંઠે કાંકરોલી ગામછે એ સરોવર બાંધતાં સાત વરસ લાગ્યાંછે, અને ૯૬ લાખ રૂપિઆ ખરચ થયુંછે. જ્યારે આખા હિંદુસ્તાનમાં મોટો લાંબી મુદ્દત સુધી દુકાળ પડ્યો ત્યારે રાણાએ પોતાની રૈયતને આ ભારે દુઃખમાંથી છોડવવા માટે આ તળાવ બંધાવવા માંડ્યું હતું.એ કેવું પરોપકારનું કામ?

---

## પ્રકરણ ૧૫ મું.

### પશ્ચાદવલોકન.

રાણા રાજસિંગની સાથે મેવાડના સૂર્યવંશી રાણાઓનો કીર્ત્તિ સૂર્ય અસ્ત પામ્યો—મેવાડની જાહોજલાલી પૂરી થઈ. દુનિઆ ઉપર ચઢતી પડતી સૌની ચાલી જાયછેઃ દિવસને ઠેકાણે રાત્રિ ને રાત્રિને ઠેકાણે દિવસ થાયછે. તેમ મેવાડમાં પણ થયું. આસિરિઆ, ઇરાન, મિસર, ગ્રીસ, કાર્થેજ, ને રોમનું પણ એમજ

થયુંછે. એ રાજ્યો દુનીઆપર એકવાર ચક્રવર્ત્તી થઇ પ્રકાશતાં હતાં તે પ્રકાશ જતો રહ્યો, માત્ર નામનાંજ રહ્યાં. ને આસિરિઆ ને કાર્થેજનાં તો નામ પણ ઉખડી ગયાં-ઇરાનના પારસી રાજ્યને અને મિસરના મિસ્રી રાજને ઠેકાણે મુસલમાની રાજ્ય થયાં. રોમમાં રોમનોનું રાજ્ય નથી, ને ગ્રીસમાં સ્પાર્ટા નાબુદ થયુંછે. તો એ પ્રમાણે મેવાડનું રાજ્ય નામનું રહે એ કુદરતી છે. માટે આ ઠેકાણે મેવાડની જાહોજલાલી પૂરી કરી તે ઉપર એકવાર ફરીને નજર ફેરવી જવી જરૂરની જણાયછે. એ ઇતિહાસ ઉપરથી આપણા રાજા રાણાઓને અને પ્રજાને ઘણું શીખવાનું છે. મેવાડના રાણાઓનાં અને તેમની પ્રજાનાં પરાક્રમી કામો વર્ણવવાની ઉલટમાં રાજા પ્રજા વચ્ચેનો પ્રેમ અને તે પ્રેમ થવાનું કારણ યથાયોગ્ય વર્ણવ્યું નથી. મેવાડના રાણા ઈનસાફ કેવી રીતે આપતા, રાજ્ય વ્યવસ્થા કેવી રાખતા, વેરા કેવા ને કેટલા લેતા, લશ્કરી બંદોબસ્ત કેવો હતો, રૈયતના સુખ દુઃખ તરફ ને આબાદી વધારવા તરફ કેવું લક્ષ દેતા, એ સઘળું બરાબર વર્ણવ્યું નથી. પાછળ વર્ણવેલાં તેમનાં પરાક્રમ, સ્વદેશ પ્રીતિ, સ્વદેશ સ્વાતંત્ર્ય ચાહના, લોકોની રાજ્યભક્તિ, ને લશ્કરનાં સ્વાત્માર્પણમાંજ માત્ર રાજાની મોટાઈ રહેલી નથી. રાજાઓની મોટાઇ તે કરતાં પણ વધારે તેમની પ્રજાપર પ્રીતિ, ન્યાય આપવાની વૃત્તિ, રૈયતની આબાદીની ઈચ્છા, તેમનાપરની આપદા ઓછી કરવાની ઉત્કંઠા, અને તેમનું કલ્યાણ કરવાની લાગણીમાં રહેલીછે. એ બાબતોમાં મેવાડના રાણાઓ કેવા હતા તેનું વિશેષ વર્ણન આ ઠેકાણે કરવાથી તે નિરૂપયોગી નહિ ગણાય.

બાપા રાવળે ચિતોડ જીત્યું ત્યારથી તે રાણો રાજસિંગ થયો ત્યાં સુધીમાં પરાક્રમ હીન, પોતાની પ્રજા ને પટાવતોના પ્રેમ હીન, પ્રજા પટાવતોના કલ્યાણહીન, હાલના ઘણાખરા રાજાઓ જેવા મોજ શોખમાં તલ્લીન, દેશદાઝ ને સ્વદેશાભિમાનની લાગણી હીન, ને ગાડી, લાડી ને વાડીને આધીન રાજા કોઈકજ થયો હશે. કું-

ભારાણાને મારનાર ઉદયાસંગ હત્યારો, ને સંગનો પુત્ર વિક્રમજીત જ મેવાડની નિષ્કલંકી ગાદીને કલંક લગાડે એવા નીવડ્યા. રાજ્ય લોભથી હત્યારે પોતાના બાપને મારીને અને દિલ્હીના પાદશાહને પોતાની કુંવરી આપવાનું વચન આપીને મેવાડીઓનો કોપ ખેંચી લીધો ને હત્યારો એ નામ મેળવી ધિક્કાર પાત્ર ઠર્યો. પણ જાણે મેવાડની નિષ્કલંકી ગાદીને કલંક નહિ લાગવા દેવાની પરમેશ્વરનીજ ઈચ્છા નહોય, તેમ તે હત્યારા ઉપર વીજળી પડી. ને મરણ પામ્યો, ને તેની કુંવરી પાદશાહને વરતી અટકી. વિક્રમજીત અવિચારી, ઉછાંછળો ને સ્વછંદી હતો, એમ કહીએ તો તે ખોટું નથી, ને તેથીજ તેણે પોતાના સરદારોને નારાજ કર્યા. પણ એ અવિચાર, ઉછંકળપણું કે અવિવેકનું ફળ એને મળ્યું. રાજસત્તા ગમે તેવી દૈવી માનતાં છતાં વિક્રમજીતના પટાવતોએ તેને મેવાડની ગાદીને યોગ્ય નહિ જણાયાથી ઊઠાડી મારી નાંખ્યો ને બીજા યોગ્ય વનવીરને બેસાડ્યો. એ વિક્રમજીતનો ભાઈ ઉદયસિંગ પણ મેવાડના રાણાના નામને જેબ આપે એવો નહિ હતો. અકબરે જ્યારે ચિતોડને ઘેરો ઘાલ્યો ત્યારે એણે કોઇપણ રાણાએ નહિ કરેલું એવું નાસી જવાનું કામ કરીને બાયલાપણું બતાવ્યું—સ્વદેશ રક્ષણ કરતાં પોતાનો પ્રાણ વહાલો ગણી નાસી ગયો. એવો બાયલો પણ રાણાની પદવીને છાજતો નથી. આજ સુધીમાં રાણાની ગાદીએ બે ઉદયસિંગ થયા, એ બંને રાણાની કીર્ત્તિને કલંક લગાડે એવા નીકળ્યા. ને તેથી જાણે ઉદયસિંગ નામજ રાણાને છાજતું નહોય, તેમ તે પછી કોઇએ ઉદયસિંગ નામ ધારણ કર્યું નથી. રાર્જસિંગ સુધીના રાણાની વંશાવળીમાંથી એ ત્રણ નામ બાદ કરીએ તો બાકીના બધા રાણા પ્રજા પ્રિય ને ઉત્કૃષ્ટ હતા.

તે વખતે રજપૂતો પાસે લડાઈનાં હથીઆરોમાં માત્ર તરવાર, ભાલો, બરછી, કટાર ને જમૈયો હતો, ને પોતાના રક્ષણાર્થે બખતર ને ઢાલ હતાં. તથા મેવાડના પહાડી ભીલ વગેરે લોકો પાસે

તીર કામઠાં હતાં. રજપૂતો ઘોડા ઉપર લડતા ને ઘોડાના રક્ષણાર્થે તેના ઉપર પાખર નાંખતા. પાછલા વખતમાં દારૂનો ઉપયોગ માલમ પડયો ત્યારે રજપૂતોમાં બંધુકો વપરાવા લાગી; ને બાબર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તોપો લડાઈમાં લેવાઇ. તોપણ મેવાડની ચઢતીના વખતમાં એ તોપનો ઉપયોગ તો કવચિતજ થયો હતો.

તે વખતની લડાઈનાં સાધનોને અનુસરીને મેવાડના રાણા વ્યૂહ રચના કરતા. એ વ્યૂહ રચના કરવામાં તેઓ પોતાના દુશ્મનો કરતાં ઉતરતા નહોતા, એટલુજ નહિ પણ તેમના કરતાં સરસ સાધનવાળા તેમના મુસલમાન દુશ્મનો ઉપર જીત મેળવીને તેમણે તેમના કરતાં વ્યૂહ રચનામાં સરસાઇ મેળવીછે. શાહબુદ્દીન સામા લડવામાં પૃથુરાજે વ્યૂહ રચના કરવામાં સમરસી રાણાની સલાહ લીધી હતી. પૃથુરાજ રાસો લખનાર ચંદ પણ પોતાના પુસ્તકમાં વ્યૂહ રચનાના લખાણુમાં સમરસીનો આભાર કબૂલ કરેછે. માળવાના મહંમદ સામાં લડતાં કુંભાની, હલદીઘાટમાં પ્રતાપની, ને ઔરંગજેબ સામાં રાજસિંગની વ્યૂહ રચના તેમના પરાક્રમને જેબ આપે એવી હતી. તેમજ તેઓ રાજનીતિમાં પણ પ્રવીણ હતા. રાજ્યમાં ટંટા ફિસાદ થાય, પર રાજ્યો ચઢી આવે, પહાડી લોકો ચોરી કે લૂટફાટ ચલાવે, તો તેઓ ગમે તેવા એશઆરામમાં છતાં તે સુખ તજીને રૈયતને ભયમાંથી ને આપદામાંથી મૂક્ત કરવાને તેમની વહારે ચઢતા, ને લૂટારા કે દુશ્મનોને નસિહત આપી દૂર કરતા. રાજ્યનો બંદોબસ્ત રાખવામાં તેઓ એટલા ખંતીલા હતા કે શાંતિના વખતમાં લોકોને કોઇ પણ પ્રકારની ધાસ્તી રહેતી નહિ. લૂટ ચોરી થતી નહિ અને વેપાર રોજગાર ને ખેતી ધમધોકાર થતાં, ને તેથી રાજા પ્રજા બંનેને લાભ થતો. સમરસી, હમીર, લાખો, કુંભો વગેરે સઘળા મહાન રાણાઓ રાજ્ય બંદોબસ્ત રાખવામાં કુશળ હતા અને તેથીજ તેઓ પ્રજાને પ્રિય હતા.

મેવાડીઓની લાગણી પણ ઘણી તીવ્ર હતી. ઝીણી ઝીણી

બાબતમાં પણ પોતાની રજપૂતવટ બરાબર સંભાળતા. અને તે સંભાળવામાં ગમે તેટલું જોખમ હોય તેની તેઓ દરકાર રાખતા નહિ. હસમુખા લાખા રાણાએ મંડોરના રાવની કુંવરીનું શ્રીફળ આવ્યું ત્યારે કરેલું હસવું ચંદ્રસિંગને કેવું લાગ્યું. વૃદ્ધ લાખાએ માત્ર મશ્કરી કરી હતી, તોપણ ચંદ્રસિંગ તે ખરૂં માની તેને નહિ પરણવાની હઠ લેઇ બેઠો. મંડોરના રાવની એ કુંવરીને પોતે મા પ્રમાણે લેખી, એટલુંજ નહિ પણ એટલા સારૂ તેણે પોતાનો ગાદીનો હક્ક છોડ્યો અને એ ગાદીનો પટાવત થઇ છેવટ સુધી તેનું રક્ષણ કર્યું. રાજ્ય લોભીઓને એમાંથી કેટલી બધી શીખામણ લેવાનીછે. પોતાના પિત્રાઇને રાજ્ય ન જાય માટે યુક્તિ પ્રયુક્તિ કરી પોતાની ગાદીને અપવિત્ર કરનારને કેવું નીચું જોવાનું છે; વળી મુસલમાનોને કન્યા દેવા વિરૂદ્ધ પણ મેવાડીઓની લાગણી અતિશય હતી. મુસલમાનોને કન્યા દેનારને તેઓ ધિક્કારતા ને તે માટે ગમે તેટલું જોખમ વહોરતા. પ્રતાપે ને તેનાં માણસોએ જેપુરના માનસિંગનું અપમાન કરી અકબર સાથે લડાઈઓનું જોખમ ખેંચી લીધું, ને રાજસિંગે અમરસિંગની કે રૂપનગઢના ઠાકોરની કુંવરીનું હરણ કરી આણી ઔરંગજેબનો કોપ ખેંચી લીધો, તે માત્ર એજ લાગણીને લીધે હતો. પ્રતાપ અકબરને તાબે થવા તૈયાર થયો ત્યારે પૃથુરાજે કાવ્યમાં પત્ર લખી પ્રતાપને ઉશ્કેરી તાબે થતો અટકાવ્યો, તે માત્ર રજપૂતોની પવિત્રતા સાચવવા અને મુસલમાનને તાબે થઇ તેને કન્યા દેતાં અટકાવવાનેજ માટે હતું.

રાણાઓની સ્વદેશ સ્વાતંત્ર્ય ચાહના તે સ્વદેશ પ્રીતિ અનુપમ હતી. સ્વદેશને માટે કે સ્વદેશ સ્વતંત્રતાને માટે તેઓ ગમે તેવું જોખમ ખેડતા, પોતાનાં બૈરાં છોકરાં મરવા દેતા, પોતાનો દેહ અર્પણ કરતા કે અતુલ દુઃખ વેઠતા, પણ સ્વદેશ સ્વતંત્રતા સાચવતા. સ્વદેશ સ્વતંત્રતા સાચવવાને ગમે તેવું વેર હોય તે પણ ભૂલી જતા. જ્યારે રાઠોડો ચિતોડમાં કરતા હરતા ને પૂર સત્તાવાળા થયા તથા તેઓ મેવાડનું રાજ્ય પચાવી પડવાની તૈયારી

ઉપર આવ્યા, ત્યારે મોકળની માએ ચંદ્રસિંગને બોલાવ્યો, કે ચંદ્રસિંગ સઘળું પાછલું વેર ભૂલી જઈ ચિતોડ આવ્યો ને રાઠોડોને કહાડી મોકળને સ્વતંત્ર ગાદી કરી આપી: તે માત્ર સ્વદેશ સ્વતંત્રતા સાચવવા માટેજ. પ્રતાપ મરવા પડ્યો ત્યારે પોતાના સઘળા સરદારોનું વચન લીધું, તે ફકત મેવાડની સ્વતંત્રતા સાચવવાનેજ. અમરસિંગ ઉપર જહાંગીર પાદશાહનું લશ્કર ચઢી આવ્યું ત્યારે ચંદાવતે અમરસિંગને માઠું લાગે તેવી વર્તણુક ચલાવીને પણ લડાઇમાં દોર્યો, તે પોતાની ભૂમાતાને મુસલમાનોને તાબે થતી અટકાવવાનેજ માટે હતું. પ્રતાપને મારવાને બે પઠાણો પાછળ પડ્યા ત્યારે પોતાનું વેર ભૂલી જઇ તે પઠાણો પાછળ શકતો પડ્યો, તેમને માર્યાને પ્રતાપને બચાવી તેને પોતાનો ઘોડો આપ્યો: એ માત્ર સ્વદેશ પ્રીતિનેજ લીધે હતું.

વળી તેમનું પરાક્રમ ને સાહસ તો અતુલ હતું. મેવાડે કરેલી એક પણ લડાઇ એવી નથી કે જેમાં મેવાડીઓએ પરાક્રમ બતાવ્યું ન હોય, કે સાહસ કર્યું ન હોય. તેમનું પરાક્રમ તો એટલું હતું કે દુશ્મનો પણ તેથી તાજુબ થતા. તેમને પણ તેમના પરાક્રમનાં વખાણ કર્યાં વગર ચાલ્યું નથી. જેમલ ને કેલવાના પ્રતાપનાં કે રાણા પ્રતાપના પરાક્રમનાં અકબરે ને તેના સરદારોએ પણ વખાણ કર્યાંછે. અમરસિંગનાં જહાંગીરે વખાણ કર્યાંછે. પણ પૃથુરાજ ને સંગ એ બે ભાઈઓએ માળવાના રાજાને કેદ કરી આણ્યા, એવા સાહસનો તો જોટોજ મળવો મુશ્કેલછે. રાજસિંગે રૂપાળીબાનું હરણ કર્યું તે, પ્રતાપે જહાંગીરના હાથી ઉપર ને ચંદાવતે ઔરંગજેબના હાથી ઉપર ઘોડા ઠેકાવ્યા, એ પણ સાહસજ હતું. પૃથુરાજે ટોડા ઉપર હલ્લો કર્યો તે પણ ઓછું સાહસ નહોતું. એવા સાહસિક મરદો મેવાડ વગર બીજે કયાં મળવાના ?

સાહસિક છતાં તેમની દીર્ઘદૃષ્ટિ ઓછી નહિ હતી. લડાઈને વખતે કે રાજ્ય ચલાવવામાં તેઓ લાંબી નજરથી જોઈ દઢ વિચાર બાંધતા હતા. લાખારાણાએ ને કુંભાએ લડાઇઓ લડવામાં

ને પ્રતાપસિંહે અમરસિંગ એશઆરામી થશે એવું ધારવામાં કેટલી દીર્ઘદૃષ્ટિ વાપરી હતી. લાખાએ ને કુંભાએ દીર્ઘદૃષ્ટિવડે મેવાડને નુકશાનીમાં ન નાંખતાં દુશ્મનો ઉપર જીત મેળવી, ને પ્રતાપની દીર્ઘદૃષ્ટિનું ભવિષ્ય મેવાડ ને કમનસીબે ખરૂં પડ્યું. અમરસિંગને ચંદાવતે અપમાન આપ્યું છતાં પણ પોતે શુદ્ધિમાં આવ્યો ત્યારે તે અપમાન મનમાં ન લાવતાં ઉલટો ચંદાવતનો ઉપકાર માન્યો, તે અમરસિંગની દીર્ઘદૃષ્ટિનું પરિણામ હતું.

રાણાઓ જેવા મોટા મનના રાજાના નમૂના પણ મળવા મુશ્કેલછે. તેઓ મોટા મનથી વેર ભૂલી જતા, ગુનો માફ કરતા, દૂશ્મનને મિત્ર કરી લેતા, ને રાજ્યમાં કુટુંબ કલેશ થતો અટકાવતા. તારાને પરણવા જતાં જેમલ મરાયો, તેનું વેર રાયમલરાણે મોટા મનથીજ મનમાં ન આણ્યુ ને તેનો ગુનો માફ કર્યો. કુંભો મહંમદને કેદ કરી લાવ્યો, તોપણ મોટા મનથી તેની સાથે મિત્ર તરીકે વર્ત્યો. પોતે દુશ્મનાવટ ભૂલી ગયો, ને તેથી તે મુસલમાનો પણ તેના મિત્ર થઇ રહ્યા. તેમજ કુટુંબકલેશ ન થાય માટે સંગે પોતાનો ગાદીનો હક્ક મોટા મનથી છોડી દીધો. વળી ઉદેસિંગ પછી તેનો ઠરાવેલો વારસ જગમલ ગાદીએ બેઠો ત્યારે પ્રતાપ પોતાનો હક્ક છતાં કુટુંબ કલેશ ન કરવા માટે રાજ્ય છોડી દેશવટે જવા તૈયાર થયો હતો તે પ્રતાપનું મોટુ મન બતાવે છે. વળી જે દુશ્મનો હાર્યા પછી શરણે આવે, તે દુશ્મનોને નહિ મારતાં કે નહિ પીડતાં તેમનાં હથીઆર મૂકાવી સલામત જવા દેવા, હથીઆર વગરના દુશ્મનો ઉપર હાથ ન ઉગામવો, શરણે આવેલાનું રક્ષણ કરવું, વગેરેથી પણ તેમનું મોટુંજ મન જણાયછે. પડતીના વખતમાં પણ પ્રતાપે ફરીદખાંને ઘેરેલો ને તે એકલો પકડાયલો તોપણ જવા દીધો તે, પોતાના દુશ્મનની પ્રજાને પોતાનો કુંવર લૂટી લેતો હતો તેની બૂમ જવાથી રૈયતપર દયા લાવી રાજસિંગે કુંવર ભીમસિંગને પાછો બોલાવી લીધો તે, અને મેવાડના સ્વતંત્ર રાજ્યને પાદશાહતની જાગીર બનાવનાર ખુરમ

પોતાની પડતીના વખતમાં રાણાને શરણે આવ્યો ત્યારે આશ્રય આપ્યો તે, રાણાઓનાં મહાન મન બતાવેછે.

મોટા મન સાથે તેમનું મન દૃઢ પણ હતું. માથું ગયે તેઓ પોતાની દૃઢતા તજતા નહિ. પોતાનો બોલ પાળવાને દૃઢતાથી વળગી રહેતા. ગમે તે થાય પણ પોતાનો ઠરાવ બદલતા નહિ. રજપૂતનો બોલ ને હાથીના દાંત નીકળ્યા તે પાછા પેસવાનાજ નહિ. રાણાઓએ પોતાનો બોલ પાળવાને રાજ્ય ખોયાં, સગાં વહાલાં ખોયાં, અસહ્ય કષ્ટ વેઠ્યાં, ને પાયમાલ થઈ ગયા. દેશનું સ્વાતંત્ર્ય ને રજપૂતવટ સાચવવી એ તેમનો દૃઢ ઠરાવ હતો. ચંદ્રસિંગે રાજ્ય હક્ક ખોયો તે ખોયોજ. મરતા સુધી રાજ્ય મેળવવાની શક્તિ છતાં ને મેળવ્યું છતાં પટાવત તરીકે રહ્યો. અકબર સામું લઢવું, રાજ્ય જાય ને અસહ્ય દુઃખપડે પણ મુસલમાનને તાબે તો નજ થવું, એ પ્રતાપનો ઠરાવ તેણે છેવટ સુધી પાળ્યો. સંગે રાજ્ય હક્ક છોડ્યો તે પોતાના ભાઇઓ મૂઆ પછીજ સંભાળવા આવ્યો. રાજસિંગે રજપૂતાણીને મુસલમાનને હાથ ન જવા દેવાના ઠરાવનેજ લીધે ઔરંગજેબ સાથે વેર બાંધ્યું.

પણ તે સઘળું છતાં રજપૂતો ભોળા હતા. ભોળપણથી તેમણે ઘણીવાર મુસલમાનોથી થાપ ખાધીછે, પણ તે પરાક્રમની સાથે રહેલુંજછે. સમરસીએ શાહબુદ્દીનથી, ભીમસિંગે અલ્લાઉદ્દીનથી, પૃથુરાજે સિરોહીના પ્રભુરાવથી, સંગે બાબરથી, ને રાજસિંગે ઔરંગજેબથી ભોળપણાનેજ લીધે થાપ ખાધી. એ ભોળપણુ ન હોત તો શાહબુદ્દીન દિલ્લીનો ધણી ભાગ્યે થાત. અલ્લાઉદ્દીન ચિતોડનો નાશ ન કરી શકત, બાબરને કદાચ કાબુલ પાછું જવું પડત, ને ઔરંગજેબની જગાએ અકબર ગાદીપતિ થાત.

આપણે ઊપર રાણાઓના સદ્ગુણો કહ્યા, એટલુંજ માત્ર બસ નથી, પણ જેવા રાજા તેવીજ પ્રજા ને પટાવત પણ હતાં. પટાવતો ને પ્રજા પણ સ્વદેશ પ્રીતિમાં, લાગણીમાં, સ્વદેશ સ્વતંત્રતાની ચાહનામાં, પરાક્રમમાં, નિડરતામાં, સાહસમાં, તેમના રાણા જે-

વાંજ હતાં. તેમની રાજ્ય ભકિતનો ને સ્વાત્માર્પણનો તો દુનિઆમાં જોટોજ મળવો મુસ્કેલછે. લડાઇમાં મોખરે રહેવું એતો મેવાડી પટાવતો માન સમજતા. જીવ સાચવવા હાલના સરદારો પાછળ રહેવા ઈચ્છા કરે, ત્યારે પતંગીઆની પેઠે દુસ્મનોપર તૂટી પડવા તે વખતના પટાવતો મોખરે રહેવામાં માન સમજતા. અને તેને માટે શકતાવતે ને ચંદાવતે ઓન્તાલાનો કિલ્લો લેવામાં કેવું સાહસ ને પરાક્રમ કર્યુ તે આપણે જોઈ ગયા. ચિતોડના ત્રણે ઘેરા વખતે અને તેમાં વિશેષે અકબરના ઘેરા વખતે ઘેરે ઘેર ને શેરીએ શેરીએ અકબર સામે ચિતોડીઓ થયા ને મરતા સુધી તાબે થયા નહિ, એ તેમની કેવી સ્વદેશપ્રીતિ!! તેમજ એજ ઘેરા વખતે ઉદેસિંગ નાસી ગયો, તોપણ કેલવાના પ્રતાપે અને જેમલે ચિતોડનો બચાવ કરવા સ્વાત્માર્પણ કર્યું, તે માત્ર સ્વદેશ પ્રીતિનેજ લીધે. રાજસિંગના વખતમાં ચંદાવત ઔરંગજેબ સામે ગયો તે માત્ર રાજ્ય ભક્તિ ને સાહસ હતું. ઝાલા રાજા માનસિંગે પ્રતાપનો જીવ બચાવવા પોતાનો જીવ આપ્યો, એ સ્વાત્માર્પણનું કામ સ્વામી ભક્તિનેજ લીધે હતું. પટાવતો નિડર ને ખરૂં કરવામાં દઢતા વાળા હતા એમાં લગારે શક નથી. કેમકે તે વખતના પટાવતો સરખી લાગણીના ને ઐકયતાવાળા હતા. તેઓ સ્વાર્થ તજીને રાજ્ય હિત પહેલું જોતા ને રાજ્યહિત સાચવવાને રાજાનો ભોગ આપવો પડે કે તેનો કોપ ખેંચી લેવો પડે તો તેની દરકાર રાખતા નહિ. વિક્રમજીત રાજ્યને હાનિ કારક જણાયો કે તેને ગાદીએથી ઊઠાડયો ને તેને મારીને વનવીરને બેસાડયો. પણ હક્કદારનો હક્ક સાચવવાને ઉદેસિંગ છતો થયો કે વનવીરને સમજાવી ગાદીએથી ઉઠાડી ઉદેસિંગને બેસાડયો. તેમ કરવામાં પોતે બેસાડેલાને કેમ ઉઠાડાય ? તેને ઉઠાડવાથી આપણો માન મરતબો ઘટે એવું અભિમાન તેઓ લાવ્યા નહિ. વળી પ્રતાપનો હક્ક ડૂબાવી જગમલ ગાદીએ બેઠો, ત્યારે એજ પટાવતોએ તેને ઉઠાડીને પ્રતાપને બેસાડયો. અમરસિંગ જહાંગીર સામા લડતું કે તાબે થતું એની ગડ-

ભાંગમાં પડયો કે તેને કાંડું ઝાલીને લડાઇમાં દોરનાર પણ એજ નિડર ને દેશદાઝુ પટાવતો હતો. એવા પટાવતોનું રાજાને પણ માન રાખવું પડતું હતું. અમરસિંગે તાબે થયા પછી જે કુંવર પાદશાહની તેનાતમાં રહે તે કુંવર પાટવી છતાં તેની બેઠક મુખ્ય પટાવતોની નીચે રાખી, કે જેથી પટાવતોનું મન દુભાય નહિ.

એમ કહેવાયછે કે વાણીઆની ઢીલી દાળ ખાનારી જાત પોચીછે. પણ મેવાડની પ્રતાપી ભૂમિએ એ પોચી જાતને પણ પ્રતાપી નીપજાવીછે. કોમલમેરના સુબા આશાશાહે ઉદેસિંગને પોતાને ઘેર રાણા વનવીરથી છૂપો રાખીને ઉછેર્યો, તે તેની હિમત ને રાજ્યભક્તિ બતાવેછે. પરંતુ તે કરતાં પણ વિશેષ દયાળશાહે રાજસિંગના વખતમાં ઔરંગજેબ સામા લડવામાં માળવા પ્રાંત જીતી, લૂટીને તથા મુસલમાનોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવીને માળવાના લોકોમાં પોતાનું નામ છોકરાંને બીવડાવવાનું કરી મૂક્યું, એ તેનું ખરૂં પરાક્રમ હતું. તેમજ ભામાશાહ જેણે મેવાડનું ગએલું રાજ્ય પોતાની સઘળી દોલત પ્રતાપને હવાલે કરીને તાર્યું, એ તેનું કેવું મોટુંમન, કેવી રાજ્ય ભક્તિ, કેવી સ્વદેશ પ્રીતિ ને કેવી નિર્લોભતા બતાવેછે!!! આશાશાહ, દયાળશાહ ને ભામાશાહના દાખલા હાલના પોચા ને સ્વાર્થી કે લોભી વાણીઆઓને કેવાં દૃષ્ટાંત રૂપ છે?

મેવાડના કાં રજપૂત કાં વાણીઆ, કાં રાજા કાં પટાવત કે પ્રજા, બહાદુર, પરાક્રમી ને સ્વદેશપ્રીતીવાળી હતી, એટલુંજ નહિ પણ એ ઇતિહાસમાં ત્યાંની રજપૂતાણીઓ, કાં રાજાની રાણી કે પટાવત ને પ્રજાની સ્ત્રીઓ, બહાદુર ને પરાક્રમી હતી. જેની કૂખમાં પાકતા રજપૂતો આવા બહાદુર હતા, તેઓ પંડે પણ બહાદૂરજ હોવી જોઇએ. સમરસીની સ્ત્રી કર્મદેવીનું કુતુબુદ્દીનને યુદ્ધ કરીને હરાવવું, જવાહીરબાઇએ બીકા ખડક આગળથી મુસલમાનોના હુમલાને પાછો વાળવો; ઉદેસિંગની રાખે અકબરને ચિતોડ આગળથી પાછો હઠાવવો, તારાબાઈએ બહાદુર પૃથુરાજની સાથે જઈ સહાસ કરી મુસલમાનો પાસેથી ટોડાનો ગઢ જીતવો, કેલ-

વાના પ્રતાપની માએ અકબરના લશ્કર ઉપર પ્રતાપને નાહિંમત નહિ થવા દેવાને પોતાના એકના એક વહાલા પ્રતાપની પડખે રહી તૂટી પડી લડતાં લડતાં ને મુસલમાનોને કાપતાં કાપતાં લડાઈમાં મરાવું, એ રજપૂતાણીઓનું ઓછું પરાક્રમ નથી. આશાશાહ ઉદેસિંગને ઉછેરવો કે નહિ તેની ગડભાંગમાં પડયો, ત્યારે તેની-માએ તેને કેવી સલાહ આપી, અને કેવી રાજ્યભક્તિ કે રાજ્ય પ્રેમ બતાવ્યો? સ્વરાજ્ય પ્રીતિ ને રાજ્ય લાગણી મોકલની દાઈની પણ ઓછી ન કહેવાય. રાઠોડ રાજા ચિતોડના રાણાની ગાદી ઉપર પોતાના દોહિત્રને લેઇને બેસતો, એજ એને માઠું લાગવાનું કારણ થયું. તેની સ્વરાજ્ય લાગણી સાથે દીર્ઘદૃષ્ટિ પણ કાંઈ ઓછી નહોતી. ખરેખરૂં કહીએ તો એની લાગણીથી ને દીર્ઘદૃષ્ટિથીજ મેવાડ રાઠોડોના હાથમાં જતું બચ્યું. ઉદેસિંગની ધાવ પન્નાની રાજ્યભક્તિ ને સહનશીલતાનાં વખાણ તો જેટલાં કરીએ તેટલાં થોડાં છે. એ સઘળી બાઈઓએ અબળા છતાં પ્રબળાનાં કામ કરેલાં છે. ઘણીવાર તો પુરૂષો પણ ન કરી શકે તેવાં કામ કરેલાં છે. સ્વામી પ્રેમ ને રાજ્ય ભક્તિ રાજસિંગના વખતમાં ચંદાવત-ની સ્ત્રીએ પણ ઓછાં બતાવ્યાં નથી. પોતાના પતિપરના પ્રેમથી અને પોતાનો પતિ રણક્ષેત્રમાં પરાક્રમો કરી રાજ ભક્તિ બતાવે એવી હોંસથી, તેણે પોતાનું મસ્તક પોતાને હાથે કાપીને ચંદાવતના ગળામાં આરોપવા મોકલ્યું, એ કેવો પ્રેમ ? મેવાડની સ્ત્રીઓ સ્પાર્ટાની કે કાર્થેજની સ્ત્રીઓથી પણ ચઢતી હતી. થરમાપીલીની લડાઇમાં સ્પાર્ટાની એક સ્ત્રી ડેમીનેટાના આઠે છોકરા મરાયા, તો-પણ તે શોક કરતી નહોતી, તે જોઈ તેને કોઈએ પૂછ્યું કે તારો વંશ ગયો ને તું શોક કેમ કરતી નથી ? ત્યારે તેણીએ કહ્યું કે મારે શોક શામાટે કરવો. મેં જે માટે મારા છોકરાને જન્મ આ-પ્યો હતો તે તેમણે સફળ કર્યુંછે. તેઓ સ્પાર્ટા માટે જન્મ્યા હતા ને સ્પાર્ટાના રક્ષણાર્થે મૂઆ છે. મારો વંશ ગયો નથી પણ અમર થયોછે, તો મારે શોક શાનો કરવો ? મારે તો ઉલટું રાજી

થવું જોઇએ કે મારી કૂખ વખણાઇ. તેમજ રોમનોએ કાર્થેજ જીત્યું ને શહેરને આગ લગાડી કતલ ચલાવવા માંડી, ત્યારે કાર્થેજનો સરદાર હાસ્દ્રુબાલ પોતાનો જીવ ઉગારવાને રોમનોને તાબે થવા ચાલ્યો, ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું કે દેશ દ્રોહી તારાં બૈરાં છોકરાંને અને દેશને છોડીને કયાં જાયછે ? દુશ્મનોથી ડરીને હમણાં શરણે જાયછે, પણ જ્યારે તારા દેશ દ્રોહનો જગત્ પિતા જવાબ માગશે, ત્યારે ભાગીને તું કયાં જઇશ ? તે છતાં પણ ખજ્યો નહિ ત્યારે કોટપર ચઢીને રોમન સરદારને કહ્યું કે એ દેશ દ્રોહીને તમે યોગ્ય શિક્ષા કરજો. એમ બોલી તે પોતાનાં છોકરાં સાથે બળતી આગમાં પડી મરણ પામી. આવાં વચનો બોલનારની સ્વદેશ પ્રીતિ અનુપમ હતી. પણ તેવી સ્પાર્ટામાં કે કાર્થેજમાં કોઇકજ હતી. અને મેવાડની રજપૂતાણીઓ તો બધીજ ઉપર કહેલી સ્પાર્ટન કે કાર્થાજીનીયનજ હતી. પોતાની આબરૂ સાચવવા માટે સઘળી સ્ત્રીઓએ સાથે મળીને જીવતાં બળી મરવું, એ રજપૂતાણીઓની કેવી દૃઢતા ને લાગણી બતાવે છે ? ચિતોડના ત્રણે ઘેરા વખતે રાજા રાણાને પ્રજાની સઘળી સ્ત્રીઓ માત્ર આબરૂજ સાચવવાને—મુસલમાનોને હાથ નહિ જવાને બળી મૂઇ હતી, એ તેમનો તે વખતના મુસલમાનોપર કેવો ધિક્કાર બતાવે છે ? અમરસિંગ રાઠોડની પુત્રીને પાદશાહ વેરે પરણવા કહ્યું ત્યારે જોગ લીધો, છતાં એજ પાદશાહ પરણવા આવ્યો ત્યારે ઉદેપુરના રાણા સાથે કેટલા જોખમે પરણી ? એ માત્ર તેનાં મુસલમાનોપરનો ધિક્કાર ને સ્વધર્માભિમાન હતાં.

છતાં તે વખતના સઘળા મુસલમાનો ધિક્કાર પાત્ર નહિ હતા. તે વખતના મુસલમાનો જૂલમી ને નઠારા હતા, તોપણ સઘળાજ તેવા નહિ હતા. તેમાં અપવાદ રૂપ માળવાનો મહંમદ ને તેનું મુસલમાની લશ્કર મુસલમાનોનાં મોટાં મન બતાવવાને દૃષ્ટાંત રૂપ છે. બાબર સામો લડનાર સંગ હતો, બાબરનો તે મોટો દુશ્મન હતો; તોપણ એજ સંગની સ્ત્રીએ એજ બાબરના પુત્રને

ભાઈ ગણી ભાણેજનું રક્ષણ કરવા બોલાવ્યો, તો મોટા મનથી પાછલું વેર ભૂલી જઈ હુમાયુંએ ભાણેજને મદદ કરીને ચિતોડ મુસલમાનોના હાથથી છોડવ્યું. વળી રાણા પ્રતાપે મેવાડનું ખોએલું રાજ્ય પાછું મેળવ્યું તે ફરીને જીતી લેવાની તાકાદ છતાં પ્રતાપને છેડયો નહિ, તે માત્ર પ્રતાપના પરાક્રમ ઉપર મોહિત થએલા અકબરના મોટા મનથીજ. એવા મોટા મનના મુસલમાનો છતાં શાહબુદ્દીન, અલ્લાઉદ્દીન, ઔરંગજેબ, બહાદુર, ઇત્યાદિ હલકા મુસલમાનોને લીધેજ રજપૂતોને મુસલમાનોપર ધિક્કાર છૂટયો હતો.

મેવાડપતિઓ લડાઇનાજ રસિયા નહિ હતા. તેમને પોતાની આબરૂની ખાતર કે સ્વદેશ રક્ષણની ખાતર લડાઇઓ લડવી પડે તો લડતા એવાત ખરી, તથાપિ તેઓ શાંતિના વખતને ધિક્કારનારા કે તેનો ગેરઉપયોગ કરનારા નહિ હતા. તેઓ શાંતિના વખતમાં રૈયતનું લૂટ ચોરી ને જૂલમથી રક્ષણ કરતા. તેમનાં સુખદુઃખની તપાસ રાખતા. દુકાળને કે એવે પ્રસંગે તેમની આપદા ઓછી થાય તેવી યોજના ઘડતા. પ્રગણામાં ફરીને, જાતે લોકને પૂછીને, કે ફરીયાદીને જાતે મળીને, તેમની ફરીઆદ સાંભળી ઇનસાફ આપતા. તેઓ નગર ચરચા જોઈ લોક વાયકા સાંભળતા ને પોતાની કીર્ત્તિ અપકીર્ત્તિ થાયછે તે સાંભળીને પોતે તૂલના કરતા, તથા પોતાની ભૂલ માલમ પડે તો સુધારતા. પણ તે અપકીર્ત્તિ કરનાર ઉપર ગુસ્સે નહિ થતા. ગામેગામ ગામના નાના નાના ટંટાફ્રિસાદ પતાવવાને પંચો નીમતા, તેથી રાજાને પોતાને ચૂકવવા જેવી ફ્રિયાદ થોડી આવતી. ગામેગામ ઇનસાફ કરનારા પંચ હોવાથી લોકોને તેમની પાસે ઇનસાફ માગવા જવું મુશ્કેલ કે મોંઘું પડતું નહિ. અને પંચપણ "પંચ ત્યાં પરમેશ્વર" ગણી જે ઇનસાફ કરતા, તે વાજબીજ થતો. રાણાને પણ તેથી તે સંબંધી ખર્ચ થતું નહિ. લશ્કર તો પટાવતોનું હતું, ને પટાવતોને જાગીરો આપેલી હતી, એટલે ખજાનામાંથી લશ્કરનું ખર્ચ ન થતું. દીવાની ફોજદારી કામ કરનારા પંચ હતા. તે બધાના ઉપર દેખરેખ તે

ભાગનો ફોજદાર કે કિલ્લેદાર રાખતો. એ કિલ્લેદાર પણ પટાવત હતો. તે પોતાના લશ્કરવડે કિલ્લો સાચવતો ને રૈયત ઉપર દેખરેખ રાખતો. એટલે વસૂલાત ખાતું માત્ર જુદું હતું. એ વસૂલાત ઊઘરાવવા માટે પટેલો રાખેલા હતા. એ પટેલોને જમીન પળતી, ને તેના બદલામાં તેઓ વસૂલાત ઉઘરાવી દરબારમાં ભરતા. જમીનના મહેસૂલમાં ઉપજની જાત પ્રમાણે છઠ્ઠો, પાંચમો કે ચોથો ભાગ લેવાતો. કિંવા એ વર્જે ભાગનો અમુક સરતે ઇજારો અપાતો. તેટલું છતાં ઇજારદારો રૈયતને પીડે નહિ, તે માટે તેના ઉપર દેખરેખ રહેતી. બીજી જાતની ઊપજ દેશદાણની હતી. જે માલ પરદેશ જતો તેના ઊપર નીકાશનું દાણ લેવાતું, તેમજ પરહદનો જે માલ આવતો તે ઉપર રાહદારી, કે પરહદનો જે માલ મેવાડમાં આવતો તે ઉપર આયાત જકાત લેવાતી. એ દાણનો પણ ઘણીવાર તો અમુક સરતે ઇજારો અપાતો હતો. પણ તે સઘળા બંદોબસ્તમાં રૈયતને દુઃખ થાય નહિ કે રૈયતપર જૂલમ થાય નહિ, તેની પૂરતી ચોકસી રાખવામાં આવતી.

ઈનસાફ આપવામાં ને રૈયતનું રક્ષણ કરવામાં તેઓ જેવી કાળજી રાખતા, તેવીજ કાળજી તેઓ તેમની આબાદી વધારવાને રાખતા. વેપાર રોજગાર વધારવાને યોગ્ય બંદોબસ્ત કરતા. તેમનામાં હુનર કળાનો વધારો, સુધારો ને ફેલાવો થાય, તેવી સંભાળ રાખતા. નવી નવી શોધો કરાવતા ને એ શોધો કરનારને યથાયોગ્ય ઇનામ આપી, ખરીદી કરી કરાવી કે તેમની કારીગરીનો દરબારમાં ઉપયોગ અનુભવ કરાવી ઉત્તેજન આપતા. દુકાળ પડે કે થોડું પાકે ત્યારે વસૂલાતમાં છૂટ મૂકતા, તથા તેમનાં દુઃખ ઓછાં થવાને યુક્તિ કરતા. તેમને ધંધો રોજગાર મળે ને તે વડે પોતાનું ગુજરાન ચલાવે તથા તેઓ આળસુ ભીખારી થઈ રખડીને ભૂખે મરતા બચે, માટે તેમને નવીન કામો ઉભાં કરી ધંધે વળગાડતા. ટુંકામાં જેમ રૈયત રાજાના સંકટ સમયે મદદે આવતી, તેમ રૈયતના સંકટ સમયે રાજા પણ મદદે જતો. રૈયત વડે રાજાછે,. એમ તેઓ જાણતા. રૈયતને સુખે સુખી ને દુઃખે

દુઃખી, તથા રૈયતની આબાદીએ રાજ્યની ને રાજાની આબાદી સમજતા. રૈયતને લૂટીને, દુઃખી કરીને, દંડીને, ભારે ભારે અસહ્ય કરો લેઈને, કે તેમના તરફ એ દરકાર રહીને રૈયતની પાયમાલી ન કરતા. રૈયતના પૈસા લેઇને જરૂર પડે તેમને પોષવાને પાછા હઠતા નહિ. શાંતિના વખતમાં જે પૈસો એકઠો થતો તે સાચવવાને ધન સંચય કરી રાખતા નહિ, પણ તે પૈસો દેશરક્ષણ માટે કિલ્લા, જળાશયો, નવા રસ્તા, ને નવાં નવાં મકાનો બંધાવવામાં ખર્ચતા. તેથી પૈસાનો વ્યય બરાબર થતો. રૈયતનો પૈસો રૈયતમાંજ વપરાવાથી તે કંગાળ થતી નહિ, ને ગરીબ ને મજૂરોને રોજી મળવાથી તેઓ ભૂખે મરતા નહિ. મેવાડના ચોરાસી કિલ્લા, ત્યાં ઠામ ઠામ બંધાવેલાં દહેરાં, ચિતોડ, કોમલમેર ને ઉદેપુરમાં બંધાવેલા મહેલો ને ગઢ, ચિતોડનો કીર્ત્તિસ્તંભ ને કાંકરોલીનું મહાનસરોવર, એ વગેરે બંધાવીને મેવાડપતિઓએ કરોડો રૂપીઆ ખર્ચ્યા છે, તે સઘળા રૈયતમાં વપરાયાછે; એ મકાનોમાંનાં ઘણાં તો દુકાળથી લોકોને મરતા ઉગારવા માટે બંધાવેલાં છે. તેમની એ દીર્ઘદ્રષ્ટિથીજ રૈયત સદાય રાજા ઉપર રાજી રહી, જરૂરને વખતે પોતાના પ્રાણ કુરબાન કરતી.

હમીરે, લાખાએ, ચંદ્રસિંગે, અમરસિંગે, જગતસિંગે ને રાજસિંગે રૈયતના સુખ માટે બહુ કાળજી બતાવીછે. રૈયતમાં શાંતિ પ્રસરી વેપાર રોજગાર વધે માટે લૂટ ચોરી બંધ પાડી, નવા નવા ખનીજ પદાર્થોની શોધ કરાવી, નવાં મકાનો ને જળાશયો બંધાવ્યાં. લઢાઈનો વખત બાદ કરતાં બાકીના વખતમાં મેવાડની ઊપજમાંથી જે સીલીક રહે તે રૈયતનાજ લાભ અર્થે ઘણું કરીને ખર્ચતા. તેઓ પોતાની રૈયતના કલ્યાણ માટે બહુ કાળજી રાખતા. હિંદુઓ ઉપર ઔરંગજેબે જજીઆ વેરો નાંખ્યો ત્યારે પાદશાહનું વેર બાંધીને પણ ઉદેપુરનો રાણો હિંદુપત, હિંદુઓની વહારે ચઢ્યો. એ વખતે એ સંબંધી રાજસિંગે ઔરંગજેબને લખેલો પત્ર મહાન દીર્ઘદ્રષ્ટિ બતાવનારો, ડહાપણ ભરેલો ને યથાયોગ્યછે. એ ઉપરથી રાણાની રૈયત માટે કેટલી કાળજી હતી તે જણાયછે. અને એવાં એવાં કામોથીજ તેઓ પ્રજાને પ્રિય હતા.

સમાપ્ત.

# જાહેરખબર.

**નીચેની ચોપડીઓ આર્યોદય પ્રેસમાં તથા તેના બનાવનાર પાસેથી રોકડી કીમતે મળશે.**

પતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી) બનાવનાર અમદાવાદની ફીમેલ ટ્રેનિંગ કાલેજના હેડ માસ્તર વિઠ્ઠલદાસ ધનજીભાઈ. આ એક રસિક વાર્તા છે. તે વાંચનારને પસંદ પડી જણાયછે કેમકે તેની પહેલી આવૃત્તિ ખપી ગઈછે ને બીજી આવૃત્તિ છપાવી છે. ડેમી નવ ફરમાનું પુસ્તક છે. કીમત ૦-૬-૦ ટપાલ ખર્ચ ૦-૦-૬

અંકગણિતની રીતો ને કારણ. બનાવનાર વિઠ્ઠલદાસ ધનજીભાઈ. એમાં અંકગણિતની સઘળી રીતો ને તેનાં કારણ શીખનાર સમજી શકે એવી સહેલી ભાષામાં લખેલાં છે. એ પુસ્તક ડેમી સાડા દશ ફરમાનું છે. કીમત ૦-૬-૦ ટપાલખર્ચ ૦-૦-૬

ગુજરાતની ખેતીવાડીની હાલની સ્થિતિ. બનાવનાર વિઠ્ઠલદાસ ધનજીભાઈ. એમાં ગુજરાતના દરેક ભાગમાં ચાલતી ખેતીની રીત, ખાતર, વાવેતર વગેરે યથાસ્થિત વર્ણવ્યુંછે. એ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની મંજુરી તથા ઈનામ મેળવી છપાવેલું છે. એ છીંટના પાકા પુઠાથી બાંધેલું છે ને એનું કદ ડેમી સોળ ફરમાનું છે. કીમત ૧-૦-૦ ને ટપાલખર્ચ ૦-૧-૦

મેવાડની જાહોજલાલી બનારનાર વિઠ્ઠલદાસ ધનજીભાઈ. એમાં મેવાડની ચઢતીના વખતનો મેવાડના પરાક્રમી રાણાઓનો બાપા રાવળે ચિતોડમાં ગાદી કરી ત્યારથી તે ઔરંગજેબના સામા વાળીઆ રાજસિંગ રાણા સુધીનો રસિક ઈતિહાસ આપેલો છે. એ પુસ્તક વાંચવા યોગ્ય ને રાજા પ્રજાને શીખામણ લેવા જોગ છે. એવી જાતના ઇતિહાસ ગુજરાતીમાં ભાગ્યેજ હશે. એનું કદ રોયલ ત્રેવીશ ફરમાનું છે. તે સુંદર છીંટના મજબુત પાકા પુઠાથી બાંધેલું ઉત્તમ કાગળ ઉપર સારા ટાઈપથી છાપેલું છે. એની કીમત ૨-૦-૦ ને ટપાલખર્ચ ૦-૨-૦

પાણીપત. બનાવનાર રા. આ. હરગોવનદાસ દવારકાંદાસ. એમાં પાણીપતમાં થએલી લઢાઈઓનું રસિક ને જુસ્સાવાળી કાવ્યમાં વર્ણન કરેલું છે. એ કાવ્યની પણ ગુજરાતીઓએ ખુબ કરી જણાય છે. એની ૩જી આવૃતિ ખપી ગઈ છે ને ૪થી આવૃત્તિ છપાવી છે. કીમત ૦–૪–૦ ટપાલખર્ચ ૦–૦–૬

પુસ્તકમાળા ભાગ ૧લો. વડોદરા હિતવર્ધક સભાએ છપાવેલા સસ્તા પ્રથમના બાર અંકોના સંગ્રહનું આ પુરતક છે. છપાવી પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદાસ ગોકળદાસ અમદાવાદની મુંબાઇબેંકના શરાફ. કીમત ૦–૪–૦ ટપાલ ખર્ચ ૦–૦–૬ એ પુસ્તક ઇનામ આપવામાં મંજુર થએલું છે.

પુસ્તકમાળા ભા. ૨જો. વડોદરા હિતવર્ધક સભાના છપાવેલા સસ્તા બીજા બાર અંકો એટલે તેરમા અંકથી તે ૨૪મા અંક સુધીના અંકોનો સંગ્રહ આ પુસ્તકમાં છે. છપાવી પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદાસ ગોકળદાસ કીમત ૦–૩–૬ ટપાલ ખર્ચ ૦–૦–૬

* રાણી રૂપસુંદરી. બનાવનાર રા. રા. હરગોવનદાસ દવારકાંદાસ. પંચાસરના રાજા જયસીખરની રાણી રૂપસુંદરીની આ રસિક વાર્ત્તા છે. એ પુસ્તક પણ વાંચવા યોગ્યછે. છપાવી પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદસ ગોકળદાસ કીમત ૦–૫–૬ ટપાલ ખર્ચ ૦–૦–૬.

અંકગણિતનો ખુલાસો. પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદાસ ગોકળદાસ એમાં સરકારી નિશાળોમાં ચાલતા નવા મોટા અંકગણિતના હિસાબો સમજી શકાય એવી રીતે કરી બતાવ્યા છે. કીમત ૦–૧૦–૦ ટપાલ ખર્ચ ૦–૧–૦

માપકરણનો ખુલાસો. પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદાસ ગોકળદાસ એમાં સરકારી માપ કરણના હીસાબો સમજાય એવી રીતે કરી બતાવ્યાછે. કીમત ૦–૨–૦ ટપાળ ખર્ચ ૦–૦–૬

ભરતખંડના ઇતિહાસના પ્રશ્નોતર. પ્રસિદ્ધ કરનાર રા. રા. ખુશાલદાસ ગોકળદાસ એમાં હિંદુસ્તાનના ઈતિહાસના છોકરાઓને સમજપડે એવી રીતે પ્રશ્નોત્તર આપેલાછે. એની કીમત ૦–૪–૦ ટપાલ ખર્ચ ૦–૦–૬